# ગદ્યકુસુમ

મોહનલાલ
તથા
વ્યોમેશચંદ્ર

# ગદ્યકુસુમ

સંપાદક

**મોહનલાલ પાર્વતીશંકર દવે**

એમ. એ. એલએલ. બી. પ્રોફેસર, સુરત કૉલેજ

તથા

**વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી**

એમ. એ. એલએલ. બી. પૂર્વે પ્રોફેસર, સુરત કૉલેજ

બૅરિસ્ટર-ઍટ-લૉ

સુરત

મૂલ્ય રૂ. ૧-૮-૦

૧૯૮૭ સન ૧૯૩૧

# પ્રસ્તાવના

વિદ્યાપીઠમાં પ્રવેશ કરવા ઇચ્છનારા વિદ્યાર્થીઓ પ્રથમ આપણા સાહિત્યમાં પ્રવેશ કરે એ હેતુથી આ સંગ્રહ યોજ્યો છે. લેખોની પસંદગીનું કામ ધાર્યા કરતાં કપરું નીવડ્યું. અમારામાંના એકને ગમ્યો તે લેખ બીજાને ન ગમ્યો. અમને બેઉને ગમ્યા તેમાંના કેટલાક વિદ્યાપીઠની સ્વાધ્યાય-સમિતિને ન ગમ્યા. વળી કેટલાક લેખકોને તેમનો અમુક લેખ અમે લઈએ તે ન ગમ્યું તો કોઈક પ્રકાશકને અમુક લેખ અમે છપાવીએ તે ન ગમ્યું. આખરે સહુને ગમ્યું તેમ કર્યું અને આ સંગ્રહ તૈયાર થયો. હવે ઇચ્છા એટલી જ છે કે તરુણ વિદ્યાર્થીઓને પણ એ ગમે. ગયા વરસના 'ગદ્યસંચય' કરતાં આમાં લગભગ પચાસ પાનાં ઓછાં છે તે તો વિદ્યાર્થીઓને જરૂર ગમશે!

સંગ્રહને અંતે ટીકા મૂકી છે તેમાં નવી જ પદ્ધતિ દાખલ કરી છે. પ્રત્યેક ટીકાના પાંચ ભાગ પાડ્યા છે. લેખકના જીવનની રૂપરેખા, તેના મુખ્ય ગ્રંથો, તેની શૈલીનું આછું દિગ્દર્શન, પછી લેખનો પરિચય અને છેવટે ટિપ્પણ. ટિપ્પણ માત્ર પર્યાયમય નથી, વિવેચનાત્મક પણ છે. આથી અભ્યાસ શુષ્ક થઈ જતો અટકશે. વિસ્તાર થાય તેનો ભય અમે રાખ્યો નથી કારણ કે ટીકા કંઈ અભ્યાસક્રમનો ભાગ નથી. એ ટીકા રસપૂર્વક વાંચનારનો બોજો વધશે નહિ પણ ઘટશે. અભ્યાસનું ધોરણ પણ એથી ઊંચું રહેશે તે વિદ્વાન શિક્ષકોને ગમશે એવો અમને ભરોસો છે. એ ધોરણ નક્કી થાય એવા હેતુથી ગયા વરસના બે લેખ આ સંગ્રહમાં પાછા મૂક્યા છે.

જે લેખકો ને પ્રકાશકોએ લેખ છપાવવાની અમને પરવાનગી આપી છે તેમના અમે ઋણી છીએ. ગુજરાતી સ્વાધ્યાયસમિતિએ આ સંગ્રહ અપનાવ્યો તેથી અમે ઉપકૃત થયા છીએ. એના પ્રમુખ તરીકે સાક્ષર શ્રી કૃષ્ણલાલ ઝવેરીએ અસંખ્ય વ્યવસાયોમાંથી વખત કાઢી અમને માગી મદદ આપી છે તેમનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સ્વજન તરીકે પ્રો. અતિસુખશંકરે આપેલી અમૂલ્ય સૂચના બદલ તેમનો ઉપકાર આ સ્થળે માનવો જ જોઈએ. બીજા અનેક જણ તરફથી અમને કંઈ કંઈ રીતે સહાય મળી છે તેમાંથી પ્રો. મંગેશરાય જનાર્દન પાઠકજી એમ. એ. એલએલ. બી.નું નામ ગણાવ્યા વિના ચાલે એમ નથી. પ્રૂફ તપાસવાનો ત્રાસ એમણે વેઠયો ન હોત તો આ પુસ્તક સવેળા પ્રસિદ્ધ ન થાત.

આ સંગ્રહનું નામ 'ગદ્યકુસુમ' રાખતાં અમે અચકાયા નથી. એમાં આપણા સાહિત્યનાં સુન્દર પુષ્પો જ છે. કોઈ રૂપે સુન્દર છે તો કોઈ રંગે સુન્દર છે. સુગંધ પણ દરેકની ન્યારીજ છે. એ અક્ષરપુષ્પોની પરિમલથી પ્રેરાઈને કોઈ પ્રચ્છન્ન પ્રેમાનન્દ ગુર્જરીનું ગૌરવ વધારવાની પ્રતિજ્ઞા લેશે તો અમારો પ્રયત્ન પાર પડયો એમ ગણીશું.

નિર્જલા એકાદશી : ૧૯૮૭
હવાડિયા ચકલા : સુરત

સંપાદકો

# અનુક્રમણિકા

## ખંડ ૧



## ખંડ ૨

## ખંડ ૩

### નાટક : સંવાદ



## ખંડ ૪

### નિબન્ધ : નિબન્ધિકા : પ્રકીર્ણ

# પ્રવેશક

મહાત્મા ગાંધીજીથી માંડીને શ્રી લીલાવતી મુનશી સુધીના ભિન્નભિન્ન કોટિના લેખકોની શૈલી ને લેખોનો પરિચય ટીકામાં કરાવ્યો છે. અહીં તો માત્ર આખા સંગ્રહનું ખંડવાર દિગ્દર્શન કર્યું છે.

પહેલો ખંડ ચરિતાત્મક છે. પ્રથમ લેખ ગાંધીજીના આત્મચિત્રમાંથી લીધો છે. 'પ્રસ્તાવના'ની શૈલી સરળ છે પણ કેવી પ્રૌઢ શૈલીમાં એની પૂર્ણાહુતિ થાય છે તે જોવા જેવું છે. પછી દુર્ગારામ મહેતાજીના જીવનચરિત્ર પર વાર્તિક લખતાં નવલરામે દોરેલું મહેતાજીનું જીવનચિત્ર છે. પછી રા. નરસિંહરાવે ટપકાવેલું એમના મિત્ર ગોવર્ધનરામનું સ્મરણચિત્ર છે. પછી રા. કનૈયાલાલે આલેખેલું મહાત્મા ગાંધીજીનું રેખાચિત્ર છે. છેલ્લું, નવલરામે ચિતરેલું મહાન નર્મદનું સુન્દર તુલનાચિત્ર છે.

બીજો ખંડ વાર્તાત્મક છે. પ્રથમ કાલાનુક્રમે પહેલી નવલકથા 'કરણઘેલો'માંનું લશ્કરથી ઘેરાયલા શહેરની દશાનું વર્ણન છે. પછી ગુણાનુક્રમે પહેલી એવી 'સરસ્વતીચંદ્ર'માંનું પ્રેમથી ઘેરાયલી કુમુદની દશાનું વર્ણન છે. નંદશંકર આપણને શહેરની મધ્યમાં ઊભા રાખે છે. ગોવર્ધનરામ કુમુદને કેન્દ્રસ્થાને રાખે છે. પછી ત્રણ સરસ નવલિકાઓ છે. અગ્નિહોત્રી કાળપ્રેમી છે, ભૈયાદાદા સ્થળપ્રેમી છે, ખેમી પતિપ્રેમી છે. અગ્નિહોત્રી કાળસમા અનન્ત સમુદ્રમાં લીન થઈ જાય છે, ભૈયાદાદા જે સ્થળ ચહાય છે ત્યાં જ અનન્ત નિદ્રામાં વિલીન થાય છે. ખેમી અનન્ત દુઃખોમાં લીન થઈ જીવતું મોત ભોગવે છે. પછીના લેખમાં પ્રાચીનપક્ષી ભદ્રંભદ્રની અજ્ઞાનતા અને અર્વાચીન અદાલતોની જડતા એ બેઉનો ઉપહાસ રમણભાઈ જુદી જુદી રીતે કરે છે.

ત્રીજો ખંડ સંવાદાત્મક છે. આપણાં જૂનાં શિષ્ટ સંસ્કૃત નાટકોની લેખનપદ્ધતિનો ગુજરાતી નમુનો છે. 'રાઈનો પર્વત'ના પ્રવેશમાંથી હાલનાં શિષ્ટ નાટકોની લેખનપદ્ધતિનો ખ્યાલ આવે છે. એ પ્રવેશ અને ગોવર્ધનરામનું પ્રકરણ એ બેઉ મૂળ વાર્તાને ગતિ આપનાર અગત્યના ભાગો છે તેથી એ બેમાં પૂર્વાપર સંબન્ધ જાણવો પડે એમ છે. રા. રમણલાલની 'સંયુક્તા'માનો ચંદ ને વીરભદ્રનો સંવાદ અને મણિશંકરનો ચંદ ને સમરસિંહનો

સંવાદ એ બેનો ભેદ લક્ષમાં રાખવા જેવો છે. પ્રસંગ એક જ છે—હિન્દુઓની પડતીનો, ભાવના એક જ છે—ભારતની મહત્તાની, પરન્તુ નાટકકાર પ્રેક્ષકો સમજે એવા જ વિચારો અસરકારક શૈલીમાં રજુ કરે છે ને સંવાદકાર આપણા પ્રેક્ષકો કદી ન સમજે એવા વિચારો અર્થઘન શૈલીમાં રજુ કરે છે. શ્રી હંસા મહેતાને પણ ભારતની મહત્તાની ઝંખના છે, તે પ્રેમ ખાતર પ્રાણ આપનાર અનારકળીની કરુણ કથાદ્વારા નમ્ર રીતે વ્યક્ત કરે છે. 'શંકિત હૃદય'ના હાસ્યરસની વિશિષ્ટતા એ છે કે પતિપત્નીના પ્રેમમાંથી તે ઉદ્ભવે છે છતાં તેમાં આધુનિક નાટકોની અશ્લીલતા નથી, ને પાત્રો મૂળ વાર્તાના રસનું ખંડન નહિ પણ પોષણ કરે છે.

ચોથો ખંડ નિબંધાત્મક છે. 'સ્વદેશાભિમાન'ના પહેલા પરિચ્છેદના આરંભનો વેગ 'અગ્નિહોત્રી'ના આરંભ જેવો છે અને એના બીજા પરિચ્છેદને અંતે 'પૂર્ણાહુતિ'ના અંત જેટલું બળ પ્રગટ થાય છે. આમ બાવીસ વરસની ઉમ્મરે કનૈયાલાલનો વેગ ને ગાંધીજીનું બળ સાધનાર નર્મદના નિબંધને પ્રથમ સ્થાન આપ્યું છે. પછી મણિલાલ ને રા. આનન્દશંકરના શિષ્ટ નિબંધો છે. પહેલો વિદ્યાર્થીઓ માટે ને બીજો સામાન્ય વાચકો માટે છે. છતાં બેઉમાં આકાર ને શૈલીનું સામ્ય છે. પછી બે પ્રકીર્ણ લેખો આવે છે. શ્રી કાલેલકર ઇતિહાસયાત્રા કે ધર્મયાત્રા નહિ પણ પ્રેમયાત્રાના હેતુથી નીકળ્યા છે એમ 'નગાધિરાજ'માં સ્પષ્ટ કરે છે. પ્રો. અતિસુખશંકરનો હેતુ કેવળ વિનોદ છે તે 'સાહિત્યવિનોદ'માંનો પ્રથમ લેખ વાંચી તુરત સમજાય છે. પછી બે વિલક્ષણ નિબન્ધિકાઓ છે. પ્રો. રામનારાયણ ને પ્રો. જયેન્દ્રરાવ બેઉને આર્યસંસ્કૃતિ પ્રત્યે મમત્વ છે પણ એક સુધારક છે ને બીજા સંરક્ષક છે. બેઉ આખા સમાજના અનેક દોષો તરફ કટાક્ષ કરી હાસ્યરસના અજબ તરંગો પ્રગટાવે છે. આ સાથે શ્રી લીલા મુનશી એક જ 'સાક્ષર'ના એક જ દોષ પર કેવો કટાક્ષપાત કરે છે તે છેવટે સરખાવવા જેવું છે.

પ્રથમ ખંડના પહેલા લેખમાં એક મહાન પુસ્તકના આરંભ ને અંત કેવા થયા છે તે જોવાનું છે. બીજા ખંડના પહેલા લેખમાં વર્ણનના આરંભ ને અંત કેમ થાય છે તે દેખાય છે. ત્રીજા ખંડના પહેલા લેખમાં સંસ્કૃત નાટકોના આરંભ ને અંત કેમ થતા તે સમજાય છે, અને ચોથા ખંડના બીજા લેખમાંથી નિબંધનો આરંભ ને અંત કેમ થવો જોઈએ તે શીખાય છે.

# ગાંધીજી

## પ્રસ્તાવના

ચાર અથવા પાંચ વર્ષ પૂર્વે નિકટના સાથીઓના આગ્રહથી મેં આત્મકથા લખવાનો સ્વીકાર કર્યો હતો, અને આરંભ પણ કરેલો. પણ એક પાનું ફૂલ્સકેપનું પૂરું ન કરી શક્યો તેટલામાં મુંબાઈની જ્વાળા સળગી અને મારું આદર્યું અધૂરું રહ્યું. ત્યાર પછી તો હું એક પછી એક એવા વ્યવસાયોમાં પડ્યો કે છેવટે મને મારું યેરવડાનું સ્થાન મળ્યું. ભાઈ જેરામદાસ પણ હતા. એમણે મારી પાસે એવી માગણી કરી કે બીજાં બધાં કામ પડતાં મૂકીને મારે આત્મકથા તો પહેલી જ લખી નાખવી. મેં એમને જવાબ મોકલ્યો કે મારો અભ્યાસક્રમ ઘડાઈ ચૂક્યો છે, અને તે પૂરો થતા સુધી હું આત્મકથાનો આરંભ ન કરી શકું. મને જો મારો પૂરો સમય યેરવડામાં ગાળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોત તો હું જરૂર ત્યાં જ આત્મકથા લખી શકત. પણ તેને પહોંચવાને હજુ મને એક વર્ષ બાકી હતું. તે પહેલાં હું કોઈ પણ રીતે આત્મકથાનો આરંભ પણ કરી શકું એમ નહોતું, એટલે તે રહી ગયું. હવે સ્વામી આનંદે ફરી પાછી એ જ માગણી કરી છે, અને મેં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ પૂરો કર્યો છે તેથી આત્મકથા લખવા લલચાયો છું. સ્વામીની માગણી તો એવી

હતી કે મારે આખી કથા લખી નાખવી અને પછી તે પુસ્તકાકારે છપાય. મારી પાસે એકસામટો એટલો સમય નથી. જો લખું તો 'નવજીવન'ને સારુ જ લખી શકાય. મારે 'નવજીવન' સારુ કંઈક તો લખવાનું હોય જ. તો આત્મકથા કાં નહિ? સ્વામીએ એ નિર્ણય કબૂલ રાખ્યો, અને આત્મકથા લખવાનો હવે મને અવસર આવ્યો.

પણ આ નિર્ણય કરું છું એટલામાં એક નિર્મળ સાથીએ સોમવારે મૌનમાં હતો ત્યારે મને ધીમેથી નીચેનાં વાક્યો સંભળાવ્યાં:

"તમે આત્મકથા શું કામ લખવાના છો? એ તો પશ્ચિમની પ્રથા છે. પૂર્વમાં કોઈએ લખી જાણી નથી. અને શું લખશો? આજે જે વસ્તુને સિદ્ધાંત તરીકે માનો છો તેને કાલે માનતા અટકી જાઓ તો? અથવા સિદ્ધાંતને અનુસરીને જે જે કાર્યો આજે કરો છો તે તે કાર્યોમાં પાછળથી ફેરફાર કરો તો? તમારાં લખાણને ઘણાં મનુષ્યો પ્રમાણભૂત સમજી પોતાનું વર્તન ઘડે છે, તેઓ ખોટી રીતે દોરવાઈ જાય તો? તેથી સાવધાન રહી હાલતુરત આત્મકથા જેવું કાંઈ ન લખો તો ઠીક નહિ?"

આ દલીલની મારા મન ઉપર થોડીઘણી અસર થઈ. પણ મારે આત્મકથા ક્યાં લખવી છે? મારે તો આત્મકથાને બહાને સત્યના મેં જે અનેક પ્રયોગો કરેલા છે તેની કથા લખવી છે. તેમાં મારું જીવન ઓતપ્રોત હોવાથી કથા એક જીવનવૃત્તાંત જેવી થઈ જશે એ ખરું છે. પણ જો તેમાંથી પાનેપાને મારા પ્રયોગો જ નીતરી આવે તો એ કથાને હું પોતે નિર્દોષ ગણું. મારા બધા પ્રયોગોનો સમુદાય પ્રજાની પાસે હોય તો તે લાભદાયી થઈ પડે એમ હું માનું છું,—અથવા કહો કે એવો મને મોહ છે. રાજ્યપ્રકરણી ક્ષેત્રમાંના મારા પ્રયોગો હવે તો હિંદુસ્તાન જાણે છે, એટલું જ નહિ પણ થોડેઘણે અંશે સુધરેલું કહેવાતું જગત પણ જાણે છે. એની કિંમત મારે મન ઓછામાં ઓછી છે, અને તેથી એ પ્રયોગોની મારફતે મને 'મહાત્મા'નું પદ મળ્યું છે એની કિંમત પણ જૂજ જ છે. કેટલીક વેળા તો એ વિશેષણે મને અતિશય દુઃખ પણ દીધું છે. એ વિશેષણથી હું ફૂલાઈ ગયો હોઉં એવી એક પણ ક્ષણ મને યાદ નથી. પણ મારા આધ્યાત્મિક

પ્રયોગો જે હું જ જાણી શકું અને જેમાંથી મારી રાજ્યપ્રકરણી ક્ષેત્ર ઉપરની શક્તિ પણ ઉદ્ભવી છે તે પ્રયોગોનું વર્ણન કરી જવું મને ગમે ખરું. જો એ ખરેખર આધ્યાત્મિક હોય તો એમાં તો ફૂલણશીને સ્થાન જ નથી. એમાંથી તો કેવળ નમ્રતાની જ વૃદ્ધિ થાય. જેમ જેમ હું વિચાર કરતો જાઉં છું, મારા ભૂતકાળના જીવન ઉપર દૃષ્ટિ નાખતો જાઉં છું તેમ તેમ મારું અલ્પપણું હું શુદ્ધ રીતે જોઈ શકું છું. મારે જે કરવું છે, તેની હું ૩૦ વર્ષ થયાં ઝંખના કરી રહ્યો છું, તે તો આત્મદર્શન છે; તે ઇશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે. મારું ચલનવલન બધું એ જ દૃષ્ટિએ થાય છે. મારું લખાણ બધું એ જ દૃષ્ટિએ છે, અને મારું રાજ્યપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને આધીન છે.

પણ મૂળથી જ મારો એવો અભિપ્રાય રહ્યો છે કે જે એકને સારુ શક્ય છે તે બધાને સારુ શક્ય છે. તેથી મારા પ્રયોગો ખાનગી નથી થયા, નથી રહ્યા. એ સહુ જોઈ શકે એમાં મને તેની આધ્યાત્મિકતા ઓછી થતી હોય એમ નથી લાગતું. એવી કેટલીક વસ્તુઓ અવશ્ય છે કે જે આત્મા જ જાણે છે, આત્મામાં જ શમી જાય છે. પણ એવી વસ્તુ મારી શક્તિ ઉપરાંતની વાત થઈ. મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ. એટલે જે વસ્તુઓનો નિર્ણય બાળકો જુવાન અને બુઢ્ઢાં કરે છે અને કરી શકે છે, તે જ વસ્તુઓનો આ કથામાં સમાવેશ થશે. આવી કથા જો હું તટસ્થભાવે, નિરભિમાનપણે લખી શકું તો તેમાંથી બીજા પ્રયોગો કરનારાઓને સારુ કંઈક સામગ્રી મળે.

મારા પ્રયોગોને વિષે હું કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી. વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણતો નથી, અથવા તો એ એનાં સાચાં જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહિ તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે. મેં ખૂબ આત્મનિરીક્ષણ કર્યું છે, એકેએક ભાવને તપાસ્યો છે,

તેનું પૃથક્કરણ કર્યું છે. પણ તેમાંથી નીપજેલાં પરિણામ એ સહુને સારુ છેવટનાં જ છે, એ ખરાં છે અથવા તો એ જ ખરાં છે, એવો દાવો હું કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી. હા, એક દાવો હું અવશ્ય કરું છું કે મારી દૃષ્ટિએ એ ખરાં છે, અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે. જો ન લાગે તો મારે એના ઉપર કોઈ પણ કાર્ય ન રચવું જોઈએ. પણ હું તો પગલે પગલે જે જે વસ્તુઓને જોઉં તેના ત્યાજ્ય અને ગ્રાહ્ય એવા બે ભાગ પાડી લઉં અને જેને ગ્રાહ્ય વસ્તુ સમજું તે પ્રમાણે મારા આચારોને ઘડું. અને જ્યાંલગી એ પ્રમાણે ઘડાયલા આચાર મને એટલે મારી બુદ્ધિને અને આત્માને સંતોષ આપે, ત્યાંલગી મારે તેનાં શુભ પરિણામો વિષે અચલિત વિશ્વાસ રાખવો જ જોઈએ.

જો મારે કેવળ સિદ્ધાંતોનું એટલે તત્ત્વોનું જ વર્ણન કરવાનું હોય તો આ આત્મકથા હું ન જ લખું. પણ મારે તો તેના ઉપર રચાયલાં કાર્યોનો ઇતિહાસ આપવાનો છે, અને તેથી જ મેં આ પ્રયત્નને 'સત્યના પ્રયોગો' એવું પહેલું નામ આપેલું છે. આમાં સત્યથી ભિન્ન મનાતા અહિંસા, બ્રહ્મચર્ય, ઇત્યાદિ નિયમોના પ્રયોગો પણ આવી જશે. પણ મારે મન સત્ય જ સર્વોપરિ છે અને તેમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ—વાચાનું—સત્ય નહિ. આ તો જેમ વાચાનું, તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ, પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય; એટલે કે પરમેશ્વર જ.

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમકે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે. એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડ્યું નથી, પણ એનો હું શોધક છું. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છું, અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે. પણ એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાંલગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી, તેને આશ્રયે મારું જીવન હું વ્યતીત કરું છું.

આ માર્ગ જો કે ખાંડાની ધારે ચાલવા જેવો છે, છતાં મને એ સહેલામાં સહેલો લાગ્યો છે. એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે. કારણ કે એ ભૂલો કરતાં છતાં હું બચી ગયો છું અને મારી સમજણ પ્રમાણે આગળ પણ વધ્યો છું. દૂરદૂરથી વિશુદ્ધ સત્યની—ઈશ્વરની—ઝાંખી પણ કરી રહ્યો છું. સત્ય જ છે, એ સિવાય બીજું કાંઈ જ આ જગતમાં નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે. એ કઈ રીતે વધતો ગયો છે એ મારું જગત એટલે 'નવજીવન' ઇત્યાદિના વાંચનાર જાણી ભલે મારા પ્રયોગોના ભાગીદાર બને અને તેની ઝાંખી પણ મારી સાથેસાથે કરે. વળી, જેટલું મારે સારુ શક્ય છે તેટલું એક બાળકને સારુ પણ શક્ય છે એમ હું વધારે ને વધારે માનતો ગયો છું. અને તેને સારુ મારી પાસે સબળ કારણો છે. સત્યની શોધનાં સાધનો જેટલાં કઠિન છે તેટલાં જ સહેલાં છે. એ અભિમાનીને અશક્ય લાગે અને એક નિર્દોષ બાલકને તદ્દન સંભવિત લાગે. સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાંસુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે. આ વસ્તુ વસિષ્ઠવિશ્વામિત્રના આખ્યાનમાં સ્પષ્ટ બતાવવામાં આવી છે. ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે.

જે પ્રકરણો હું લખવાનો છું તેમાં જો વાંચનારને અભિમાનનો ભાસ આવે, તો તેણે અવશ્ય સમજવું કે મારી શોધમાં ખામી છે અને મારી ઝાંખીઓ તે ઝાંઝવાના નીર સમાન છે. ભલે મારા જેવા અનેકનો ક્ષય થાઓ પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.

મારા લેખોને કોઈ પ્રમાણભૂત ન ગણે તેમ હું ઇચ્છું છું. એવી મારી વિનતિ છે. તેમાં દર્શાવેલા પ્રયોગોને દૃષ્ટાંતરૂપે ગણીને સહુ પોતપોતાના પ્રયોગો યથાશક્તિ અને યથામતિ કરે, એટલી જ મારી ઇચ્છા છે. એ સંકુચિત ક્ષેત્રમાં મારા આત્મકથાના લેખોમાંથી ઘણું મળી શકશે

એવો મારો વિશ્વાસ છે. કેમકે, કહેવા યોગ્ય એક પણ વાત હું છુપાવવાનો નથી. મારા દોષોનું ભાન વાંચનારને હું પૂરેપૂરું કરાવવાની આશા રાખું છું. મારે સત્યના શાસ્ત્રીય પ્રયોગો વર્ણવવા છે, હું કેવો રૂપાળો છું એ વર્ણવવાની તલમાત્ર ઇચ્છા નથી. જે માપથી હું મારું પોતાનું માપ કરવા ઇચ્છું છું અને જે માપ આપણે બધાએ પોતપોતાને વિષે વાપરવું જોઈએ, તે પ્રમાણે તો હું અવશ્ય કહું કે:

> मो सम कौन कुटिल खल कामी?
> जिन तनु दियो ताहि बिसरायो
> ऐसो निमकहरामी।

કેમકે જેને સંપૂર્ણ વિશ્વાસપૂર્વક મારા શ્વાસોચ્છ્વાસનો સ્વામી ગણું છું, જેને હું મારા નિમકનો દેનાર ગણું છું તેનાથી હજુયે હું દૂર છું, એ મને પ્રતિક્ષણ સાલે છે. એનાં કારણરૂપ મારા વિકારને હું જોઈ શકું છું, પણ એને હજુયે કાઢી શકતો નથી.

પણ હવે બસ થયું. પ્રસ્તાવનામાંથી હું પ્રયોગોની કથામાં ન ઉતરી શકું. એ તો કથા-પ્રકરણોમાં જ મળશે.

આશ્રમ, સાબરમતી
માગશર શુ. ૧૧, ૧૯૮૨

મોહનદાસ કરમચંદ ગાંધી

# પૂર્ણાહુતિ

પણ હવે આ પ્રકરણો બંધ કરવાનો સમય આવી પહોંચ્યો છે.

હવેનું મારું જીવન એટલું બધું જાહેર થયું કે કશું પ્રજા નથી જાણતી એવું ભાગ્યે જ હોય. વળી ૧૯૨૧ની સાલથી હું મહાસભાના આગેવાનોની સાથે એટલો બધો ઓતપ્રોત થઈને રહ્યો છું કે એક પણ કિસ્સાનું વર્ણન નેતાઓના સંબંધને તેમાં લાવ્યા વિના હું યથાર્થ ન જ કરી શકું. આ સંબંધો હજુ તાજા છે. શ્રદ્ધાનંદજી, દેશબંધુ, લાલાજી અને હકીમસાહેબ આપણી પાસે નથી. છતાં સદ્ભાગ્યે બીજા ઘણા નેતાઓ હજુ મોજૂદ છે. મહાસભાના મહાપરિવર્તન પછીનો ઇતિહાસ હજુ ઘડાઈ રહ્યો છે. મારા મુખ્ય પ્રયોગો મહાસભાની મારફતે થયા છે, એટલે તે પ્રયોગોનું વર્ણન કરવામાં નેતાઓના સંબંધોને વચ્ચે લાવવા અનિવાર્ય છે. એ હું વિનયને ખાતર પણ હાલ તો ન જ લાવી શકું. છેવટમાં, હાલ ચાલતા પ્રયોગોને વિષે મારા નિર્ણયો નિશ્ચયાત્મક ન ગણી શકાય. એટલે આ પ્રકરણોને હાલ તો બંધ કરવાં એ મારું કર્તવ્ય જણાય છે. મારી કલમ જ આગળ ચાલવાની ના કહે છે એમ કહું તો ચાલે.

વાંચનારની રજા લેતાં મને આઘાત પહોંચે છે. મારા પ્રયોગોની મારી પાસે બહુ કિંમત છે. તેમને હું યથાર્થ વર્ણવી શક્યો છું કે નહિ એ હું નથી જાણતો. યથાર્થ વર્ણવવામાં મેં ક્યાશ નથી રાખી. સત્યને મેં જેવું જોયું છે, જે માર્ગે જોયું છે, તે બતાવવાનો મેં સતત પ્રયત્ન કર્યો છે, ને વાંચનારને તે વર્ણનો આપતાં ચિત્તશાંતિ ભોગવી છે. કેમકે તેમાંથી વાંચનારને સત્ય અને અહિંસાને વિષે વધારે આસ્થા બેસે એવી મેં આશા રાખી છે.

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને પાનેપાને ન દેખાયું હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજું છું. પ્રયત્ન વ્યર્થ હો, પણ વચન વ્યર્થ નથી. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તોપણ જે સત્ય-રૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણ

માત્રના દર્શનરૂપ જ છે. એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે, એટલું હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું.

આવા વ્યાપક સત્યનારાયણના પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતાં મને સંકોચ નથી થતો, એમ કહેવામાં હું અવિનય નથી કરતો.

આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવનમાર્ગનાં બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે. એ શુદ્ધિ સાધ્ય છે, કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે. અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે.

પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું. શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિરહિત થવું. એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણ મથતા છતાં હું પહોંચ્યો નથી, તેથી લોકની સ્તુતિ મને ભોળવી શકતી નથી. એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે. મનના વિકારોને જીતવા એ જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાં યે મને કઠિન લાગે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ હું મારામાં સંતાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું, શરમાયો છું, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂંટ્યો છે, આજે લૂંટી રહ્યો છું. પણ હું જાણું છું કે મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે. તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે. મનુષ્ય જ્યાંલગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યાંલગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ટા છે. અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે. એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રકરણોને બંધ કરું છું.

# નવલરામ

## મહેતાજી દુર્ગારામ મંછારામનું ચરિત્ર

આ વીર પુરુષનું નામ ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી સઘળે પ્રસિદ્ધ છે. મહેતાજી કહીએ એટલે હજી પણ દુર્ગારામ જ સમજાય છે. આ કીર્તિ, અધિકાર સંપત્તિ કે કુળને બળે નહિ, પણ પોતાની બુદ્ધિ, ખંત, અને હિંમતને બળે જ મેળવી હતી. દુર્ગારામ તો ઘણા વખત સુધી સુરતમાં માત્ર એક ગુજરાતી નિશાળના જ મહેતાજી હતા, પણ તે દરમ્યાન એમની કીર્તિ સઘળે પ્રસરી ગઈ હતી, અને હાલ મોટા દેશી અમલદારો પણ માન નથી પામતા તેટલું એને મળતું હતું. ખરું કહીએ તો એના નામનો દેશમાં ડંકો જ વાગી રહ્યો હતો, અને એનું નામ સાંભળી વહેમ તથા જુલમ થર થર કાંપતા હતા. એણે જ ગુજરાતમાં પહેલવહેલો સુધારાનો પોકાર ઉઠાવ્યો, અને તે એવી સઘન વાણીથી કે સઘળાને એકદમ જાણ થયું કે દેશમાં જ્ઞાનનો સૂર્ય ઉગવાની તૈયારી છે. એના અવાજે આખા પ્રાંતને ઘણા યુગની ભરનિદ્રામાંથી ચોંકાવ્યો, અને તે બાવરૂંબાવરૂં જોવા લાગ્યો કે આ શું છે. એનું કહેવું નવું–ઘણું જ નવું, વિપરીત લાગ્યું, પણ એમાં સત્ય છે એમ સઘળાને દેખાયું, કેમકે હાલ સુધારા ને કુધારા વચ્ચે જેવું ધાડું, મમતી, નિરાશાનું વેર ચાલે છે તેવું

તે વેળા ઊભું થયું નહોતું. બન્ને પક્ષવાળા તે વખત આશા રાખતા હતા કે વાદવિવાદથી કાંઈ સમાધાની ઉપર આવીશું. આખા ગુજરાતમાં તે વેળા એક તરફ મહેતાજી અને બીજી તરફ નાનાંમોટાં સઘળાં હતાં. સઘળા સાથે મહેતાજી નિડરપણે ભરોસાથી સુધારાની વાતો કરતા, અને લોકોને તે રુચતી નહિ તોપણ એકાગ્રચિત્તે સાંભળતા, તથા એના ખરાપણાને માન આપતા. પાછળથી મહેતાજીની કીર્તિ કાંઈક ઝાંખી પડી હશે, તોપણ મુઆ ત્યાંસુધી તે ગુજરાતી સુધારાના મૂળ પુરુષ અને દેશના ખરા મિત્ર ગણાતા હતા.

આવા પુરુષોનાં ચરિત્ર લખાવાં જ જોઈએ. એવા પુરુષો કાંઈ ઘડીએ ઘડીએ જોવામાં આવતા નથી. તેઓ તો પુરુષત્વના નમુના છે, અને કુદરત એવા નમુના પ્રસંગેપ્રસંગે જ માણસોને નકલ કરવા સારુ તેમની આગળ મૂકે છે. તેઓનાં મહત્કૃત્યો તથા ઊંચા મનોભાવ જાણ્યાથી માણસ પોતાનાં ઊંચાં કર્તવ્યો સમજે છે. આપણા દેશમાં જન્મચરિત્રો લખવાની રીત ન હોવાથી આપણને ઘણું નુકસાન થાય છે. લોકોને સારા નમુના માલૂમ પડતા નથી, અને તેથી પોતાની ક્ષુદ્ર બુદ્ધિને અનુસરી ક્ષુદ્ર ગતિ જ ક્યાં જાય છે. જ્યારે મહત્કર્મનાં દૃષ્ટાંત આપવાં હોય ત્યારે ઘણી વાર આપણને પેલે છેડેના ઠેઠ યૂરોપખંડમાં તે શોધવા જવું પડે છે, કેમકે આપણા દેશનાં જોઈએ તેવાં ઐતિહાસિક ઉદાહરણો મળતાં નથી. એનું મુખ્ય કારણ તો એ છે કે આપણામાં વાસ્તવિક ચરિત્રો લખવાનો ધારો નથી, અને તેથી મહાપુરુષો હોય છે ત્યાંસુધી જ તેના દાખલાનો લાભ મળે છે, અને પછીથી તે જન્મ્યા જ ન હોય તે પ્રમાણે તે મળતો બંધ પડે છે. અથવા કોઈ વખતે તે મહત્કર્મો આપણી પતિત પ્રજાને પોતાની શક્તિની બહાર જ એટલે દરજ્જે લાગે છે કે તેને અલૌકિક ગણે છે, અલૌકિક ગણતાં અદ્‌ભુત કથાઓ તેમાં ઉમેરે છે, અને એ પ્રમાણે તેને સંપૂર્ણ અદ્‌ભુત રૂપ આપી પૂજવા મંડે છે. પણ તેઓ નકલ કરવા જોગ પુરુષ થઈ ગયા છે એ વાત તો તેમની કલ્પનાથી પણ દૂર રહે છે. આથી લાભમાં એ જ થાય છે કે પતિતપણું વધે છે. આપણા દેશની કરુણામય સ્થિતિનું આ પણ એક કારણ છે, અને તેથી મહાપુરુષોનાં મહત્કૃત્યો મનુષ્યભાવે વર્ણવાની, એટલે, સ્વાભાવિક જીવનચરિત્રો લખાવાની હાલને સમયે બહુ જ જરૂર છે.

અમારો આવો વિચાર હોવાને લીધે રાવસાહેબ મહીપતરામ રૂપરામે આ વિષયને મથાળે લખેલા પ્રતાપી પુરુષના ચરિત્રનો પહેલો ભાગ છપાવી પ્રસિદ્ધ કર્યો છે તે જોઈને અમે ઘણા રાજી થયા છીએ. ગયે વર્ષે અમે એ જ ચરિત્રનિરૂપકના બનાવેલા કરસનદાસજીવનનું વિવેચન હર્ષથી કર્યું હતું, અને એટલી મુદતમાં એવો જ બીજો વિષય એ ભાઈએ લખીને બહાર પાડ્યો એ એમની સુધારકોના ચરિત્રનિરૂપણ વિષે કેટલી કાળજી છે તે સારી પેઠે સાબિત કરે છે. આ પ્રથમ ભાગમાં મહેતાજી ૩૫ વર્ષના થયા ત્યાંસુધીનું બ્યાન સમાયું છે. પ્રસ્તાવનામાં લખે છે તે પ્રમાણે, આ ભાગમાં ચરિત્ર-નિરૂપકનું લખાણ તો માત્ર વીસેકજ પાનાં છે, અને બાકીનાં આશરે દોઢસો પાનામાં તો ખુદ મહેતાજીનું જ લખાણ છે. એ લખાણ ઘણુંજ ઉપયોગી અને મનન કરવા જોગ છે. સુરતમાં માનવધર્મસભા મહેતાજીએ સ્થાપી હતી તેનો મહેતાજીએ પંડે લખેલો એમાં હેવાલ છે, અને એ સભાનો આત્મા અને શરીર એ બંને મહેતાજી જ હતા, તેથી એ દફતર દુર્ગારામના જીવનચરિત્રમાં ઘણું જ ઉપયોગી હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. એ વાંચ્યાથી માલૂમ પડશે કે મહેતાજીના શા વિચાર હતા, તે પ્રગટ કરવાને કેવી ખંત રાખતા, અને તે પ્રગટ કરતાં કેવું ડાહાપણ, ચાતુર્ય, અને નિડરપણું વાપરતા.

મહેતાજીના ચરિત્રનું વિવેચન કરવા માંડવા પહેલાં એના નિરૂપણ વિષે એકબે બોલ બોલવાની અમને જરૂર લાગે છે. અમે ગઈ વેળા કહ્યું હતું કે ચરિત્રનિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક, અને વર્ણનશક્તિ એ ચાર ગુણની જરૂર છે, અને પહેલા ગુણ વિષે અમે કાંઈક અસંતોષ બતાવ્યો હતો. તે વેળાએ દોષ ગૌણરૂપે દર્શાવવાનું કારણ હતું કે ગુજરાતી ભાષામાં તે પહેલવહેલો જ પ્રયત્ન હતો. પણ આ બીજા પ્રયત્નમાં પણ જ્યારે તે ખામી નજર આવે છે ત્યારે તે તરફ એ ગ્રંથકર્તાનું લક્ષ ખેંચવું એ અમે અમારી ફરજ સમજીએ છીએ. કદાપિ બીજા ભાગમાં વધારે શોધનાં ફળ માલૂમ પડશે, અને અમે ઇચ્છીએ છીએ કે તેમ થાય, પણ તે થવાને માટે અહિંઆં જે સૂચના કરીએ છીએ તે નકામી નહિ ગણાય. સત્યતા, વિવેક, અને વર્ણનશક્તિ રાવસાહેબ સારી બતાવે છે, પણ જોઈએ

તેટલી ખોળ થતી નથી એમ અમને લાગે છે, અને એ ગુણ તો ચરિત્ર-નિરૂપકમાં પહેલે દરજ્જે જોઈએ જ. ખોળ કરી સંપૂર્ણ હકીકત મેળવ્યા પછી તેનો આકાર ઘડતી વખતે બીજા ગુણોનો વિશેષે કરીને ખપ પડે છે, અને પહેલી બાબતમાં જે કસર રહી ગઈ હોય છે તેનો બદલો પાછલા ગુણોથી વળી શકતો નથી. બીજા ગુણોની ખામી હોય તો કદાપિ ચાલે, કેમકે જો વિગતવાર હકીકતો એકઠી કરી હોય તો પાછળથી બીજો કોઈ પણ વિવેક અને વર્ણનશક્તિ વાપરી સારા આકારમાં ગોઠવી શકે, અને પોતાના તર્કથી સત્યતા સંબંધીની ખામીઓને પણ કાંઈકાંઈ સુધારી શકે. મતલબ, કે સવિસ્તર હેવાલ તો મેળવવો જ જોઈએ. આ ચરિત્ર લખવામાં માનવધર્મસભાનું દફતર અને મહેતાજીના છોકરાએ જે ખબર લખી મોકલી છે તે સિવાય બીજાં સાધનો એમણે મેળવ્યાં હોય એમ જણાતું નથી. બીજા ભાગમાં પોતાનો અનુભવ તથા તે સમયના બીજા મિત્રોની યાદદાસ્ત મદદમાં આવશે એમ અમે ધારીએ છીએ, તોપણ જે સમયે મહેતાજીનું મન ઘડાયું, સુધારા તરફ વળ્યું, અને ઘણું કરીને સઘળી કીર્તિ મેળવી ચૂક્યું, તે જૂના સમયની બેશક વધારે હકીકત જોઈતી હતી. અમે જાણીએ છીએ કે એ વખતના ઘણાખરા લોકો હાલ હયાત નથી, હયાત હશે તે પણ પોતાની મેળે ચરિત્રનિરૂપકને હકીકત મોકલે એવા નથી, આપણા દેશમાં બીજાનો હેવાલ નોંધી રાખવાની ટેવ જ નથી વગેરે અનેક કારણોથી સવિસ્તર ચરિત્ર તૈયાર કરવું એ ઘણું જ અઘરું કામ છે, અને બીજો કરવા નીકળ્યો હોત તો એટલો પણ સંગ્રહ કદાપિ કરી ન શકત; એ બધું જાણીએ છીએ, તોપણ અમારું મન એમ કહે છે કે વધારે હકીકતો મેળવવી હતી, અને વધારે પૂછપરછ કરી હોત તો તે મળત. આપણા દેશની હાલ એવી સ્થિતિ છે કે લખીને ખબર માગીએ તો સુધરેલા કહેવાતામાંના પણ થોડા જ મહેનત લઈને લખી મોકલે. જાતે જઈ તેમની રુચિ તથા અવકાશને અનુસરીએ, તજવીજથી વારંવાર તે વાત કાઢીએ, એક પાસેથી કોઈનો પત્તો લાગે તો તે બીજાને જઈ પકડીએ. તેની પણ એવી જ રીતે સાધના કરીએ, ત્યારે એક નાની સરખી હકીકત મળે. એમ ઘણી મુદત સુધી પંડે ખોળ જારી રાખીએ ત્યારે ચરિત્ર લખવાનાં સાધનો એકઠાં

થાય. તેનો આકાર બાંધતી વખત વળી કાંઈ વિશેષ શોધવાની જરૂર પડે, અને તે કરીએ ત્યારે કાંઈક મનમાનતું ચરિત્ર લખી શકાય. આટલી મહેનત સઘળા દેશમાં ચરિત્રનિરૂપકને પડે છે, અને તેથી જ નિરૂપકમાં નિરૂપ્ય તર્ફ ગુરુભાવ હોવાની જરૂર ગણાય છે, તો હવે આપણા દેશમાં કેટલી વધારે પડે? એ એટલી બધી છે કે વાંચનારને સહેજ વિચાર પણ આવવો મુશ્કેલ છે. અને તેથી કહીએ છઈએ કે રાવસાહેબ મહીપતરામે સંગ્રહ કર્યો છે તે પણ કરવો સહેલ નથી, અને એમનો પરિશ્રમ સ્તુત્ય જ છે. અહીંઆં જે ટીકા કરી છે તે માત્ર તેઓ વધારે ખોળમાં પ્રવૃત્ત થાય એવા મિત્રભાવથી જ કરી છે.

કેવીકેવી જાતની હકીકતો જીવનચરિત્રમાં જરૂરની છે તે વિષે અમે કરસનદાસના વિવેચનમાં કાંઈક વિસ્તારથી લખ્યું છે, એટલે તે અહીંઆં ફરીથી લખવાની જરૂર નથી. મહેતાજીના મિત્રો, સગાંસંબંધીઓને પણ અત્રે કહેવું જોઈએ કે તમારી ફરજ છે કે બીજો ભાગ પ્રગટ થાય તે પહેલાં જે જે વાત એઓ જાણતા હોય તે બધાની નોંધ કરી આ ચરિત્રનિરૂપકને આપવી. ખરેખરું મહેતાજીનું આ વેળા શ્રાદ્ધ થાય છે, અને તેમાં તેના સ્નેહીઓએ શ્રદ્ધાથી પોતાની તર્ફનો પિંડ આપવો જ જોઈએ.

હવે, એ ચરિત્રના જ વિવેચન ઉપર આવીએ. દુર્ગારામનો જન્મ ઇસવી સન ૧૮૦૯માં ૨૫મી ડિસેમ્બરે (ક્રિસ્ટમસના દિવસમાં જ) સુરતમાં થયો. બાપ વડનગરો નાગર બ્રાહ્મણ હતો, પણ તે જકાત ઉઘરાવવાનું કામ કરતો હતો તેથી છોકરાને પણ બ્રાહ્મણવૃત્તિમાં ન રાખવાના હેતુથી વાણીઆઈ ભણતર જ ભણાવ્યું. આઠ વર્ષની ઉમરે એને બધા આંક અને લખતાંવાંચતાં આવડી રહ્યું. અગિયારમે વર્ષે મા મરી ગઈ અને માસીએ એને પોતાની પાસે રાખ્યો. પછીથી એને એક શાહુકારની દુકાને નામું શીખવા મૂક્યો, અને તેને ત્યાં કેટલેક વખતે ગુમાસ્તી લખાઈ. સને ૧૮૨૫માં એટલે સોળ વર્ષની ઉમરે જોઈએ છઈએ તો દુર્ગારામ પોતાની માસીને લઈ મુંબાઈ જાય છે. એમ કરવાની શુભ સલાહ કોણે આપી, એ વેળા એનો બાપ જીવતો હતો કે નહિ વગેરે કાંઈ જણાતું નથી. કહે છે કે મુંબાઈમાં સરકારી નિશાળ જોઈ ત્યાં ભણવાનું મન થયું, અને ત્યાં એક વર્ષ ભણી

૧૮૨૬માં સુરતમાં હરિપરાના મહેતાજી થઈને આવ્યા. મુંબાઈમાં ભણાવનાર કોણ હતું, ત્યાં સુધારાનો બોધ એને કોઈની તર્ફથી મળ્યો હતો કે નહિ, વગેરે બાબતોની ખોળ ખસૂસ થવી જોઈએ. આ ચરિત્રમાં બાળ ગંગાધર શાસ્ત્રીનું નામ જ ન દેખતાં અમો ઘણા નાઉમેદ થયા છીએ. એના હાથ નીચે તૈયાર થયલો વર્ગ આખા ગૂજરાતમાં વિદ્યા અને વિચારને વાસ્તે હજુ સુધી પ્રખ્યાત છે, અને તેથી એ શિક્ષક સંબંધી કાંઈક હકીકત દુર્ગારામના ચરિત્રમાં જોવાની સ્વાભાવિક રીતે જ ઇચ્છા થાય છે. બીજું, આ ચરિત્રનિરૂપકની એવી કલ્પના જણાય છે કે સુધારાના વિચાર દુર્ગારામના મનમાં પોતાની મેળે પોતાના અનુભવ ઉપરથી જ ઉત્પન્ન થયા, પણ અમને એમ લાગે છે કે દુર્ગારામના આત્મામાં સુધારાનો ફણગો તો મુંબાઈએ જ રોપ્યો હશે, અને જમીન માફક આવવાથી ત્યાં તે પાછળથી ઉગીને પ્રફુલિત થયો. મુંબાઈથી આવ્યા ત્યારથી જ અમને તો એમની વર્તણુંક સુધરેલા વિચારવાળાના જેવી લાગે છે. સુધારકરૂપે તે બહાર પડતાં કેટલાંક વર્ષ લાગ્યાં ખરાં, પણ મૂળથી જ એ મહેતાજી પૃચ્છક અને વહેમ વિનાના જણાય છે, એમને પૃચ્છક અને વહેમરહિત કોણે કર્યા? અમે સ્વભાવબળને પ્રથમ ગણીએ છીએ તોપણ તેને સંસ્કારની જરૂર છે એમ માનીએ છીએ, અને તેથી ધારીએ છીએ કે એમને કાંઈક સંસ્કાર—આકાર માત્ર પણ—કોઈની તર્ફથી મળવો જ જોઈએ. આ મહેતાજીની જીંદગીમાં ખરો અણીનો વખત હતો. જો આ વખતે દુર્ગારામ મુંબાઈ ગયા ન હોત તો સુધારાનો ઉદય એમના અંતઃકરણમાં થાત, કે તે સ્વાભાવિક વલણ યોગ્ય પ્રસંગો વિના દબાઈ જાત, એ કાંઈ કહી શકાતું નથી, તોપણ એટલું તો ખરૂં કે જો એ નાગર બ્રાહ્મણરૂપે સુરતને હવાડીએ ચકલે જ બેસી રહ્યા હોત, તો ગુજરાતમાં સુધારાનો પોકાર એકબે દશકા મોડો તો ઊઠત જ.

હરિપરેથી છ મહિનામાં ઓરપાડ બદલી થઈ, અને ત્યાં ચારેક વર્ષ રહી સને ૧૮૩૦માં સુરતની પહેલા નંબરની નિશાળમાં આવ્યા. આ જગો ઉપર એઓ ઘણાં વર્ષ સુધી રહ્યા, ઘણીખરી કીર્તિ આ જગા ઉપર રહીને જ મેળવી, અને મહેતાજી નામને સઘળે ઠેકાણે તેજસ્વી કર્યું. જાણવું જોઈએ કે દુર્ગારામ સુધારક રીતે જેટલા પ્રખ્યાત છે તેટલા જ મહેતાજી રીતે પણ પ્રખ્યાત હતા. એમનું શિક્ષણ સઘળે વખાણાતું હતું, અને આજ

પણ એમના હાથ નીચે ભણેલા પરિપક્વ બુદ્ધિ અને વિચાર કરવાની ટેવને માટે વખણાય છે. એક વખત સુરતમાં એમ કહેવાતું હતું કે દુર્ગારામ મહેતાજીનો કોઈ નિશાળીઓ મૂર્ખ નહિ અને પ્રાણશંકરનો ભાગ્યહીન નહિ. પ્રાણશંકરની નિશાળે મુત્સદ્દી લોકોના છોકરા ભણતા હતા, અને તેથી એના નિશાળીઆઓ પોતાના વગવસીલા વડે મોટે દરજ્જે સહજ ચડી જતા હતા. દુર્ગારામની નિશાળમાંના ઘણાને એમ થતું નહિ અને તેથી ઉપલી કહેવત નીકળી હતી, તોપણ તે જ બતાવી આપે છે કે લોકો દુર્ગારામની શિક્ષણશક્તિને માટે ઘણોજ ઊંચો વિચાર ધરાવતા હતા. ખરેખર, ઘણાં વર્ષ સુધી આખા ગુજરાતમાં દુર્ગારામની નિશાળ સર્વોપરિ ગણાતી હતી એટલુંજ નહિ પણ તે બધામાં એ એક કૉલેજ જેવી હતી. ગણિતમાં તો તે વેળા દુર્ગારામની નિશાળમાં એટલું બધું શિખવાતું હતું કે તેટલું હાલ ઇંગ્રેજી કૉલેજો સિવાય કોઈ ઠેકાણે પણ શિખવાતું નથી. પદાર્થવિજ્ઞાન પણ સારૂં શિખવાતું હતું. અને સૌથી વધારે એ કે એ મહેતાજીની શિખવવાની એવી પદ્ધતિ હતી કે વિચારશક્તિ કેળવાઈને એના નિશાળીઆ બહુ જ ઠરેલ બુદ્ધિના થતા હતા. ઠરેલપણાની સાથે એ મહેતાજીનો ઉત્સાહ પણ બધામાં થોડોઘણો આવ્યા વિના રહેતો નહિ, અને તેથી તેઓ બધાના સરખા સુધારકો જ થઈ ફરતા. હાલ તે બધા મોળા થઈ ગયા હશે, તોપણ તેઓનાં મન ઉપર મહેતાજીની છાપ પડી છે તે કદી ભૂંસાઈ જતી નથી. આટલે વર્ષે પણ દુર્ગારામના નિશાળીઆ બહુ વાતચિત કરીએ તો ઝટ ઓળખાઈ આવે, અને માલૂમ પડે કે સુધારાનાં બીજ જે મહેતાજીએ તેમના મનમાં ખંતથી રોપ્યાં છે તે હજી પણ છેક મરી ગયાં નથી. તેથી અમે ધારીએ છઈએ કે મહેતાજી રીતે પણ કાંઈક વિસ્તારથી આ ચરિત્રમાં દુર્ગારામને વર્ણવ્યા હોત તો ઠીક. એથી ઘણા મહેતાજીને એક સારો દાખલો મળત. "ગુજરાતના લ્યૂથર" એ નામને તો કદાપિ દુર્ગારામ લાયક હોય કે નહિ, પણ "ગુજરાતના આર્નોલ્ડ" નામને તો અમારા વિચાર પ્રમાણે એ બરાબર લાયક છે. શિક્ષકમાં જે જે સ્વાભાવિક ગુણો જોઈએ તેમાંના ઘણા-ખરા એનામાં સંપૂર્ણ રીતે હતા. તોપણ પાછળથી શિક્ષક કરતાં સુધારાની તર્ફ એમનું મન વધારે વળેલું હતું એમાં કાંઈ શક નથી, અને તેથી એના સુધારક રૂપનો જે હેવાલ આપ્યો છે તેનીજ હવે આપણે તપાસ ચલાવીએ.

પહેલા નંબરની નિશાળમાં આવ્યા પછી મહેતાજીએ આઠેક વર્ષ સુધી શું કર્યું તે જણાતું નથી. મહેતાજીપણામાં પંકાવાને માટે ખાઈ પીને મંડ્યા હશે એમાં તો કાંઈ શક જ નથી. એ વેળા ખાનગી અભ્યાસ પણ વધાર્યો હશે જ, કેમકે દશ વર્ષ પછી જ્યારે ગુજરાતના મહેતાજીઓને મુંબાઈમાં બોલાવી થોડા માસ ભણાવીને પરીક્ષા લીધી ત્યારે તેમાં એ હીરાની માફક દીપી નીકળ્યા હતા. પાછલી ઉમરમાં મહેતાજીમાં કેટલુંક સંસ્કૃત જ્ઞાન જણાતું હતું તે તેમણે ક્યારે મેળવ્યું હશે, તેની કાંઈ ખબર નથી. ચરિત્રનિરૂપક ધારે છે કે તે આ વેળા મેળવ્યું હોય.

સને ૧૮૩૮માં મહેતાજીની પહેલી સ્ત્રી મરણ પામી, અને લગભગ તે વખતથી મહેતાજી સુધારકરૂપે બહાર પડ્યા જણાય છે. જાતે વિરહ-દુ:ખ વેઠવાથી, નિરૂપક કહે છે કે એમને વિધવાઓની વેદના સમજાઈ, અને તેથી તેમણે હજારો વર્ષથી ન સંભળાયલો એવો વિધવાવિવાહનો પોકાર એકદમ હિંમતથી ઉઠાવ્યો. રાત ને દહાડો, જ્યાં જાય ત્યાં ચોરે ને ચૌટે, ઘરડાં ને બાળક સૌની આગળ, મહેતાજી ખુલ્લી રીતે પુનર્વિવાહનો-બોધ જુસ્સાથી કરવા લાગ્યા. ફિટકાર, હાંસી, કે અભાવની લેશ માત્ર પણ ફિકર રાખી નહિ. કોઈએ મશ્કરી કરી કે તમારી માસી (જે આ વેળા સાઠ વર્ષની ડોસી હતી) તેને જ નાતરૂં કરાવોની, તોપણ મહેતાજીએ તો પોતાના ઉપદેશની શાંત શૈલીમાં કાંઈ પણ ભંગ પાડ્યા વિના નરમાશ-થી જ જવાબ વાળ્યો. સ્વામિનારાયણના સાધુઓએ એ પુનર્વિવાહ-પ્રબોધકના જવા પછી તે ઠેકાણે અબોટ કરાવી નાંખ્યો તો ભલે, પણ તે સાંભળીને એ શૂર પુરુષે કાંઈ પોતાનો ઉદ્યોગ જરા એ નરમ પાડ્યો નહિ. મહેતાજી મંડ્યા જ રહ્યા અને બધા લોકો તો ઉથલપાથલ થઈ ગયા અને આખા શહેરમાં હાહાકાર થઈ રહ્યો. ગુજરાતમાં આટલી બધી અસર કોઈ પણ એક વક્તાથી એટલા થોડા વખતમાં થયલી અમે જોઈ નથી.

પણ અમે લખવાને દિલગીર છઈએ કે મહેતાજીએ પુનર્વિવાહનો પોકાર પાંચ વર્ષ પછી છોડી દીધો. સને ૧૮૪૩માં ફરી પરણ્યા, અને તે કન્યાને પલ્લામાં છૂટની સ્વતંત્રતા જ આપી દીધી. પુનર્વિવાહનો જાહેરમાં બોધ નહિ કરૂં એવી કરડી શરત મહેતાજીએ કન્યાને સારુ કબૂલ કરી. આ

કૃત્યનો કોઈ પણ રીતે બચાવ થઈ શકતો નથી. પોતે પરણવાને સારુ જ વિધવાઓનાં દુ:ખની વાત કરતા હતા એમ જે સામા પક્ષનાં માણસોએ ટાણું મારવા માંડ્યાં, તે છેક ગેરવ્યાજબી કેમ કહેવાય? મહેતાજીનો બોધ પરમાર્થને સારુ નહિ, પણ સ્વાર્થને સારુ છે, એમ જે લોકોમાં વિચાર ઉત્પન્ન થયો તેમાં લોકોનો શો વાંક? આ મહેતાજીની પેલી શરમભરેલી શરત કરવાનું સ્વાભાવિક જ પરિણામ હતું. મહેતાજીને માટે અમે ઘણું માન ધરાવીએ છીએ, તોપણ આ ચાલને તો શરમભરેલી જ કહેવી પડે છે. અમે એમ નથી કહેતા કે મહેતાજીએ આ વેળા કોઈ રાંડીરાંડ પરણીને પોતે દાખલો આપવોજ હતો, અને તે ન આપ્યો માટે તેને અમે વખોડીએ છીએ. તે સવાલ તો આઘો રહ્યો, પણ અમે એમ કહીએ છીએ કે તેમ કરવું પોતાને દુરસ્ત ન લાગ્યું, અથવા કુંવારી કન્યા પરણવાની જ ઇચ્છા હતી તો તેમ કરવું હતું, પરંતુ પુનર્વિવાહનો બોધ જ ન કરવો એવી મહાભારત શરતે પરણ્યા એ તો બહુ જ ખોટું, શરમભરેલું, અને વહુઘેલાનું જ કામ કર્યું. આ જ પ્રસંગે પેલી બિચારી મથુરીના સંબંધમાં પણ મહેતાજીની વર્તણૂક તપાસવી જોઈએ. કહે છે કે એ ડુંગરપુરી વિધવા મહેતાજીને વરવા તૈયાર થઈ હતી. હવે પહેલો સવાલ તો એ ઊઠે છે કે એને કોણે તૈયાર કરી હતી? ગામમાં પુનર્વિવાહનો પોકાર મહેતાજીએ ઉઠાવ્યો હતો તેનો પડઘો જ તેના કાન ઉપર પડવાથી તે ઉશ્કેરાઈ હતી, કે મહેતાજીએ પંડે જઈને તેને બોધ કર્યો હતો? એ બોધ કરતાં મહેતાજીએ પરણવાની ઇચ્છા બતાવી હતી કે નહિ? જો એમ હોય તો તો મહેતાજીનો આ બીજો મોટો ગુનો છે. એક ભોળી અબળાને એણે ઠગી, તથા દુનિયામાં નકામી ફજેત કરી! પણ આ બાબત વધારે ખબરની જરૂર છે, અને તેમ થાય ત્યાર પછી જ મહેતાજીની વર્તણૂક વિષે ઘટતો વિચાર આપી શકાય.

તોપણ મહેતાજીનું મન ખરેખરું સુધરેલું હતું. સુધારાના ડંખ છેક હૈયે લાગેલા હતા, અને એનામાં શૂર સુધારકનો ખરો ઉત્સાહ હતો, તેથી એનાં સાસરીઆંએ તેને એક તરફથી ખાળ્યું, તો તે બીજે માર્ગે વળ્યું; અને તે એટલા જોરથી કે અત્યારસુધી તો તે વહેમરૂપી વૃક્ષની એક શાખાને જ તોડવા મંડ્યું હતું, પણ હમણાં તે ધર્મના અજ્ઞાનરૂપી હજારો

વર્ષથી બંધાઈ ગયલા વિસ્તીર્ણ મૂળને જ જુસ્સાથી ઉખેડવાનાં સાધનો યોજવા લાગ્યું. મહેતાજીએ માનવધર્મસભા ઊભી કરી. અને તેમાં છ્યોક ચાલુ ધર્મનું ખંડન કરવા માંડ્યું. મહેતાજીના સાથીઓનાં નામ પણ નોંધી રાખવા જોગ છે. એ બધા શહેરમાં 'પાંચ દદ્દા' એ નામથી ઓળખાતા, કેમકે બધાનાં નામનો પહેલો અક્ષર દદ્દો હતો. દુર્ગારામ, દાદોબા, દલપતરામ માસ્તર (સુરતના માજી ડેપ્યુટી માજિસ્ટ્રેટ મોતીભાઇના બાપ), દિનમણિશંકર શાસ્ત્રી અને દામોદરદાસ. કોઈને મોઢે છેલ્લું નામ અમે દોલતરામ સાંભળ્યું છે. તે નાગર બ્રાહ્મણ હતા, અને પાછળથી દિનમણિશંકરની પેઠે સુધારાની તથા દુર્ગારામ વગેરે સુધારકોની વિરુદ્ધ પડ્યા હતા, તોપણ પહેલાં છાપખાનાં ચલાવવાં વગેરે સુધારાની કેટલીક ધામધૂમ શહેરમાં ચલાવતા હતા. દામોદરદાસ કોણ હતા તેની ખબર નથી. દાદોબા સુરતની ઇંગ્રેજી સ્કૂલના તે વેળા માસ્તર હતા. એ ગૃહસ્થ હજી હયાત છે, ને ધર્મસુધારાનો ઉદ્યોગ પોતાની રીતે ચલાવ્યા જ જાય છે. એ પાંચ જણે પ્રથમ સુરતમાં પુસ્તકપ્રસારકમંડળી કાઢી, છાપખાનું આણ્યું, અને પુસ્તકો છાપવાં શરૂ કર્યાં. ગુજરાતમાં પહેલવહેલું છાપખાનું નીકળ્યું તે એજ. કયાં કયાં પુસ્તકો છાપ્યાં તે માલૂમ પડે તો એ મંડળીનું વલણ કેવું હતું તે સમજાય.

એ માનવધર્મસભા સને ૧૮૪૪ના જૂન માસની ૨૨મી તારીખે સ્થાપન થઈ. એની હકીકતનું દફતર મહેતાજીએ પોતે જ લખેલું છે. તેમજ ર૭મી જાન્યુઆરી સને ૧૮૪૩થી મહેતાજીએ પોતે ખાનગી નોંધ રાખવા માંડી હતી. એ બંને લેખો ઉપરથી જણાય છે કે મહેતાજી ફરી પરણ્યા, તોપણ સુધારાના વિચારમાં અને ઉદ્યોગમાં પહેલાં જેટલા જ નિમગ્ન રહેતા હતા. એ ઉપરથી સાફ જણાય છે કે મહેતાજી જાણતા હતા કે પોતાનો અવતાર દેશસુધારાને અર્થે જ છે, અને તેમ કરવામાં જ તે કાઢવો જોઈએ. એ મોટા કામ તરફ એની અચળ દૃષ્ટિ રહેતી હતી. સૂતાં ને ઊઠતાં દેશનું કલ્યાણ જ એ ઝંખ્યા કરતા હતા. દેશના કલ્યાણના સઘળા પ્રકારો એટલે સઘળી જાતના સુધારા એમની નજરમાં હતા. ધર્મસુધારા ઉપર જેટલું ધ્યાન આપતા હતા તેટલુંજ સંસારસુધારા ઉપર કે રાજસુધારા ઉપર પણ આપતા હતા. પણ બહારના સુધારા લેવાને લાયક થવા અંદરના સુધારાની જરૂર છે એમ

જાણી દેશના અજ્ઞાન અને નઠારા ચાલ તર્ફ એમનો વધારે હુમલો ચાલતો હતો. એમના વિચાર ઘણા વિશાળ, પ્રૌઢ, અને ઠરેલા હતા. બોધ કરવાની શૈલી ગંભીર, રસિક, અને વખતે ચતુરાઈભિરેલી હતી. ધર્મપ્રચારકનો મુખ્ય ગુણ જે અક્રોધ તે મહેતાજીમાં સંપૂર્ણ રીતે હતો. એ કદી પણ તપી કે ચીડવાઈ જતા નહિ. પણ ગમે એવું વાંકું કે કડવું બોલે તેને ઠાવકાઈથી પાંસરોજ જવાબ દેતા. એના આત્મામાં સુધારાનો અગ્નિ સદા પ્રજ્વલિત હતો, તોપણ ભાષણમાં બધાને મીઠા પાણીના જેવા શીતળ જ લાગતા. સુધારાની લહેર રૂએ રૂએ વ્યાપી રહી હતી, તેનું પરિણામ એટલુંજ થતું કે વખતે પાત્રનો વિચાર કર્યા વિના જ જે મળે તેને બોધ કરવા મંડી જતા. કતલની રાતે હજારો મુસલમાનોને છાતી કૂટતા જોઈ દયા આણી બોધ કરવા જવાનું જ મહેતાજીને મન થયું હતું, અને હોડીમાં બેઠાં બેઠાં એક ઘરડી ડોસીને જાતિભેદ તોડવાનો બોધ કરીને ખૂબ ભડકાવી હતી! હિંદુ, મુસલમાન, પારસી કે ખ્રિસ્તી જેની પાસે જાય તેની નઠારી રૂઢિઓ વખોડવાનો જ વિચાર હોય એમ પણ જણાતું, પરંતુ બધાની સાથે હંમેશાં વાતચીત માન, સન્માન અને મીઠાશથી જ કરતા.

આ સભાના નિયમો ઉપર સહી કરનાર તો બહુ જ થોડા માણસ જણાય છે, પણ એમાં કાંઈ નવાઈ નથી. હાલની પ્રાર્થનાસમાજના નિયમો કરતાં પણ એમાંના કેટલાક વધારે સ્પષ્ટવક્તા હતા. એવી તો એક પ્રતિજ્ઞા જ હતી કે સઘળાએ જે મળે તેને પોતાના અંતઃકરણના વિચાર ખુલ્લી રીતે કહેવા અને સુધારાનો બોધ કરવો. આ પ્રતિજ્ઞા દુર્ગારામ તો શબ્દેશબ્દ જ પાળતા હતા, અને તેથી જ શ્રોતાનો વિચાર કર્યા વિના પણ વખતે બોલતા. અમે મહેતાજીને જ મોઢે સાંભળ્યું હતું કે થોડાં વર્ષ સુધી તો એમણે એવો નિયમ રાખ્યો હતો કે દરરોજ આટલા હજાર શબ્દ સુધારા સંબંધી ગમે તેની આગળ પણ બોલવા જ. કોઈ ન મળે તો રસ્તામાં કે ચકલે ઊભા રહીને જ બોલવું. દિનમણિશંકર સ્પષ્ટ રીતે અને દલપતરામ માસ્તર કોણ જાણે શી રીતે સભામાં સહી કરતી વખત તો છટકી ગયલા જણાય છે. બાકીના ત્રણ દશ સિવાય એ સભામાં ભણનારાનાં જ નામ જણાય છે. એમાંના કોઈએ આગળ દેશસુધારામાં કાંઈ પણ શુકરવાર કર્યો નથી

તેથી તે તો દાદોબા માસ્તરને ખુશ કરવા જ કે જુવાનીઆના વલવલતા કોડને લીધે જ માંહે બિલાડાં ચીતરવા ગયા હોય એમ લાગે છે. સભાસદોમાં ખરેખરા ગણીએ તો બેજ–દાદોબા અને દુર્ગારામ. અને તેમાં પણ બધું બોલનાર, કરનાર, અને નવા નવા મુદ્દા ઉઠાવનાર તો દુર્ગારામ જ. સભામાં આવનારા શ્રોતાઓની પણ સંખ્યા ઝાઝી જણાતી નથી. તે છતાં ખંતીલા, હોંસીલા, અને આવેશી દુર્ગારામે એકલા પણ આખા શહેરમાં સભાનું નામ અને તેના વિચારો થોડા વખતમાં ફેલાવી દીધા. દદ્દાઓ બધે વગોવાવા લાગ્યા, અને બધા ચોંક્યા કે આ તો આપણા વહેમનાં જડમૂળ જ કાપવા તૈયાર થયા છે. સમજૂ અને પ્રતિષ્ઠિત લોકોમાં જે આંધળી શ્રદ્ધા ચાલતી હતી તે બંધ પડી, વિચાર કરવા લાગ્યા, અને સુધારાની વાતમાં કાંઈ તો સત્ય છે એમ ભાસવા લાગ્યું. ખરેખરું ગુજરાતમાં સુધારાનું મૂળ આ વેળા નંખાયું. સુધારાનાં બી દુર્ગારામે ચોતરફ ફેંક્યાં, અને તે પૂરાં તો હજી એ પાંગર્યાં નથી, તોપણ જમીનને એવાં બાઝ્યાં છે કે તે બહારી કઢાય એમ રહ્યાં નથી.

આ સભાનું વ્યવહારી પ્રત્યક્ષ ફળ તો જાદુ સંબંધી થયું. વિચાર પ્રસિદ્ધ કરવાની જુક્તિ દુર્ગારામમાં સરસ હતી. જાદુના વહેમમાંથી લોકને મુક્ત કરવા સારુ, તે ખોટો છે, અને જો ખરો કરી આપો તો તેને અમે ઇનામ આપવા તૈયાર છીએ, એવી મતલબની જાહેરખબરો છપાવી ભાગોળે, દરવાજે, અને ચકલેચકલે ચોટી દીધી: અને જે મોટામોટા ભૂવાઓ કહેવાતા હતા તેને ઘેર પણ મોકલી. મહેતાજીની સો જાહેરખબરથી પણ જબરી જીભે એ વાત ફેલાવી હશે તે તો જુદી જ! શહેરમાં હોહા થઈ ગઈ. આવતી સભાને દિવસ એકદમ બે હજાર આદમી ભેળું થઈ ગયું, સાઅસો સભાના માળમાં માયા, અઢીસેંક તે માળની અગાસીમાં બેઠા, અને બાકીના બધા બારણે જ ઊભાઊભા ધક્કામુક્કી કરવા લાગ્યા. જાદુનો ફાંકો ધરાવનારા પણ આવ્યા હતા. મહેતાજીએ એ બધી ઠઠ સાંભળે તે પ્રમાણે જાદુ ખોટો છે એવું હંમેશની ઢબે ભાષણ આપ્યું. જાદુથી ઠગાયલા ચાર-પાંચ જાણીતા માણસો (જેને સભામાં ખસૂસ સમજાવી આણ્યા હતા) તેઓએ ઊઠીને પોતાના જાતની વીતેલી હકીકત કહી સંભળાવી, અને છેવટે

મહેતાજીએ બારીએ જઈ બૂમ પાડી કે કોઈ જાદુગર કે મંત્રશાસ્ત્રી છે ? હોય તો આવે, અને જાદુ ખરો કરી આપે. જાદુગરો સામે ઊભા હતા પણ કોઈની હિંમત ચાલે નહિ. એમ કેટલીક વાર બૂમ પાડ્યા પછી તથા રાહ જોયા પછી સભામાંથી એકે પોકારીને કહ્યું કે જાદુની વાત ખોટી છે અને તેથી કોઈ આવી શકતું નથી ! આ રીતે પહેલે તડાકે જ સુધારાનો ડંકો થયો. લોકને આ વાતનો રસ વધ્યો, અને તેમાં વળી કરીને એક જુસ્સાવાળો પણ ભોળો ભૂવો હતો, તે પોતાની પાસે તો જાદુ નહિ છતાં જાદુ ખોટું કેમ હોય એવા ભરમને ખાતર જ સામો થયો, લડ્યો, આથડ્યો, ને બહુબહુ તરફડિયાં માર્યાં. આથી મહેતાજીની જીત સંપૂર્ણ જ થઈ. સામસામાં જાહેરનામાંઓ ચાલ્યાં, ચારપાંચ વાર સભાઓ મળી, સુલેહનો ભંગ થવાનો વખત પાસે આવવા લાગ્યો, મારામારીની તૈયારી થઈ, ફોજદારે ડરીને એ બે પક્ષવાળાને તકરાર કરતા અટકાવવા ઉપરી પર લખાણ કર્યું, અને છેલ્લી સભાને દહાડે તો છૂ થઈ ગયલા છૂમંતરવાળા ૨૦૦ ઠગારાઓનું ટોળું તાળીઓ અને ચીસો પાડતું મહેતાજીની પૂંઠે લાગ્યું, અને મહેતાજીનાં ભાગ્ય કે ચાલતાં દાદોબાનું ઘર આવી પહોંચ્યું, નહિતો પેલા દુષ્ટો હાડકાં ભાંગી જ નાખત. દુર્ગારામનું આ જેવુંતેવું પરાક્રમ નહોતું, અને એથી ફાયદો પણ સુધારાને થોડો થયો નથી. રાવસાહેબ મહીપતરામ આ પ્રસંગનો ઉપસંહાર એવા રસિક શબ્દોમાં આપે છે કે તે જ અમે અહીંઆં ઉતારી લઈએ છીએ:

“ જેઓ માનવધર્મસભાના સભાસદોને તથા તેમના આગેવાનોને નાસ્તિક તથા ધર્મભ્રષ્ટ કરી નિંદતા અને ધિક્કારતા હતા, તેઓ આ જયથી તાજુબ થઈ નરમ પડ્યા. ભૂત, ડાકણ, અને જાદુના વહેમને મોટો ધોકો લાગ્યો. ઉગતી પ્રજાના મન ઉપર સારી અસર થઈ, અને મોટી ઉમરના જે માણસો થોડોઘણો વિચાર કરી શકે તેવા હતા તેઓ પણ કાંઈક ચેત્યા. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓમાં ભૂત ઓછાં આવવા લાગ્યાં ! તેમના મનમાં ફજેતી થવાની ધાસ્તી પેઠી. બહાદુર મહેતાજીએ આ મોટું સ્તુત્ય કામ કરી પોતાના દેશી જનો ઉપર ભારે ઉપકાર કર્યો. એમની કીર્તિ હવે પૂર્ણ કળાએ પહોંચી. એ કોઈ વિલક્ષણ પુરુષ છે, એવું ઘણા માણસને લાગ્યું. જેમના

મત મહેતાજી ખંડન કરતા હતા, અને જેઓની ઠગાઈ ઉઘાડી પાડતા હતા, તેઓ નારાજ થઈ તેમને ભાંડે તેમાં નવાઈ નથી. પણ જેમનો સ્વાર્થ બગડતો હતો તેવા ઘણા માણસો એમના ઉપર આસ્થા કરવા લાગ્યા. કેટલાકે એમને નવો પંથ ચલાવનાર આચાર્ય ગણ્યા. લોકને વહેમની જાળમાંથી છોડવવાનો પ્રયત્ન તથા તેમને સંસાર તથા ધર્મસુધારા સંબંધી બોધ કરવાનો ઉદ્યોગ મહેતાજી વધારે ઉમંગથી કરવા લાગ્યા. સભામાં ભાષણ કરે એટલુંજ નહિ: રસ્તામાં લોક ટોળે મળે અને દુર્ગારામ તેમને હિંમતથી સત્ય સમજાવે. એ વેળા એમનું વય ૩૫ વર્ષનું હતું."

આ રીતે મહેતાજીનું પાંત્રીશ વર્ષ સુધીનું પ્રતાપી પુણ્ય ચરિત્ર આપણે અવલોક્યું. બાકીનું બીજા ભાગમાં આવશે. તે છપાઈને જલદીથી બહાર પડો એવું આતુરતાથી ઇચ્છીએ છઈએ. અમને મહેતાજીનું ચરિત્ર ઘણું જ મનોરંજક તથા સુબોધકારી લાગ્યું છે. અમારા મેજ ઉપરથી એને દૂર કરવું ગમતું નથી. સુધારા અથવા દેશકલ્યાણને સારુ જેઓ કાંઈ પણ કાળજી રાખતા હોય, જેને અધ્યાત્મવિષયોમાં કાંઈ પણ રસ લાગતો હોય, જેને ધર્મની બાબતમાં સત્ય મેળવવાની ઇચ્છા હોય, તે સઘળાને અમે આ પુસ્તક પોતાની પાસે હંમેશાં રાખવાની ભલામણ કરીએ છઈએ. એ પુસ્તક ઉંડા સદ્‌વિચારોનો ભંડાર છે. અમે ઉપર તો માત્ર હકીકતોનો જ સાર આપ્યો છે. પણ મહેતાજીના સદ્‌વિચારો (જેથી જ આ પુસ્તક ઘણું કરીને ભરાઈ ગયું છે) તેનું તો વિવેચન કે સાર આપવાનું અમારાથી બની શક્યું જ નથી, કેમકે તે એટલા બધા છે કે તેમાંના એકની જ બરાબર તપાસ લેવા બેસીએ તો અમારો આખો અંક ભરાઈ જાય. એ વિચારો વિષે અમારો સામાન્ય મત તો કેટલો ઊંચો છે તે અમે ઉપર જણાવી ચૂક્યા છીએ. મહેતાજીના બધા વિચારની સાથે અમે એકમત થઈએ છીએ એમ તો કહી શકાય નહિ, તોપણ મહેતાજીના સઘળા વિચાર ઠરેલ, દીર્ઘદૃષ્ટિવાળા, અને મનન કરવા જોગ છે. દુર્ગારામને વિષે ઊંચો મત ધરાવનારા પણ આ પુસ્તક વાંચ્યા પછી એની બુદ્ધિ તથા જ્ઞાનની વધારે તારીફ કરશે. જે લોકો એમ ધારે છે કે ઇંગ્રેજી ભણ્યા વિના સુધારાની બાબતમાં પરિપક્વ વિચાર પામી જ ન શકાય, તે તો દુર્ગારામના ગૂઢ

અને અમૂલ્ય બોલ સાંભળીને પોતાની ખો જ ભૂલી જશે. અરે, આ ગુજરાતી જ ભણેલા બુઢ્ઢા મહેતાજીના જેવા પુખ્ત વિચાર તો ઘણા ઇંગ્રેજીના ખાંઓમાં પણ હજી ઉગવા લાગ્યા નથી. વિચારની પુખ્તાઈ ફક્ત એક જ વિષયમાં નથી, પણ સઘળામાં છે. બાળલગ્ન (આ મહા અગત્યના વિષય ઉપર મહેતાજીનું લક્ષ કેમ નહિ દોડ્યું તે બરાબર સમજાતું નથી) સિવાય સુધારાના બીજા બધા વિષયો, ધર્મના તથા અધ્યાત્મના વિષયો, રાજા-પ્રજાના ધર્મ, અને વિદ્યાના સવાલો પણ મહેતાજીએ લીધા છે; અને તેમાં વિચારનું પરિપક્વપણું બતાવ્યું છે. દુર્ગારામના વિચારોની મુખ્ય ખૂબી એ છે કે તેઓ સંક્ષિપ્ત હોવાથી ઘણા નવા વિચારોના તે વ્યંજક થઈ પડે છે, અને તેથી જેમજેમ વધારે વાર વાંચીએ છઈએ તેમતેમ તેમાં વધારે રસ લાગે છે.

# નરસિંહરાવ

## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

ગોવર્ધનભાઈ વિશે શું લખું? જેટલું લખવાનું હતું તે અન્ય પ્રસંગે લખી ચૂક્યો છું.

એક ભણેલો અને વિદ્યાવ્યાસંગવાળો રસોઇયો હતો. એની રસોઈનાં મેં એક વાર વખાણ કરતે કહ્યું: "રસોઈ સારી થઈ છે." એટલે એ બોલ્યો: "એમાં મારું કશું નથી. રસ તો બધી સામગ્રીમાં ઈશ્વરનો મૂકેલો હોય છે, હું તો માત્ર ફેરફાર કરું છું." મેં કહ્યું: "ફેરફાર સારો થયો છે." આ દૃષ્ટાંત સર્વાંશે નહિ, પણ અલ્પાંશે આજના પ્રસંગને લાગુ પાડું? બધી સામગ્રી ઉપસ્થિત થઈજ ગઈ છે, એમાં માત્ર ફેરફાર કરીને વાચક આગળ હું રજૂ કરીશ. એ રસોઇયો બહેરો હતો: "ફેરફાર સારો થયો છે"—એ વાક્ય એણે સાંભળ્યું નહોતું. મારા આ લેખ વિષે પણ "ફેરફાર સારો થયો છે" કે "નઠારો થયો છે" જે કહેશે તે સંબંધે હું પણ બહેરો જ થઈશ, મારો જૂનો લેખ વાંચ્યો હશે તાન્ પ્રતિ નૈષયત્નઃ—અને એ લોકોમાં કેટલાકની અપ્રસન્નતા મને કૌમુદીસ્નાન કરાવશે તે પણ હું જાણું છું. છતાં પ્રવૃત્ત થાઉં છું.

સમય—ઇ.સ. ૧૮૭૬, જાન્યુઆરી માસ; સ્થળ—ચીનાબાગ, મનસુખરામ સૂર્યરામના મકાનનો ઓટલો;—હું ઊભો છું. નવા તાજા બી. એ.માં પાસ થયલા પાંચછ મિત્રોનું મંડળ, એમાં એક તેજસ્વી મુખમુદ્રાવાળી, ઉત્સાહના જોસથી ચાલતી મૂર્તિ તે ગોવર્ધનભાઈ; ચીનાબાગના પાછલા મકાનમાં મિત્રોની 'કલબ' તરફ એ બધા જતા હતા; હું કુતૂહલ, માન, અને કાંઇક રમૂજના આકર્ષણથી એ દેખાવ જોઈ રહ્યો છું:—બસ આ પ્રથમ દર્શન, સ્નેહયુક્ત આદરનું બીજ આમ વવાયું.

પછી, મનસુખરામભાઈને ઘેર ગોવર્ધનભાઈ તો રહેતા જ હતા, અને હું અતિથિ હતો એટલે સંપર્ક વધારે નિકટ થયો જ. બીજો પ્રસંગ: એ સ્થળે મોરબીના એડમિનિસ્ટ્રેટર શંભુપ્રસાદ લક્ષ્મીલાલ નામે મનસુખરામભાઈને મળવા આવ્યા. એ ગણિતમાં બહુ કુશળ હતા. ગોવર્ધનરામભાઈને તથા મને ગણિતનો એક દાખલો ગણવા આપ્યો. બંનેએ ગણ્યો, ઉત્તર ઘણોજ કઢંગી રકમવાળો આવતો હતો, છતાં સનિયમ ગણતરી કરીને, નિયમના શાશ્વત સત્ય ઉપર શ્રદ્ધા રાખનારા મારા મનને સંશય ના ઉપજ્યો; મેં તે ઉત્તર લખીને આપ્યો. ગોવર્ધનભાઈની મનની ઘટના અન્વેષણ માટે જુદા પ્રકારનો માર્ગ આદરનારી, તેથી એ ખંચાયા; આવી કઢંગી રકમ તે આવે? અસંભવિત જણાતા અપૂર્ણાંક વળી એ ઉત્તરને વક્રરૂપ આપતા હતા. "શું હોવું જોઈએ?" એ સ્વેચ્છાથી માની લીધેલી ભાવનાને વશ ગોવર્ધનરામ, એટલે એમને સંશય જ રહ્યો. નિયમો ગણિતના પળાય પછી આમ? એમને વિષે એમ જ, ભાવના અનાધાર માની લીધેલી તેના ઉપર અશ્રદ્ધા એમને ના આવી. ગોવર્ધનભાઈની ભાવપ્રવૃત્તિઓનું સ્વરૂપ આ બીજમાં હું જોઉં છું.

સ્થળ—યુનિવર્સિટીનો કૉનવોકેશન હૉલ; સમય—૧૮૭૬નો ફેબ્રુઆરી (જાણ્યામાં); હું ઊંચેની ગેલેરીમાં વિદ્યાર્થીઓના ટોળામાં ઊભોઊભો નીચે ભેગા થયલા મુંબાઈના પ્રતિષ્ઠિત મંડળને કુતૂહલથી જોઉં છું. થોડી વારે યુનિવર્સિટીની પદવીનું માન નવીન લેવા માટેના ઉમેદવારો, તાજા પાસ થયલા, સેનેટના મેમ્બરો વગેરેની પલટનને રૂપાની ચોબ પકડીને દોરનાર

આસિસ્ટંટ રજિસ્ટ્રારના નેતૃત્વ પાછળ ચાલતા સરઘસમાં બબ્બેનાં જોડકાં આવે છે, તેમાં ગોવર્ધનભાઈની મૂર્તિને આનંદથી ઓળખી કાઢું છું. બાળક તનસુખભાઈ જેને 'કૉનવોકેશન' કહેતા હતા, તે ખેલ થઈ રહ્યો; ગોવર્ધનભાઈ એ નાટકમાં ઉત્સાહપૂર્ણ નાટકપાત્રોમાંના એક મેં દીઠા. આ દર્શન હજી મુકુરમાં પ્રતિબિમ્બિત છે.

સમય—ઈ.સ. ૧૮૮૧-૮૨ની આસપાસનો; ગોવર્ધનભાઈ ભાવનગરમાં, હું મુંબાઈ, અમદાવાદમાં. હું તે વખતે કાવ્યરચના નવી જ કરવા લાગ્યો હતો. 'મેઘ' અને 'ચંદા' એ કાવ્યો ગોવર્ધનભાઈએ વાંચ્યાં. મારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ પણ ભાવનગર હાઈસ્કૂલમાં શિક્ષક હતા, ગોવર્ધનભાઈને ઘેરજ રહેતા હતા;—મુંબાઈમાં અમારા અભ્યાસકાળમાં ગોવર્ધનભાઈને વરજભાઈનું ઓળખાણ થયલું ખરું. પણ આમ ભાવનગરમાં નિકટ પરિચય થયો. વરજભાઈએ મને લખેલા કાગળ ભેગો ગોવર્ધનભાઈનો પત્ર આવ્યો: 'મેઘ' અને 'ચંદા'નાં વખાણ કર્યાં હતાં; અને કાવ્યો નામ વિના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ કરાવેલાં તેથી ગોવર્ધનભાઈએ એ પત્રમાં લખ્યું: હું નહોતો જાણતો કે તમે આમ છછુંદરની પેઠે ગુપ્ત રહીને ખોદતા હશો.

વરજભાઈ મને આ પછી એક વાર મળ્યા ત્યારે મારા એક બીજા કાવ્ય વિષે ગોવર્ધનભાઈની વૃત્તિની વાત એમણે કહી. 'મધ્ય રાત્રિએ કોયલ' એ કાવ્ય પ્રગટ થયલું ગોવર્ધનભાઈએ વાંચ્યું; બોલ્યા: "આ કાવ્યમાં તો કાંઈ વિશેષ ચમત્કાર નથી." ધ્યાન દઈને ફરી વાંચ્યું; વચમાંની એક પંક્તિ પકડી; "અનિલ ધીરે ભરે પગલાં—પળે શાન્તિ રખે સહુ" એ પંક્તિમાં સારસ્ય લાગ્યું, અને ધુમસમાં ઢંકાયલી ચાંદની ધીમે ધીમે ધુમસ વેરાઈ જતાં દૃશ્યને સૌન્દર્યનો ઢોળ ચડાવે તેમ સ્થિતિ થઈ, સમગ્ર કાવ્યની કદર અંતે કરી. ગોવર્ધનભાઈના મનનું બંધારણ રસપરીક્ષામાં પણ સમગ્રદર્શન કરતાં અવયવદર્શન વધારે કરનારું હતું; એનુંજ આ ઉદાહરણ ગણીશું.

મારી કાવ્યકૃતિઓને સંબંધે ગોવર્ધનભાઈનાં વચનોના બીજા બે પ્રસંગ યાદ આવે છે:

'કુસુમમાળા' પ્રથમ પ્રગટ થઈ તે વખતે ગોવર્ધનભાઈને એક પ્રત ભેટ આપી, તે પ્રત કેટલાક વખત પછી મેં દીઠી—એમના ઘેર જ કે બીજે ક્હીં, તે યાદ નથી. એમાં હાંસિયામાં છૂટક છૂટક વિચાર—એ કાવ્યો વિષે—એમણે પેનસિલ વડે લખ્યા હતા. એક યાદ આવે છે; 'અભિનન્દનાષ્ટક' કાવ્ય એમને બહુ ગમ્યું હશે: ઉપર શેરો: "Pathetic and Sublime" વત્સલતાના ધ્વનિપ્રતિધ્વનિથી એમના હૃદયમાં આ પ્રકારનો સમભાવ જાગ્યાનું બીજ એમની જ કૃતિમાં હું જોઈ શકું છું:

" મનને મનસુખનું બીજ દીધું  
રતિતન્ત્ર સ્વરૂપ અનુપ કીધું;  
× × ×  
તરછોડી રમા હઠી દૂર ઊભી  
ઉરવલ્લિ ફૂલોથકી તોય લચી,  
દિન કૈંક ગયા, દિન કૈંક જશે,  
લચી તે ન લચી ન કદાપિ થશે."

એવા કોમળ ભાવોદ્ગાર કરનારા હૃદયને પિતૃભક્તિ ને પ્રેમ પ્રગટતું ' અભિનન્દનાષ્ટક ' સમભાવના તન્તુ છેડીને કદરદાન બનાવે એ સંભવિત લાગે છે.

બીજો પ્રસંગ 'ફસી પડેલી બાળવિધવા' ('હૃદયવીણા' પૃ૦ ૧૩–૧૮) એ કાવ્યને સંબંધે હતો. ઇ. સ. ૧૮૯૦ની નાતાલની રજામાં અમદાવાદમાં અમારા જૂના ઘરમાં—લાખા પટેલની પોળમાં—દિવાનખાનાની મેડીમાં ગોવર્ધનભાઈ, વરજભાઈ અને હું રાત્રે સૂતા હતા. કેટલાક વખત ઉપર રચેલું પાછલી રાત્રે ઊઠીને માસિક માટે તૈયાર કરેલું એ કાવ્ય વરજભાઈને તથા ગોવર્ધનભાઈને સવારમાં મેં વાંચી સંભળાવ્યું. ગોવર્ધનભાઈએ એ કાવ્ય વિષે આટલું જ કહ્યું: " I see it is the talk between the unseen and the seen." પછી કહે: "મને નવાઈ લાગતી હતી કે પરોઢમાં ઊઠીને લખવાવાંચવા બેસવાની વિદ્યાર્થીની ટેવ હજી તમે છોડી નથી." ( કાવ્યની નકલ કરતે હું ગણગણતો હતો તે ગોવર્ધનભાઈએ સાંભળેલું;

લલિત ગુંજે, ન્હાનાલાલ કવિ કહે છે કે કવિતા કરતી વખતે કવિનો આત્મા ગુંજે છે,—તો આમ હું ગણગણું નહિ ?)—કાવ્યનું ખરું સ્વરૂપ એમણે ધારેલું કેમ નહિ હોય ? હિંદુ વિધવાની દુર્દશાના પરિણામનો સંપર્ક એમાં છે તેથી હશે ? સામાજિક સુધારાની હિમાયત આભાસરૂપે કર્યા છતાં, અંદરખાનેથી તો 'ગોવર્ધન વળી ગુપ્ત ફરે થઈ રક્ષકસાથી' એ વલ્લભ પોપટના વચનમાં ખરી વૃત્તિ પ્રગટ થઈ છે એવા ગોવર્ધનભાઈને આ કાવ્ય ખરા સ્વરૂપે આકર્ષણ ના કરે એ સંભવિત ધારૂં છું. કુમુદસુંદરીને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સરસ્વતીચંદ્રની સાથે સંસારલગ્ન ના કરાવ્યું, આત્મલગ્ન તો રખાવ્યું જ,—એ સૂક્ષ્મ માનસશાસ્ત્રની અને હૃદયશાસ્ત્રની ઊંચી ભાવનાઓને સ્પર્શ કરનારી સૃષ્ટિ જે કલાકારને હાથે ઘડાઈ તે કલાકારને એજ વૈધવ્યના જીવનનાં બીજાં સ્વરૂપોની કરુણ દશાનો પક્ષ સ્પર્શ ના કરી શક્યો, અને 'ફસી પડેલી બાળવિધવા'થી એમના હૃદય ઉપર યોગ્ય છાપ પડી જણાઈ નહિ. આ વિરોધ નથી; માનવવર્ગમાં અમુક ભાવનાઓથી અભિપ્રાયો કેમ રંગાય છે, તે તત્ત્વનું દર્શન અને ચમત્કાર જ આ પ્રસંગે જોઉં છું.

મારા મુંબાઈના અભ્યાસકાળના નિવાસસમયમાં ગોવર્ધનભાઈ મને આઠ દહાડે એક વાર મળવા આવતા હતા. લલ્લુ ભગતનો માળો, એમાં ત્રણ દાદરા ચડીને નાનીસરખી બે ઓરડીઓ, એ ગુંગળાવનારા વાતાવરણમાં, એ વાતાવરણ જાણે છે જ નહિ, જાણે વિશાળ આકાશ અને સમુદ્રનો કિનારો એવી પરિસ્થિતિમાં છીએ એમ ગોવર્ધનભાઈનું વિશાળ હૃદય જ મને અનુભવગોચર થતું હતું.

ઇ. સ. ૧૮૮૨ પછી અમે મુંબાઈના સંપર્કથી છૂટા પડ્યા. ગોવર્ધનભાઈ ભાવનગરમાં હતા; મારા મિત્ર વરજભાઈ એમને ઘેર હતા. તે વખતે 'સ્નેહમુદ્રા' હસ્તલિખિત કાચા રૂપમાં હતી. એમાંથી જુદાજુદા ભાગ વરજભાઈને ગોવર્ધનભાઈએ વાંચી સંભળાવેલા અને એની દીપ્તિ અને ચમત્કૃતિની પ્રશંસા વરજભાઈ મારી આગળ કરતા હતા; તેવામાં જ ગોવર્ધનભાઈ અમારા અમદાવાદના શહેરની અંદરના મકાનમાં પરોણા રહેલા હતા. તે વખતે મારા પિતા, બન્ધુ, વગેરેની આગળ એ 'સ્નેહમુદ્રા' માટે ઘડેલી પ્રસ્તાવનાનો મુસદ્દો વાંચી સંભળાવેલો યાદ આવે

છે. એ પ્રસ્તાવના પ્રગટ થઈ નહિ; કોણ જાણે કેમ? એમાં હ. હ. ધ્રુવની શૈલીને 'તારાટપકીવાળી' એમ વિશેષણ આપેલું સાંભરે છે.

સરસ્વતીચંદ્રનો પ્રથમ ભાગ હસ્તલિખિત રૂપમાં હતો; તે વખતે મારા પિતા, બન્ધુ ભીમરાવ, વગેરેની આગળ એની વસ્તુઘટના ગોવર્ધનભાઈએ સવિસ્તર સમજાવી હતી. લાખાપટેલની પોળમાં મારા પિતામહ વખતનું ઘર, એમાં દિવાનખાનાની મેડી—એ આ દૃશ્યનું સ્થળ. ગોવર્ધનભાઈ એમની રસ ઉપજાવતી છતાં દીર્ઘસૂત્રીપણાથી કંટાળો પણ ઉપજાવતી પદ્ધતિથી એ વાર્તાની કથા કહેતા બેઠા છે; અમે સાંભળીએ છીએ; જેમની માગણીથી જ કથા શરૂ થઈ તે મારા વડીલ બન્ધુ, ભીમરાવ, કાયમના દરદથી શિથિલ શરીરપ્રકૃતિવાળા કંટાળીને ઊઠી જાય છે—ગોવર્ધનભાઈના ધ્યાનમાં એ વાત છતાં સ્મિતમય મુખ અને સ્મિતમય હૃદયભાવ રાખીને વાર્તા કહેવાનું ચલાવ્યા જ જાય છે;—જાણતા નથી કે રોગથી મંદ બનેલા ભીમરાવનો કંટાળો પ્રત્યક્ષ જણાયો તે અમારા ગૂઢ કંટાળાના પ્રતિનિધિ તરીકેજ જોવાનો હતો: આત્મનિમગ્ન ગોવર્ધનભાઈની વાણી અસ્ખલિત વધ્યાંજ કરે છે. આ ચિત્ર પ્રત્યક્ષ કરું છું, ત્યારે ભીમરાવ અને ગોવર્ધનરામ એ બે નિકટના મિત્રોનાં હૃદયોમાં પ્રવેશ કરી શકવાથી હું રમૂજની વૃત્તિથી જ જોઈ રહું છું.

ભીમરાવની સાથેના મિત્રતાના સંબંધને પરિણામે ગોવર્ધનભાઈના સંબંધીઓમાં એક ભ્રમ ફેલાયો હતો. ભીમરાવની પુત્રી જોડે વિધુર થયલા ગોવર્ધનરામને લગ્નસંબંધથી જોડવાની સૂચના મનસુખરામભાઈએ પત્રદ્વારા કરી હતી. મારા પિતાએ ઉત્તરમાં ના લખી હતી. આ વિષે ગોવર્ધનભાઈના સંબંધીઓએ એમ માન્યું કે "બન્ને પક્ષનાં અમુકઅમુક કારણોને લીધે આ ગોઠવણ બધાને એકસરખી પ્રિય થઈ નહિ. અને વડનગરા નાગરમાંના ગૃહસ્થ તથા વૈદિક એ બે વર્ગ વચ્ચેનો અંતર ઘટાડવાનો આ પ્રયાસ નિષ્ફલ ગયો." ('શ્રીયુત ગોવર્ધનરામ'—પૃષ્ઠ ૫૨). હું ખાતરીથી કહી શકું એમ છે કે અમારા પક્ષમાંથી એક પણ વ્યક્તિની સંમતિ નહોતી. વસ્તુસ્થિતિ જુદીજ હતી. મારા પિતાને પણ એ સંબંધ ઇષ્ટ નહોતો.

અંગત વાંધો નહોતો, છતાં અન્ય કારણોથી વાંધો હતો. આ અંગે અમે ભીમરાવની પુત્રીની મશ્કરી કરતા—રમૂજ માટે જ—તે વખતે એનો ઉત્તર તો એ જ હતો કે એ તો મારા ગોવર્ધનકાકા થાય. ગોવર્ધનભાઈએ આ બનાવને પોતાના અમારા કુટુમ્બ જોડેના સદ્ભાવસંબંધને લગાર પણ કલુષિત કરનારો થવા દીધો નહોતો. કાંઈ બન્યુંજ નથી એમ એમનું વર્તન હતું.

ભીમરાવની કૃતિ—'મેઘદૂત'નું ભાષાંતર એ કૃતિ—ગોવર્ધનભાઈએ કાચી વયની રચના હોવાથી દૂષણયુક્ત માની હતી. મારે મોંએ ગોવર્ધનભાઈ કહેતા કે એ પ્રસિદ્ધ કરવા લાયક નથી એમ—મેં તો ભીમભાઈને સ્પષ્ટ કહેલું છે. આ એમનો ખરા હૃદયથી બાંધેલો અભિપ્રાય હતો. પરંતુ એ અભિપ્રાયનાં પરિણામ અન્ય પાત્રોના સંપર્કથી કેવાં અનિષ્ટ અને કટુતાવાહક થયાં તે વિચારૂં છું, તો આજ મૌન જ રાખું છું. એ વિષે અન્ય પ્રસંગે હું લખી ચૂકેલો જ છું.

'સરસ્વતીચંદ્ર' ભાગ ૧લાની એક પ્રત કોરાં પાનાં વચમાં નંખાવીને બંધાવેલી ગોવર્ધનભાઈએ મને મોકલી; સૂચનાઓ, ટીકા, ઇત્યાદિ અંદર નોંધવાની માંગણી કરી. મેં કેટલીક સૂચનાઓ લખી પણ મોકલી. પણ અમલ થયો જણાયો નહિ. 'બોલી જવાયું' અથવા 'બોલાઈ ગયું,' એ પ્રયોગને બદલે 'બોલાઈ જવાયું' એમ દ્વિગુણ શક્યતાવાળા દૂષિત પ્રયોગ તરફ મેં ધ્યાન ખેંચેલું વ્યર્થ ગયાનું સાંભરે છે. ('ચાળણી'ને બદલે 'ચારણી' જેવા અશુદ્ધ પ્રયોગ માટે પણ 'વસન્ત'માં મેં ચર્ચા કરેલી તેનો ઉત્તર પણ ગોવર્ધનભાઈએ થીંગડામારુ જ આપેલો તે યાદ આણું છું તો ખેદ થાય છે કે ન્યાયતુલા સાચવનારા ગોવર્ધનભાઈ પણ તુલાની દાંડી અયોગ્ય રીતે નમાવાતા હતા ખરા).

આ તુલાની દાંડીમાં વિકૃતિ સંબંધે એકાદ ખેદજનક પ્રસંગ પણ ઉત્પન્ન થયો હતો. વ્રજભાઈ ગોવર્ધનભાઈના ઘરમાં ઘરના માણુસ જેટલા પરિચયથી ભાવનગરમાં રહેલા, ભળી ગયલા; કાલક્રમે નડિયાદમાં ગોવર્ધનભાઈના જ ઘરમાં ભાડુત તરીકે પાછા રહ્યા, તે પ્રસંગમાં ગોવર્ધનભાઈ

જાતે હાજર નહિ, પણ બીજાઓના વિષસિંચનથી વરજભાઈના તરફની વાત સાંભળ્યા, પૂછ્યા, વિના જ ગોવર્ધનભાઈએ એ શુદ્ધ હૃદય અને વર્તનવાળા મિત્રનો ત્યાગ કર્યો તે એવો કે એમની જોડે બોલવાવહેવાર પણ તજ્યો. આ ગ્લાનિજનક વાત આટલેથી જ ઢાંકું છું.

ઇ. સ. ૧૮૮૮થી ગુજરાતી જોડણીને સંબંધે મેં જોરથી ચર્ચા ચલાવી હતી; ઉચ્ચારાનુસાર લેખનનો પક્ષ કરીને મારાં લખાણોમાં પ્રયોગ શરૂ કર્યો, ઘણાનાં મનમાં મારી દલીલો ઉતરી અને એ પદ્ધતિ સ્વીકારવા લાગ્યા. આમ ચાલતે ચાલતે આઠ વર્ષ પછી ગોવર્ધનભાઈએ ઇ. સ. ૧૮૯૬ના અક્ટોબરના 'સમાલોચક'માં પોતાની એક નવી જોડણીપદ્ધતિ રજૂ કરી. એ પદ્ધતિમાં ક્ષતિઓ અને ન્યૂનાધિકતા જણાવાથી મેં એ લેખ વિષે સવિસ્તર ચર્ચા 'જ્ઞાનસુધા' (અક્ટોબર, નવેમ્બર, ડિસેમ્બર ૧૮૯૬)માં પ્રસિદ્ધ કરી. તે ઉપરથી ખાનગી પત્રમાં મને એમણે લખ્યું: "સિંધ જેવા મુલકમાંથી આ ધુમાડાના ગોટા તમે ક્યાંથી કાઢ્યા!"; અને આ યુદ્ધમાં પોતે હારશે તોપણ पुत्रादिच्छेत् पराभवम् એમ અસ્થાને મુરબ્બીપણું સ્વીકારનારું વચન લખ્યું હતું. હું રમુજથી હસ્યો. પરંતુ મારા લેખના પ્રત્યુત્તરલેખમાં તો ગોવર્ધનભાઈ જરાક ક્રોધને વશ થઈ જઈ એક્એ અણઘટતાં વચનો લખી ગયા હતા, તેથી મને એ બન્ધુવત્ મિત્રને વિષે મનમાં ગ્લાનિ થઈ. 'મ્લેચ્છનો સંસર્ગ' જેવા અસંબદ્ધ આરોપ, સાંકડી શેરીના ઉચ્ચાર કે એવાં વચનોથી કેવળ અંગત આક્ષેપ, ઇત્યાદિથી એ લેખ કલંકિત થયો હતો. અસ્તુ.

પણ આ સંબંધમાં ગોવર્ધનભાઈના હૃદયમાં એવો તો ગ્રહ બંધાઈ ગયો હતો કે, અમદાવાદમાં પ્રથમ સાહિત્ય પરિષદ ભરવાની યોજના માટે રણજિતરામ અને એક્એ મિત્રો એમને મળવા ગયા, તે વખતે પ્રથમ પ્રશ્ન ગોવર્ધનભાઈએ આમ જ પૂછ્યો: "પરિષદમાં શું કરશો?—જોડણીની ચર્ચા?" પરિષદ ભરાઈ તે વખતે જોડણી વિષે કાંઈ પણ વધારે પગલું ના લેવાય તે માટે પરિષદના કાર્યસ્વરૂપમાં એવી શરત મૂકી હતી કે કોઈ પણ વિષય ઉપર ઠરાવ રજૂ ના કરવા. આ સંબંધે હું પરિષદ માટે હુમસથી

આવ્યો, અને આ વાત જાણી એટલે બેઠકને પ્રથમ દિવસે જ આણંદશંકર મારી જોડે શ્રોતામંડળમાં બેઠા હતા તેમને મેં કહ્યું—હું પ્લેટફોર્મ ઉપર જઈને જોડણી સંબંધે કમિટી નીમવાનો ઠરાવ રજૂ કરવાનો અને જોઉં છું કે શું તમે બધા કરો છો? Out of order મને ઠરાવશો, તો હું મને સૂઝતું કરીશ—આ મારી વૃત્તિની અદૃષ્ટ અસર થઈ, અને બીજી બેઠકમાં ઠરાવ જાણ્યામાં પ્રમુખે જ રજૂ કર્યો—કમિટી નીમવાનો.

એ પરિષદને અંગે મિત્રમેળાપ થયો હતો; ફલાહાર, ચાહપાણી, સંગીત ઇત્યાદિ વિનોદોથી બેત્રણ કલાક આનન્દમાં બધાએ ગાળ્યા. સંગીત સુંદર ચાલતું હતું તે વખતે ગોવર્ધનભાઈએ જોડણીની ચર્ચાને અંગે કેટલીક શંકાઓ પૂછી: ચવર્ગના બે ઉચ્ચાર વિષે; મેં સમાધાન થાય એવા ઉત્તર આપ્યા. પરંતુ ઉચ્ચારણપરીક્ષા માટે શ્રવણશક્તિની તીવ્રતાને અભાવે એ સમજ્યા નહિ, મેં વધારે પ્રયત્ન પણ કર્યો નહિ. કેમકે તે જ વખતે મધુર સંગીત ચાલતું હતું તે સાંભળવાની મજામાં ભંગ પડતો હતો; અને તેથી હું મનમાં કચવાયો પણ હતો.

સાહિત્યક્ષેત્રમાં મારા બંડખોર વર્તનથી—નરસિંહરાવ અને એમના તરુણ મિત્રોએ જોડણીની બાબતમાં બંડ ઉઠાવ્યું એવો કાંઈક આરોપ ગોવર્ધનભાઈએ 'સમાલોચક'ના લેખમાં મૂક્યો હતો, તેથી કહું છું કે મારા બંડખોર વર્તનથી—ગોવર્ધનભાઈને કાંઈક અરુચિ ઉત્પન્ન થઈ હશે. તેથી પરિષદના ઉપસંહાર વખતે કરેલા ભાષણમાં ગોવર્ધનભાઈએ એક નવી શોધથી મને દાબી નાખવાની આશા રાખી હશે કે કેમ તે પ્રભુ જાણે; પણ એ નવી શોધ એમણે બહુ ચમત્કારરૂપે, અને શ્રોતાઓનું કુતૂહલ જરાક ટટળાવીને પ્રગટ કરી: એ નવી શોધ તે રા. કેશવલાલ ધ્રુવ. ગોવર્ધનભાઈને મન એ નવી શોધ હશે; બાકી સાહિત્યરસિક વર્ગમાં તો કેશવલાલભાઈની કીર્તિ સ્થપાઈ ચૂકી હતી. અસ્તુ—પેલા સંગીતના મધુર ધ્વનિ તરફ પાછા વળીએ. સંગીતવિનોદવાળા મિત્રમેળાપને બીજે દિવસે પરિષદની પૂર્ણાહુતિ કરતી વખતે ગોવર્ધનભાઈ બોલ્યા: "આપણે ગઈ કાલે મિત્રમેળાપમાં બધા પરસ્પર મળી શક્યા નહોતા; તે વખતે તો આપણે

ગાનતાનમાં અને-" (વચમાં હું બોલ્યો, "ખાનપાનમાં") વખત ગાળ્યો'તો" —ગાનતાન તે ગોવર્ધનભાઈના અનધિકારી શ્રવણને રસહીન ઘોંઘાટ જ હશે ?— માટે, એમણે સૂચવ્યું કે, આપણે વિખરાતા પહેલાં બધા એક બીજાને મળીએ તો સારું. આ સૂચનાનો અમલ જુદીજ રીતે થયો. બધા જઈ જઈને ગોવર્ધનભાઈ કને પૂજા-ઉપહાર-અક્ષરશઃ નહિ, પણ રૂપકદૃષ્ટિએ પૂજા-ઉપહાર-અર્પવા ગયા, અને કૃતકૃત્ય થઈને ચાલતા થયા. અમે કેટલાક તો ગોવર્ધનભાઈના અંગત મિત્રોજ હતા એટલે અમે તટસ્થ રહ્યા. આ દૃશ્ય ઉચ્ચભાવ પ્રેરે એવું તો નહોતું જ.

જોડણી કરતાં વધારે મહત્ત્વના બીજા વિષયમાં ગોવર્ધનભાઈ અને મારી વચ્ચે દ્વન્દ્વયુદ્ધ થયું હતું: સામાજિક સુધારાના વિષયમાં. "હિંદુઓની સાંસારિક ભાવનાઓ" સંબન્ધે એમણે અમદાવાદમાં ઇ. સ. ૧૯૦૨ના જૂન કે જુલાઈમાં સાહિત્યસભાને અંગે ભાષણ આપ્યું. તેમાં રૂઢ સંસ્થાઓ —ઇષ્ટ અનિષ્ટ સર્વ સંસ્થાઓ—માટે દૂષિત તર્ક વાપરીને બચાવ કર્યો હતો. એ જ સભાના તરુણ ચાલક વર્ગમાંથી—રણજિતરામ અને બીજો એક મિત્ર—મારી કને આવ્યા, અને ભાષણ માટે માગણી કરી. "Social Dynamics" ('સામાજિક ચલનશાસ્ત્ર') એ મથાળું લઈને મેં ભાષણ કર્યું: અંબાલાલ સાકરલાલ પ્રમુખસ્થાને હતા. (ગોવર્ધનભાઈનામાં પણ એ જ પ્રમુખ હતા). અંબાલાલભાઈએ તુલનાનિર્ણય આપ્યો; મારા વિચારોને એમણે સ્વીકાર્ય ગણ્યા.

ઇ. સ. ૧૮૮૪માં હું ખેડા જિલ્લામાં પ્રથમ સરકારી અધિકારે ચડ્યો તે વખતે અમદાવાદથી આણંદ મુકામે હું જવાનો હતો, ત્યારે નડિયાદ સ્ટેશને ગોવર્ધનભાઈ કરમોડાયલો, સૂજેલો પગ ઘસડતા, લંગડાતા લંગડાતા આવ્યા અને 'ભાણાકાકા'એ આગ્રહથી મને નિમંત્રણ કર્યું હતું કહીને મને જબરજસ્તી ઊતારીને મનસુખરામભાઈને ઘેર તેડી ગયા;—એ પ્રસંગ હું પાછળ કહી ગયો છું; એ વખતના સ્નેહાર્દ્ર ગોવર્ધનભાઈ પંદરવીસ વર્ષના ગાળામાં બદલાઈ ગયા હશે? આ યુદ્ધપ્રસંગોથી એમ કોઈને લાગશે, પરંતુ એમ માનનારનો ભ્રમ તોડવાને હું કહું છું કે ગોવર્ધનભાઈને એવે

અન્યાય આપવો નહિ. એમના હૃદયની જન્મસિદ્ધ ઉદારતાનાં પ્રમાણ મને અનેક વાર મળ્યાં હતાં. એક જ પ્રસંગ નોંધું: ઇ. સ. ૧૯૦૬ના એપ્રિલ માસમાં ગોવર્ધનભાઈના ખાસ આગ્રહયુક્ત નિમંત્રણથી હું અમદાવાદથી નડિયાદ એમને ઘેર ગયો. એમના ઘરની પરસાળમાં ઠંડકમાં બેસી દૂધિયું એમણે બનાવરાવેલું અમે બધાએ પીધું. એ ભાંગ વિનાની ભાંગથી સ્નેહની વૃદ્ધિ થઈ. કાયિક નિશો ના ચડ્યો. પછી જુલાઈ માસમાં વળી એમને ઘેર હું ગયો ત્યારે મને ગોવર્ધનભાઈ કહે છે: "લોકોને આશ્ચર્ય લાગે છે કે આપણા બે જણ વચ્ચે કેટલીક બાબતોમાં મહત્ત્વનું અભિપ્રાય વિષે અંતર હોવા છતાં બંનેની મિત્રતાને કશો આઘાત કેમ નથી થતો ?"—ઉત્તર શો ?—એ જ કે ગોવર્ધનભાઈના ઊંડા સૌજન્યથી લોકસંઘ અજાણ્યો જ હશે, અથવા ઈર્ષ્યાનો પડદો આડે આવીને સત્યદષ્ટિ અશક્ત થઈ જતી હશે.

ગોવર્ધનભાઈની નડિયાદમાં ઉપર નોંધેલી મુલાકાતમાં અંતિમતાના ગૂઢ ભણકારા હતા; મને તે વખતે ના સંભળાયા. હું રત્નાગિરિ નોકરી ઉપર પાછો ચડ્યો—રજા પૂરી થતે, બે વર્ષ વીત્યાં ન વીત્યાં, અને

નમેરા કાળ ગળ્યો મુજ તેંય
અમોલો મિત્ર બન્ધુસમ એક !

તથાપિ અશ્વાસન એક છે.—રસિક આશ્વાસન:

ઉરવલ્લિ ફુલોથકી કંઇકે લચી,
લચી તે ન લચી ન કદાપિ થશે.

# કનૈયાલાલ

## ગામદેવીનો મહાગુરુ

મહાત્મા ગાંધી વિષે કંઈ લખવાનું ભાઈ હાજીમહમ્મદનું આમંત્રણ સ્વીકારતાં કલમ ધ્રુજે છે. પૂર્વાશ્રમના ધારાશાસ્ત્રી–દક્ષિણ આફ્રિકામાં થયલા હિંદી ધર્મયુદ્ધના વિજયી નેતા–રાજકીય પ્રવૃત્તિથી તટસ્થ છતાં રાજકીય ઉત્સાહના અપ્રતિમ પ્રેરક–તેમના અનુયાયીઓના 'બાપુજી' અને અજ્ઞાત ગુજરાતીઓના 'શ્રીસત્યનારાયણના અવતાર'–મિ. મોન્ટેગ્યુના 'મિત્ર' અને પંજાબની લશ્કરી અદાલતના 'મુખ્ય કાવત્રાબાજ'–સ્વદેશી ને સત્યાગ્રહ-ધર્મના ધુરંધર–ને આદર્શ ત્યાગી, તેની રૂપરેખા ટુંકા લેખમાં એક સાધારણ લેખિની કેમ આપી શકે ?

કોઈક વખતે કોઈક લોકો તેને હસે છે, તેની પ્રવૃત્તિઓ વખોડે છે, તેનાં વચનો કાલાં માને છે; છતાં તેને નામે માન ને હેતની લાગણીઓ ઊછળે છે, તેનાં વચને બધા વિચાર કરવા લાગે છે.

તેમનામાં મને અંધશ્રદ્ધા નથી; તેમની બધી પ્રવૃત્તિ કે તે પ્રવૃત્તિના બધા પ્રકાર મને પસંદ નથી; તેમનું સ્વદેશી વ્રત પુરાણું ને તેમનો સત્યાગ્રહ પ્રતાપમાં ઝાંખો દીસે છે. છતાં જેમ બીજા નેતાનાં વચનો ને કર્તવ્યની

તુલના કરું છું તેમ એમની થઈ શકતી નથી; તેમને નામે માથું નીચું નમાવી, માત્ર મૂગા રહેવાનું મન થાય છે. આમજ બીજાને થતું હશે.

કમલપત્ર પરથી જેમ પાણી સરી જાય, તેમ ટીકાઓ, પ્રતિપક્ષીઓ તેને સ્પર્શે છે ને સરે છે. પ્રજાજીવનની અનેક ઊર્મિઓને સરજાવનાર તે ઊર્મિઓથી અસ્પર્શ્ય રહે છે. લોક ગમે તે કહે, પરિણામ ગમે તે આવે, પણ ગામદેવીનો મહાગુરુ નિશ્ચલ ભાવનાને સીધે, નિઃસ્વાર્થી પંથે ચાલ્યો જાય છે—ને પ્રધાનો ને ગવર્નરો, નરવીરો ને નરનાયકો માર્ગ આપે છે: ને આખી અવની પર એક જ પ્રશ્ન ઊભો થાય છે—

એ ગાંધીજી છે કોણ?

એ પ્રશ્ન ગંભીર છે; એનો જવાબ 'નવજીવન' ને 'યંગ ઇન્ડિયા' આપશે, સરકારની મિનિટો ને ખાનગી મુસદ્દાઓ આપશે, હિંદનું હાલનું જીવન ને ભવિષ્યનો ઇતિહાસ આપશે. એ પ્રશ્ન પૂછનાર પાઇલેટની માફક પ્રશ્ન પૂછી ચાલ્યો જઈ શકશે નહિ.

એ ગાંધીજી છે કોણ?

તે યોગી છે, **वीतरागभयक्रोधः** છે, સામાન્ય હૃદયની ઊર્મિઓ ને આકાંક્ષા એમનામાં વિરમી ગઈ છે; એમનામાં ભાવનાથી, સ્વદેશપ્રેમથી નિરાળી અસ્મિતાનો લોપ થયો છે; ઈશ્વરી મહાતત્ત્વોની માફક, વિજળીની માફક, સાગરની માફક તે નિર્વિકાર છે; અનન્ત કર્તવ્યપરાયણતામાં સદાએ મચી રહે છે. તેમની બુદ્ધિ નિર્મળ છે. માત્ર સત્ય જ પેખવાની તેમને લાલસા છે.

તે સ્વાશ્રયનો અવતાર છે—પોતાને, દરેકને, દરેક રાષ્ટ્રને તે **आत्मन्येव आत्मना तिष्ठ** રાખવા માંગે છે. દરેક સ્ત્રીપુરુષ પોતાના જેટલું તૈયાર કરી પહેરે ઓઢે, ખાય પીએ, દરેક રાષ્ટ્ર પોતાને જોઈતી ચીજો ઉપજાવે ને તેનો ઉપભોગ કરે—આ એમનો મહામંત્ર છે. તેને પરિણામે તે રાષ્ટ્રીયતાના પરમભક્ત છે; રહેણી ને કરણીમાં, ભાવના ને વિચારમાં હિંદુ છે; પરદેશી સામગ્રી ને સંસ્કૃતિઓના નિષેધક છે; રાષ્ટ્રજીવનમાં સ્વભાષા ને

સ્વસંસ્કાર વિકસાવવા મથે છે; આર્થિક ઉન્નતિ કરવા પરદેશી ચીજોના બહિષ્કાર કરતાં સ્વદેશીને ઉત્તેજન આપવામાં તે માને છે; લોકજીવનમાં લોકમતનો જ અંતિમ આધાર હોવો જોઈએ ને લોકબળે જ મુક્તિ મળે છે, એ એમના સિદ્ધાંતો છે. આ સિદ્ધાંતો, આ ભાવનાઓ, તે માત્ર ઉચ્ચારતા નથી પણ પોતાના ને પારકાના જીવનમાં ઉતારે છે. પ્રયત્નની મુશ્કેલી કે પરિણામના ગાંભીર્યનો તેમને ડર નથી. હિંદીનો રાષ્ટ્રીય ભાષા તરીકે, ગુજરાતીનો પ્રાંતભાષા તરીકેનો અધિકાર એમને લીધે 'વ્યવહારુ' રાજ્યનીતિના પ્રશ્નો થઈ પડ્યા છે, પુરાણા રેંટિયાનો પુનરુદ્ધાર—જે એક વખત અશક્ય ને હાસ્યજનક મનાત—તે સિદ્ધ થઈ ચૂક્યો છે, ધોતિયું ને ઉઘાડા પગમાં મનાતી અધમતા વિસરાઈ ગઈ છે.

તે સત્યાગ્રહસેનાના નાયક છે. નિષ્કામ કર્મયોગ, બુદ્ધિપૂર્વક કરેલા સંકલ્પમાં નિશ્ચલતા, પોતાના હક્કને માટે અણયુદ્ધ ને તપશ્ચર્યા—આ ભાવનાઓ રાજકીય પ્રવૃત્તિમાં મૂર્તિમંત કરવાનો યશ એમને છે. પહેલાં એ ભાવનાઓ વિશે લખાણ થતાં, ભાષણ થતાં; એ ભાવનાને પ્રભાવે ધ્રુવો પોતે ઇંદ્રાસન ડોલાવતા, સતીઓ પોતે સૂર્યનો રથ રોકતી; પણ કોઈએ બીજાને પ્રેરી તેની પાસે એવું કંઈ કરાવ્યું હોય એમ સાંભળ્યું નથી. આજે ગાંધીજી હિંદી પ્રજાને એ કરવા પ્રેરે છે. સત્યાગ્રહની ભાવના સમાજજીવનમાં આવી છે અને રહેશે. જેમ બેન્જામિન ફ્રાન્કલિને વિજળી અવની પર ઉતારી તેમ સત્યાગ્રહનું નૈતિક બળ ગાંધીજીએ સામાન્ય રાજકીય પ્રવૃત્તિઓમાં આણ્યું છે. એ પોતે સત્યાગ્રહસેનાના પ્રેરક ને નાયક છે ખરા, પણ દિલ્હીથી એમને પાછા લાવવામાં આવ્યા તે પછીનાં એમનાં જાહેરનામાં ને વર્તન પરથી તે સેનાના યોદ્ધા છે કે નહિ, એ સવાલ ઘણી વખત હું મારી જાતને પૂછું છું, અને જોકે જવાબ "ના" આપવાનો વિચાર થાય છે, છતાં એ મહાપ્રતાપી વ્યક્તિની આટલા ટુંક વખતમાં તુલના કરવાનું સાહસ કરવા હું માગતો નથી.

હિંદ જેવા નિર્ધન, દુર્ભાગી, સૈકાઓથી ગુલામગીરીમાં પડેલાં દેશનાં નિર્માલ્ય સ્ત્રીપુરુષો પર જેવો ગાંધીજીએ પોતાનો પ્રભાવ પ્રસાર્યો છે,

તેવો કોઈ બીજાએ આધુનિક સમયમાં પ્રચાર્યો નથી, અને એ પ્રભાવ જેમજેમ વધતો જશે તેમતેમ જાહેર જીવન વધારે શુદ્ધ ને સ્વાર્થત્યાગી, જનસમૂહનું ચારિત્ર્ય મહત્વાકાંક્ષી ને પ્રતાપી થતું જશે, એમ ખાતરી લાગે છે. માત્ર બીક મને એક જ લાગે છે, કે જો ગાંધીજીના કેટલાક આધ્યાત્મિક સિદ્ધાંતોની છાપ અણુસમજુ વર્ગ પર જુદી પડશે, જો નિર્માલ્યતા એટલે જ અહિંસાભક્તિ એમ સમજાશે, નિર્બળતામાં પાછું હઠવું એ જ મુત્સદ્દીપણું મનાશે, પાશ્ચાત્ય વિજ્ઞાન ને તેનાં સાધનોનો તિરસ્કાર તેમાં જ રાષ્ટ્રીયતા સમાયલી ગણાશે તો પ્રશંસનીય પરિણામ ભાગ્યે જ આવશે, એમ મારું માનવું છે.

આટલું જ લખી, જે મહાત્માના પ્રતાપી કર્મયોગથી ગુજરાત ને હિંદ આજે સકારણ ગર્વ ધરે છે, તેની ભાવના અને પ્રયત્નોને વિજય ઇચ્છી આ લેખ સંપૂર્ણ કરીશ.

# નવલરામ

## નર્મદની તુલના

### વિચારોનો વ્યત્યય

પોતાના સુધારા સંબંધી વિચારો જ્યારે બદલાઈ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઈએ એમ નર્મદાશંકરને પ્રતિપળે લાગવા માંડયું. એને માલૂમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઈ પડીશ, અને કોઈને પણ "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી. તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથીજ પોતાના મનમાં જે મનાયું તે નીડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી, તે બાબત 'ગુજરાતી' પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડયું અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું.

અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાયલા વિચારો પોતાના મનમાં જ રહેવા દે છે અથવા ખાનગી મંડળોમાં જ સાથીઓનાં મોં જોઈ ધીમેધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડોઘણો સુધારાનો જ ડોળ રાખ્યાં કરે છે. આ અપ્રામાણિક બીરુ કહેણીરહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણી જ શાબાશી

આપીએ છીએ. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનું જ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જઈને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને જે દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને જણાવ્યો.

નર્મદાશંકરના ફેરવાયલા વિચાર ખરા છે કે ખોટા એ જુદો સવાલ છે, પણ એણે વિચાર ફેરવ્યા માટે એની બુદ્ધિ ક્ષીણતાએ પહોંચી હતી એમ મનાવવાને કોઈક સુધારાવાળા પ્રયત્ન કરે છે તે અમે બિલકુલ નાપસંદ કરીએ છીએ. છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવી ને તેવી જ તેજદાર અને સ્વસ્થ રહી હતી. ધર્મનો વિષયજ એવો છે કે તેમાં ભલભલામાં પણ મતભેદ પડ્યા વિના રહેતો નથી. તેમજ એક વાર અંગીકાર કરેલા મતનો ત્યાગ કરવો એ પાંડિત્યને દૂષણ લગાડનારું છે એમ બોલવાને અમે અપાંડિત્ય ગણીએ છીએ. સમજુ માણસો બીજાના ધર્માદિક વિષયમાં જુદા મત જોઈ તેની બુદ્ધિ, વિદ્યા કે પ્રામાણિકપણા વિષે કદી પણ ઊંધા વિચાર લઈ જતા નથી.

આપણા દેશમાં તો હાલ આવી મતાન્તરક્ષમા રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભક્તિનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા ને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઈ પડયું છે અને જ્યાંસુધી એ બંનેનું સમાધાન થયું નથી ત્યાંસુધી આપણે જો મતાન્તરક્ષમા નહિ રાખીશું, તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવોજ બેસનાર છે. આપણામાં જૂના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠા જ છે, અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બડી તજવીજ ચાલી છે; અને જો તેમાં આપણે ભોળવાયા તો પછી આપણા કુસંપનો કાંઈ પણ પાર રહેવાનો નથી. અત્યારમાં જ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલાવા લાગ્યા છે, અને અમે ઊંડા ખેદથી જોઈએ છીએ કે એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુજ પાસે આવતો જાય છે.

એવાં રૂપાન્તરને સમે માણસ નવીન વિચારો બાંધે, બાંધેલા ફેરવે, ફેરવીને પાછા ઠેકાણે આવે, એવા અનેક ચમત્કારો સ્વાભાવિકપણે જ થાય તે જોઈ આપણે ચકિત કે કુપિત થવું ન જોઈએ. મતાન્તરગ્રહણ એ આવા સમયની એક સાધારણ નીપજ છે. આપણે વારંવાર જોઈએ છીએ કે આપણા જુવાનો ભણતા હોય છે ત્યારે અને ભણી રહ્યા પછી થોડાંક વર્ષ સુધી 'સુધારા'ને રંગે ખૂબ ચડે છે અને પછી તે ધીમેધીમે મોળા પડી ક્યાંના ક્યાં ભરાઈ જાય છે કે તેનો પત્તોજ લાગતો નથી. આ વેળા જે નવું જુવાન ટોળું ઊભું થયું હોય છે તે તેમને જૂઠા, ખંધા, કે બાયલા કહી પાછલો તેમજ ઉઠાવેલો સુધારાનો પોકાર જારી રાખે છે. એ ટોળીનું પણ કેટલેક વર્ષે એમનું એમ થાય છે. આ શી વિપરીત વાત! શું સમજ, સત્ય અને દેશદાઝ એ આપણા દેશમાં કાચી તરુણાવસ્થામાં જ રહેલાં છે, અને જ્યાં પચ્ચીસી પૂરી થવા આવી કે તેનો નાશ થઈ જાય? ઘણા સમજે છે કે હા એમ જ છે. તેઓ માને છે કે સંસારમાં પડ્યા પછી ભણેલા સ્વાર્થી થઈ જઈ સત્ય ને દેશદાઝનો ત્યાગ કરે છે. જો આ અપવાદ ખરો હોય તો આપણે એમજ માનવું પડશે કે કેળવાયલામાંથી સેંકડે પંચાણું તો જૂઠા અને એકલપેટા બાયલા જ પર્યંતે નીવડે છે.

અમે તો આ અપવાદને આપણા દેશી ભણેલાઓ ઉપર દુષ્ટ મિથ્યારોપ ગણીએ છીએ, અગર જો કે આપણામાં જ ઘણા જણ એ પ્રમાણે માને છે. એ દેશીઓએ પોતા ઉપર બિનસમજે પોતે જ અંગીકાર કરેલી મિથ્યા બદનામી છે. આ આરોપનું તકલેદીપણું જો હાલ સુધારાનો મત આપણા પ્રત્યેક જણમાં કેમ ઘડાય છે તેનો વિચાર કરીશું તો ઝટ માલૂમ પડી આવશે. બાળપણથી આપણને પાશ્ચાત્ય કેળવણી મળે છે અને તે આધારે પંદરવીસ વર્ષની ઉંમરમાં ધર્મ અને સંસાર સુધારાના વિચારો અમુક રૂપ પકડે છે. હવે આટલી ઉંમરમાં બાંધેલા વિચારો આગળ જતાં ફેરવવા પડે તો એમાં શું મોટું આશ્ચર્ય કે ગુનાભરેલું છે? અમે તો એ વિચારો ન ફેરવવા પડે એને જ મોટું આશ્ચર્ય સમજીએ છીએ. આખી દુનિયા ઢૂંઢી વળીશું તોપણ એવો એક માણસ નહિ માલૂમ પડે કે જેને વીસ વર્ષની ઉંમરે બાંધેલા વિચારોમાંથી

કાંઈ પણ ફેરવવું પડયું નહિ હોય. દુનિયામાં પણ આપણા દેશી તરુણોની તો સ્થિતિ ખાસ જુદી છે. તેમની તમામ કેળવણી વિદેશી જ–વિદેશી ધર્મ ને વિદેશી સંસારસ્થિતિજન્ય–છે. તેમને આ વેળા સ્વધર્મ કે સ્વદેશની સંસારી સ્થિતિનું કાંઈ પણ જ્ઞાન હોતું નથી. હવે આવા જુવાનોને જ્યારે સંસારમાં પડ્યા પછી આ વિષયોનું જ્ઞાન થવા લાગે ત્યારે તેમને તેમના વિદેશી વિચારોમાં કાંઈ ફેરફાર કરવો પડે અથવા તદ્દન બદલી નાખવા પડે, તોપણ તેમાં શી મોટી નવાઈની વાત છે? તેમ નહિ ને તે વિચારો અમલમાં આવી શકતા નથી એમ માલૂમ પડવાથી તેને તે અળસાવે, તોપણ તેના આ કૃત્યને સંસારભીરુત્વ કહી જગતમાં વગોવવું એ કાંઈ વાજબી જણાતું નથી.

રાજકીય અને સંસારી કર્તવ્યોની યોગ્યાયોગ્યતા ભૂમિતિ કે પદાર્થ-વિજ્ઞાનના સિદ્ધાન્તની પેઠે કાલ્પનિક તોલનથી નિર્ણીત થતી નથી. એમાં તો અમુક કરવા ધારેલો સુધારેલો શક્ય છે કે નહિ તે ઉપરથી જ તેની યોગ્યતા-અયોગ્યતાનો નિર્ણય થાય છે. જો આપણામાંથી સેંકડે પંચાણું અથવા ખરું કહીએ તો સોએ સોની રહેણી એમ કહે છે કે અમારા વિદ્યાર્થી અવસ્થાના ઉચ્છેદક વિચારો હાલની હિન્દુ સંસારસ્થિતિને લીધે અમલમાં આવી શકે એવા નથી, તો તેમની ઉપર બીરુતાનો ક્રૂર આરોપ મૂકવા કરતાં એ વિચારો હાલ શક્ય નથી એમ કહેવું જ અમને વધારે ન્યાયયુક્ત લાગે છે. “ શક્ય નહિ હોય તે જ કરે તે શૂરો.” એમ જો અમને કોઈ નર્મદની અસલ શૈલીમાં કહેશે, તો અમે તેને એટલો જ જવાબ આપીશું કે એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારમાં તો કોઈ કામની શક્યતા એજ તેની યોગ્યતાની મોટી કસોટી છે.

* * *

## સમયમૂર્તિનો અંત

સને ૧૮૮૬ના ફેબ્રુઆરીની તારીખ ૨૫મી ને ગુરુવારે આ આપણા ગુર્જર કવિએ અને સાચા દેશભક્તે આ દુઃખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ, ટેકી, અને સાચા નરના મરણથી આખા ગુર્જર પ્રાન્તને ભારે ખેદ થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુઃખના પોકાર ઊઠવા લાગ્યા. વિરુદ્ધ મતના પણ તમામ આર્યો એના ગુણ જ સંભારવા લાગ્યા; અને વસ્તુતઃ બધાને એમ લાગ્યું પણ ખરું કે ગમે એવો હતો તોપણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો તેની ખોટ જલદીથી પૂરી પડવાની નથી.

વિદ્યાનો આનન્દ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિઃસ્પૃહી ભાવના, ઊંચો ટેક, અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમાં મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથી જ પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહિ કહે ? અને ભાગ્યશાળી પણ શા માટે નહિ ? સંસારી દુઃખ તો બહુ વેઠવાં પડ્યાં, પણ ધન્ય છે નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઉચ્ચ નીતિ તારા જીવનને માટે ઉછળતી જુવાનીમાં જ ઓળખી કાઢી, અને તે પ્રમાણે જ તારું આખું જીવન તું પૂર્ણ કરવાને શક્તિમાન થયો ! "નવ કરશો કોઈ શોક" એવું જે પદ તેં આવા અશુભ ટાંકણાને માટે અગાઉથી લખી રાખેલું તે અમને હાલ યાદ આવે છે. અને અમે તે હજારોવાર વાંચેલું, સાંભળેલું, તોપણ આજે જ્યારે ફરીથી જોઈએ છીએ ત્યારે માલૂમ પડે છે કે અહો, તે વેળા પણ કવિએ પોતાને માટે કેવા ઊંચા જીવનની મૂર્તિ બાંધી રાખી હતી, અને કેવા દારુણ તપોબળથી આખરે અક્ષરેઅક્ષર ખરી પાડી ! ત તારું જીવન ખરેખરું જ કૃતકૃત્ય કર્યું છે, અને તેમ છે તો પછી આ નિરૂપણ, તને સદા અણગમતો શબ્દ 'બિચારો' બોલીને, શા માટે પૂરું કરવું જોઈએ ? તુંજ ખરો યશસ્વી ને ભાગ્યશાળી હતો !

વાંચનાર, તને છેલ્લી સલામ કરતા પહેલાં અમે છેવટે એ પદ નીચે આપીએ છીએ તે વાંચ, એમાં સહેજ શૃંગારનો ભાવ છે તે પ્રસંગવિરુદ્ધ જાણી છોડી દે, અને પછી તું જો કે એમાં નર્મદાશંકરે પોતાનું

પ્રકૃતિચિત્ર કેવું આલેખ્યું છે, તે કેવી ઊંચી પ્રતિનું છે, અને જે લખાયલું તે વેળા આપણને ગમે એવું અભિમાનની ઉક્તિ જેવું ભાસતું, પણ પર્યન્તે તે આબેહૂબ કેવું ખરું પડયું છે, અને પછી તું કહે કે અમે નર્મદાશંકરને કૃતકૃત્ય ને ભાગ્યશાળી કહીએ છીએ તેમાં શું ખોટું છે? આ દુઃખમય સંસારમાં દુઃખ તો કોઈ ને કોઈ પ્રકારનાં સર્વને માથે સરજેલાં જ છે, પણ જે તેનાથી પરાભવ ન પામતાં પોતાનાં ધર્મકર્મમાં અચળ ટેકી જ રહે છે, અને એવી આંચમાં પોતાના આત્માને કંચનવત્ અધિક શુદ્ધિએ પહોંચાડી આ જગતમાં પોતાનો જશ અને બીજાને સારુ ઉત્તમ નમુનો મૂકી જાય છે, તેનું જ જીવન ધન્ય, કૃતકૃત્ય અને ભાગ્યશાળી છે!

પદ

નવ કરશો કોઈ શોક–રસિકડાં, નવ કરશો કોઈ શોક. ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં૦
પ્રેમી અંશને રુદન આવશે, શઠ હરખાશે મનથી—રસિકડાં૦

* * *

હરિકૃપાથી મમ લેખચિત્રથી, જીવતો છઉં હું દમથી—રસિકડાં૦
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી—રસિકડાં૦

* * *

જગતનીમ છે જનનમરણનો, દઢ રહેજો હિંમતથી—રસિકડાં૦
મને વિસારી રામ સમરજો, સુખી થશો એ લતથી—રસિકડાં૦

## નંદશંકર

# ઘેરાયલું શહેર

શહેરમાં અનાજની ખોટ હતી. જ્યારથી શહેરમાં લશ્કરનો તથા આસપાસના ગામના લોકોનો જમાવ થયો, ત્યારથી જ અનાજ ઘણું મોંઘું વેચાવા લાગ્યું, અને પહેલવહેલાં તો ગરીબ લોકોનો મરો થયો. લડાઈ જલદીથી પૂરી થશે, અને અનાજ બહારથી આવી પહોંચશે એ આશાથી લોકો ધીરજ રાખી દુઃખ વેઠી બેસી રહ્યા. પણ લડાઈનો પાર આવ્યો જ નહિ, અને દુકાનોનો સઘળો માલ ખપી ગયો. સિપાઈઓ તથા બીજા લોકો બૂમાબૂમ પાડવા લાગ્યા; રસ્તામાં રોજ ઘણા લોકોનાં મુડદાં પડેલાં દેખાતાં હતાં; લોકો છેક નિરાશ થઈ ગયા અને ભૂખના માર્યા ઘેલા જેવા થઈને લૂંટવા નીકળ્યા. એક સવારે શહેરનો તમામ કચરો એટલે હલકા લોકો હથિયાર લઈ નીકળ્યા, અને બધે ઠેકાણે પથરાઈ જઈને લોકોનાં ઘર ફાડી માંહે પેઠા. તેઓની જોડે લશ્કરના સિપાઈઓ પણ સામેલ થયા, અને દરેક ઘરમાં અનાજનો જે સંગ્રહ હતો તે લઈ ગયા. રસ્તામાં કાપાકાપી ચાલી, લોહી વહ્યું, મુડદાંઓ રસ્તામાં પડ્યાં, અને શોરબકોર સઘળે થઈ રહ્યો. દ્રવ્યવાન લોકોએ ગમે તેટલો અટકાવ કીધો પણ તેમ કરવામાં ઘણાના જીવ ગયા, તોપણ તેઓનું કાંઈ ફાવ્યું નહિ. તેઓના ઘરનું સઘળું

અનાજ લૂંટાઈ ગયું અને હવે તેઓને ભૂખે મરવાનો દહાડો આવ્યો. પણ થોડા દહાડા વહી ગયા એટલે પેલું લૂંટેલું અનાજ થઈ રહ્યું, એટલે પાછા સઘળા સરખા થઈ ગયા.

હવે દુકાળરાક્ષસે પોતાનું ખરેખરું રૂપ પ્રકાસ્યું, અને હવે ભૂખનું દરદ સઘળાને સરખું લાગવા માંડ્યું. આવી વખતે તે બિચારા લોકોની દુર્દશાનું યથાસ્થિત વર્ણન કરવું ઘણું મુશ્કેલ છે. જો બરાબર થઈ શકે તો તેથી દયાવૃત્તિને ઘણો આચકો લાગે, ને શરીરમાંનું સઘળું લોહી ઠરી જાય. રસ્તામાં લોકોના ચહેરા જોવાથી ચીતળી ચઢ્યા વગર રહે જ નહિ. તે બિચારાં ભૂખે મરી ગયલાં માણસોનાં શરીર લોહી ઉડી જવાથી ધોળાં ફક જેવાં થઈ ગયાં હતાં; તેઓમાંથી માંસ તથા ચરબી પીગળી જવાથી હાડકાં સઘળાં બહાર નીકળી આવ્યાં હતાં; તેઓના ચહેરા ફિક્કા, સુકાઈ ગયલા, તથા ખડબચડા થઈ ગયલા હતા; અને તેઓ એવા તો બિહામણા દેખાતા હતા કે તેઓમાં અને મલિન ભૂતમાં કાંઈ અન્તર રહેલું ન હતું. વળી આ ભયંકર ચહેરા ઉપર તેઓના મનના સઘળા દુષ્ટ વિચાર બહાર નીકળી આવેલા હતા. દ્વેષ, અદેખાઈ, ક્રોધ, મરવા તથા મારવા વિષે બેપરવાઈ, તથા ભૂખમરાથી જ યમરાજાના દરવાજા આગળ આવી પહોંચેલા લોકોમાં જે જે નઠારા ગુણો પ્રકટ થઈ આવે તે સઘળા તેઓનાં મોં ઉપર સાફ માલૂમ પડતા હતા. સારાંશ કે તેઓના ઉપર ખુદ મોત આવીને બેઠું હતું, અને જો તે માણસનું રૂપ ધારણ કરે, તો તેનું સ્વરૂપ આ લોકોના જેવું બરાબર થાય. એ તો આપણે તેમના બહારના દેખાવનું વર્ણન કીધું પણ તેઓના મનમાં જે અવ્યવસ્થા થઈ રહી હતી, ભૂખને લીધે જે તેઓને મહાવેદના થતી હતી, તેનું વર્ણન તો વૈદકશાસ્ત્રમાં જેઓ પ્રવીણ હોય તેએ જ કરી શકે તથા જેઓને તે વાતનો અનુભવ થાય તેને જ તેની ખબર પડે.

રસ્તે ચાલતાંચાલતાં કેટલાંએક તમ્મર ખાઈને પડી જતાં અને તત્કાળ મરણ પામતાં; અથવા તેઓ એકબે દિવસ સુધી તેવી હાલતમાં રીબાયાં કરતાં. જ્યાં સઘળા ઉપર સરખી જ આપદા આવી પડેલી, ત્યાં એકએક ઉપર દયા પણ કોણ લાવે? તથા તેનું દુઃખ મટાડવાનો કોણ

ઉપાય કરે ? માટે તેઓ રસ્તામાં બીજાં મુએલ માણસોની સાથે જીવતાં પડી રહેતાં હતાં. કેટલાંએકથી તો બહાર નીકળાતું જ ન હતું. જેઓ ભૂખથી એવાં અશક્ત થઈ ગયાં હતાં કે તેમનાથી ઊઠાતું પણ ન હતું, તેઓ ઘરમાં સૂતાં-સૂતાં બરાડાબરાડ પાડતાં હતાં.

નાનાંનાનાં છોકરાં રસ્તામાં ટળવળતાં હતાં અને પછાડા મારી-મારીને મરી જતાં અથવા મરણતોલ થઈને ભોંય ઉપર પડતાં હતાં. છોકરાંની મા ઘેલી જેવી આણીગમ તેણીગમ દોડતી, અને કડકો રોટલો જે તેણે છુપાવી રાખ્યો હોય તે પોતાનાં હાડપિંજર જેવાં સૂકાઈ ગયલાં છોકરાંને ખવડાવતી, અને તેટલો સૂકો રોટલો પણ કોઈ હરામખોર આવે તો તેના હાથમાંથી લઈ જાય માટે તે ચોતરફ જોયાં કરતી. કેટલીએક બૈરીઓની નજર આગળ .તેઓનાં નાનાંનાનાં કુમળાં બાળક તરફડીને મરી જતાં તેને જોઈ તે બેબાકળા ડોળા કરી મોં ઊઘાડું રાખી ઊભી રહેતી. પોતાને ખાવાને મળે નહિ, એટલે દૂધ તો ક્યાંથી જ આવે ? આથી ધાવણાં છોકરાં પિલાઈપિલાઈને મરી જતાં હતાં. તેઓનાં દરદથી તથા ભૂખથી તેઓની માની પણ તેવી જ અવસ્થા થતી હતી. ઘરડાં અશક્ત ડોસાઓ તથા ડોસીઓ પડીપડીને મરતાં હતાં. અને ભરજુવાનીમાં આવેલાં સ્ત્રીપુરુષો પણ કાળચક્રના સપાટામાં આવી ગયાં હતાં. દુકાળની આગળ બધી જાતનાં, ઉમરનાં તથા પદવીનાં માણસો સરખાં જ હતાં. મોત ચોતરફ ફરતું હતું, તેના હાથમાં ઘણું કામ આવી પડ્યું હતું. ગરીબ લોકોનાં મુડદાં રસ્તામાં, ગલીમાં, અને ઘરોમાં કોહી જતાં હતાં. તેઓને બાળવા જવાની કોઈનામાં શક્તિ રહી ન હતી, તથા જ્યાં સઘળાને મરવાની ધાસ્તી સરખી જ ત્યાં એકએકની શરમ તથા સંબન્ધ તો ક્યાંથી જ રહે

હવે અનાજ તો થઈ રહ્યું, અને જીવતાં રહેલાં માણસોને કોઈપણ જાતનો ખોરાક તો જોઈએ, માટે કેટલાંએક ઝાડનાં ફળ ખાઈને જીવતાં, કેટલાંએકને ત્યાં ગાયભેંસ હતી તેઓ દૂધ પીને પોતાનાં શરીરને આધાર આપતાં, કેટલાંએક ઢોરની પેઠે ઘાસ ખાતાં, કેટલાંએક પાતરાં ખાતાં, વળી બીજાંઓ એમાંથી કંઈ ન મળે ત્યારે ચામડાં કરડતાં, અને વખતે ધૂળ ને અટોકું ખાતાં. જે કાંઈ નરમ વસ્તુ ચાવી શકાય તેવી હોય તે સઘળી

ભક્ષ કરવામાં આવતી. એ બધાની સાથે પેટનું ભરતિયું થવાને માટે પુષ્કળ પાણી લોકો પીતાં હતાં. આવી નઠારી જાતનો, જેથી પોષણ થઈ ન શકે એવો, વખતે શરીરને નુકસાન પહોંચાડે એવો ખોરાક ખાવાને લીધે, તથા મરી ગયલાં માણસોની સડી ગયલી લાસોમાંથી જે દુર્ગન્ધ તથા પ્રાણઘાતક હવા નીકળતી હતી, તેને લીધે શહેરમાં મરકી ચાલી. લોકોને તાવ, જીવમાં ચુંથારો, અને અન્તે સનેપાત થવા લાગ્યો, અને થોડા વખતમાં મોત આવીને આ સઘળા દુ:ખમાંથી તેઓનો છુટકો કરવા લાગ્યું. એ પ્રમાણે તે લોકોના ઉપર દુકાળ અને મરકી એ બે આફતો આવી પડી, અને તેથી મૃત્યુનું કામ ઘણું જ ધમધોકાર ચાલવા માંડ્યું. જેઓ કદાચ દુકાળના સપાટામાંથી બચે તેઓ મરકીના ઝપાટામાં ઘસડાઈ જાય.

જ્યારે શહેરમાં મરકીએ દેખાવ આપ્યો ત્યારે તો લોકો છેક નિરાશ થઈ ગયાં. તેઓએ જીવવાની સઘળી આશા છોડી દીધી, અને મોતને વાસ્તે ઘણી જ બેપરવાઈ દેખાડવા માંડી. પછી રસ્તામાં જે મુડદાં પડે તેને કોઈ ઉઠાવે પણ નહિ; ત્યાં ને ત્યાં તેઓ સડ્યાં કરે. ઘરોમાં પણ મુડદાં પડી રહેતાં. શહેરમાં કાગડા, ગીધ, અને સમડી ધોળે દિવસે મુડદાંને પીંખી નાખતાં; વખતે કૂતરાં, બિલાડાં તેઓને ઘસડતાં તથા ફાડી ખાતાં; રાત્રે જંગલમાંથી શિયાળવાં તથા બીજાં હિંસક પશુઓ શહેરમાં ઉજાણી કરવા આવતાં. ગાય, ઢોર તથા બીજાં પાળેલાં જાનવરો ધણી વિના, ખાધા વિના, સંભાળ વિના મરવા લાગ્યાં. તેઓએ પણ શહેરની દુર્ગંધમાં વધારો કીધો. માણસો તથા તેની સાથે સંબન્ધ રાખનારાં પ્રાણીઓનો આ પ્રમાણે નાશ થતો હતો, અને માંસભક્ષક પશુઓનાં મનને મોટો ઉત્સવ થઈ રહ્યો હતો.

દુકાળ તથા મરકીને લીધે જેવો લોકોની શરીરની અવસ્થામાં ફેરફાર થયો તેવો જ તેઓની મનની સ્થિતિમાં પણ ફેરફાર થયો હતો. માણસમાં જે દુષ્ટ તથા નઠારા ગુણો હોય છે તેઓ સઘળા આ વખતે પ્રકટ થયા હતા. તથા સઘળા સારા અને ઊંચા ગુણો દબાઈ ગયા. માણસોમાંથી માંહોમાંહેની શરમ ઊડી ગઈ; સગપણનો નાશ થયો; દોસ્તી હોલવાઈ ગઈ; સ્વાર્થસ્વાર્થ સઘળે ઠેકાણે સઘળાંનાં મનમાં વ્યાપી રહ્યો. માબાપ અને છોકરાંની વચ્ચેનું

તથા ધણીધણિયાણી વચ્ચેનું સઘળું હેત નાસી ગયું. આ વખતે કોઈ કોઈનું નહિ. સહુને સહુનું લાગ્યું હતું. લોકોના મનમાંથી ધર્મનો અંશ જતો રહ્યો; પરમેશ્વરને તેઓ ભૂલી ગયા; મોતનો ડર તથા મુએલાં માણસને વાસ્તે માન એ બન્ને જતાં રહ્યાં. આ સઘળી આફત જોવાથી તથા મોત તેઓની પાછળપાછળ ડગલાં ભરતું હતું તે વિચારથી, ઈશ્વર તરફ મન લઈ જવાને તથા શોકાતુર થઈને શાણપણ તથા ગંભીરતા પકડવાને બદલે, તેઓ ઉલટા ખુશ થતા તથા આણીગમતેણીગમ અતિઆનન્દમાં ફરતા દેખાતા હતા. તેઓનાં મગજ ભૂખથી ફરી ગયલાં હતાં. આવી અ-સ્વાભાવિક વર્તણુક કોઈ બીજા જ કારણને લીધે તેઓએ પકડી હતી. એ ગમે તેમ હોય તોપણ દિવસે અને રાત્રે કેટલાંએક ભૂત જેવાં બિહામણાં માણસોનાં ટોળાં રસ્તામાં મોટે અવાજે તથા ખુશીથી ગાતાં, વાજિન્ત્રો વગાડતાં, તથા ઘણો શોર કરતાં જતાં હતાં. એ પ્રમાણે કરવામાં તેઓની મતલબ કાંઈ પણ જણાતી ન હતી. તેઓ માત્ર વખત કાઢવાને તથા મોતનો વિચાર દૂર કરવાને ફરતાં હતાં. કેટલાંએક માણસો સનેપાતના જોરમાં બહાર નીકળીને ફરતાં અથવા દોડતાં હતાં. તેઓ ગાતાં, બૂમ પાડતા અથવા વગર અર્થનું અને વગર મતલબનું બોલતાં, અને છેલ્લી વારે એવા જોરથી ખડખડ હસી પડતાં કે આખો મહોલ્લો ગાજી રહેતો. એ પ્રમાણે શહેરની અવસ્થા થઈ રહી હતી.

# ગોવર્ધનરામ

## વાડામાં લીલા

એક પાસ આ સંવાદ ચાલે છે. બીજી પાસ કુમુદસુંદરી અને વનલીલા છાનાંમાનાં ફરતાં હતાં અને વનલીલા ઝીણે રાગે ગાતી હતી—

> "આશાભંગ થઈ ભામિની,
> રુએ, સ્તુતિ કરે સ્વામિની."

પોતે પણ 'આશાભંગ' થઈ હતી તે કુમુદસુંદરીને સાંભર્યું. હળવે રહી વનલીલાથી છૂટી પડી અને ઓટલાના મૂળ આગળ મહાદેવની પછીતની ભીંતને અઢિંગી તળાવ ભણી જોતીજોતી એકલી ઊભી રહી, વનલીલાવાળી કડી ફરીફરી ગાતાં અણધારી એક નવી કડી એનાથી એની મેળે જ જોડાઈ ગઈ—ગવાઈ ગઈ:

> "ગયા ચંદ્ર ક્ષિતિજ તજી ક્યાંય ?
> પડ્યું તિમિરે કુમુદ મીંચાય !"

વળી થોડી વાર અટકી બોલી ઊઠી:

> "સૂઝ્યું ભ્રમર તને શાથી આવું રે ?
> કેમ કમળ તજી દઈ જવાયું રે ?"

ચિત્તવૃત્તિ આમ આળગ્યાં જતી હતી, અને તેનો ભડકો કલ્પનાના રાતાપીળા રંગ ફેરબદલ ધારી વધ્યાં જતો હતો. વિચાર અંજાઈ ગયા અને કોમળ અંતઃકરણ તપી જતાં આંખે અને કાને પોતાનું કામ કરવું છોડી દીધું. જાગૃત અવસ્થામાં સ્વપ્નની પેઠે કુમુદસુંદરીના મગજમાં સરસ્વતીચંદ્ર આબેહૂબ ખડો થયો. પળ વાર એક મોટા અરણ્યમાં એક ઝાડની છાયા તળે ઊભેલો દેખાયો. બીજી પળે એક ગામડાની ભાગોળે કોઈ કણબીના ખાટલા ઉપર થાક્યોપાક્યો બેઠેલો લાગ્યો. વળી એક મહાનગરના ધોરી રસ્તા પર ભીડમાં એકલો અજાણ્યો અપ્રસિદ્ધ આથડતો લાગ્યો. થોડીવારમાં એક ધર્મશાળામાં માંદો પડેલો અને કોઈ સંભાળનાર ન મળે, એવું સ્વપ્ન થયું. પોતાની પાસે વેશ બદલી ઊભો રહ્યો હોય અને પોતે કંપતાભરી આંખે જોતી હોય એમ લાગ્યું. આ જાગતી નિદ્રા—આ અવસ્થા—તેને ઘણી વાર અનુભવવી પડતી હતી, પરંતુ તે તેને પતિવ્રતા ધર્મથી વિરુદ્ધ લાગતી હતી અને કાંઈક ઉપાય કરવા ઇચ્છતી હતી. સાસરે આવ્યા પછી આ આધિથી તે દૂબળી થઈ ગઈ હતી અને મન પણ નબળું પડ્યું હતું. સુવર્ણપુરનું પાણી નવા આવનારને માફક થઈ જતાં વાર લાગે છે એવું કેટલાકનું માનવું હતું. ઔષધ ઉપચાર અને વસાણાં ચાલવા માંડ્યાં હતાં પણ ગુણ લાગતો ન હતો. બુદ્ધિધનનો ખ્યાલ એવો હતો કે વહુ પિયર સંભારી સોરે છે. તેથી તેણે હુકમ કર્યો હતો કે એને સોબતમાં રાખવી, રમતગમતમાં એનો દિવસ કઢાવવો અને ગામબહાર ફરવા હરવા લઈ જવી, કારણ વિદ્યાચતુરના ઘરમાં સુધારો હતો અને સ્ત્રીવર્ગને ફરવાહરવાની ટેવ હતી તે બુદ્ધિધનને માલૂમ હતું. આ હુકમનો અમલ અલકકિશોરી પૂરા ભાવથી કરતી. પણ કુમુદસુંદરી પોતાનો રોગ જાણતી હતી અને એમાંથી મુક્ત થવા પ્રમાદધનને મુંબાઈથી કેટલાંક પુસ્તક મંગાવવા કહ્યું હતું, તે એવું ધારીને કે પુસ્તકમાં લક્ષ જવાથી પરપુરુષ થયલા સરસ્વતીચંદ્રનું ભૂત મગજમાંથી જતું રહેશે. પુસ્તક હજી આવ્યાં ન હતાં એટલે આ અવસ્થા ઘણી વાર થઈ આવતી અને અનુભવહીન બાળકી પુસ્તકની વાટ જોતી હતી. પરંતુ આજ તો સ્વપ્ન જોસભર આવ્યું હતું અને નિઃશ્વસ્ત બની ભીંત સાથે લપાઈ રહેલી આ પૂતળીના અંતરમાં

કેવી જાતનો સંચો ચાલતો હશે તેની કોઈને ખબર ન હતી. એટલામાં વનલીલા છૂટી પડી હતી તે ગાતીગાતી પાસે આવીઃ

"સહિયર વેરણ ક્યાં થઈ લાગી,
મને નિદ્રામાંથી જગાડી રે
પિયુથી વિખૂટી મને પાડી રે—સહિયર."

પાસે આવી ગાતી બંધ પડી, "ભાભીસાહેબ, આ તો જુઓ !" એમ બૂમ પાડી. કુમુદસુંદરીના રોકાયલા મગજમાં બૂમના પહેલાં ગાયન ગયું અને તેના સંસ્કાર બૂમ કરતાં લાંબા પહોંચ્યા.

"ભાભીસાહેબ, આ તો જુઓ !" એમ વનલીલાએ ફરી કહ્યું. "વેરણ" થયલી "સહિયર"ના સામું ટકટક જોઈ રહી કુમુદસુંદરી જાગી હોય તેમ બોલીઃ "હાં, શું કહો છો ?"

"એ તો આ એક કૌતુક જોવું હોય તો. આ ઓટલા પર કોક સૂતું છે ને વળી ચોપડી વાંચતાંવાંચતાં સૂતું હશે ને ઊંઘ આવી હશે તે ચોપડી છાતી પર પડી ગઈ છે. લોકો શું કરે છે ? તળાવ પરે ચોપડી ?"

"હશે. આપણે શું ? પારકા પુરુષની આપણે શી ચિંતા ?"

"પણ કલાંઠી બદલતાં કે ઊઠતાં તળાવમાં પડશે તે ?"

"જગાડો ત્યારે."

"અરે ઓ ભાઈ, ઓ ભાઈ !"

કાનમાં સ્વર જતાં નવીનચંદ્ર જાગ્યો અને પાછું જોયું. "જરા સંભાળીને ઊઠજો. ઊંઘમાં પાસું બદલતાં તળાવમાં પડાય માટે જગાડયા છે."

"બહુ સારું કર્યું, બહેન."

નવીનચંદ્ર બેઠો થયો. એની અને કુમુદસુંદરીની પળ વાર

"મળી દૃષ્ટોદૃષ્ટ."

નવીનચંદ્રની આંખ તો આ સહેજ હોય એમ પાછી ફરી અને તે પાછો ચોપડી ઉઘાડવા જાય છે, એટલામાં મંદિરના દ્વાર ભણી "નિઘા રખો મહેરબાન"નો પોકાર સાંભળ્યો, એટલે રાણો જતો હશે જાણી જોવા ઊઠયો અને ચોપડી ત્યાં જ મૂકી ઓટલાની પેલી પાસ ગયો.

ગરીબ બિચારી કુમુદસુંદરી ! નવીનચંદ્ર પાછળ એની આંખ ગઈ, પોતે અને વનલીલા પાછાં ફર્યાં તોપણ આંખ પાછી ફરી નહિ અને એક પાસ આંખ અને બીજી પાસ શરીર એમ ચાલ્યાં. થોડીક વાર પહેલાં જેનો ચિતાર મન આગળ હતો તેના જેવો જ નવીનચંદ્ર લાગ્યો. "શું એ જ સરસ્વતીચંદ્ર ? ભમતાભમતા અહીંઆં આવ્યા હશે ? ના, ના, એમ તો ન હોય. મારી કેવી દશા થઈ તે જોવા અહીં આવ્યા હશે ? ના ના. એમ એ મારા દુઃખની મશ્કરી કરે એવા નથી. પણ છે તો એ જ— હા કહો કે ના. હશે."–નિઃશ્વાસ નાંખી–"મારો હવે એની સાથે શો સંબંધ છે ? એનો તો વિચાર જ કાઢી નાખવો. એ હોય તો યે શું ને બીજો હોય તો યે શું ? ઈશ્વરે જેની સાથે પાનું પાડ્યું તે ખરો, બીજા સહુ ખોટા." નરમ બની જઈ મરજી ઉપરાંત વનલીલા સાથે ચાલી. વળી વિચાર થયો. "પણ એ જ એ હોય તો સારું. હશે. મારે એનો બીજો કાંઈ તો સ્વાર્થ નથી, મારી પ્રીતિનો કળશ તો લગ્નથી રેડાયો તે રેડાયો. પણ આ અહીંઆં રહેશે તો કોઈ વખત કોઈની સાથે પણ વાત કરશે તે એકલી બેઠીબેઠી સાંભળીશ. જો એ જ હશે તો એની વિદ્યા ઢાંકી નહિ રહે, કોઈક વખતે પણ તેનાં ઝરણ ઝરશે અને આ અવિદ્યાના દેશમાં–આ અરણ્યમાં–એનાં સંસ્કારી વચનામૃત આઘેથી પણ મારે કાને આવશે.

"ના. ના, પણ એટલો યે સંબંધ ખોટો."

"પણ એવા અશરીર સંબંધમાં શો દોષ છે ?"

"પણ શાથી જાણ્યું કે આ તે એ જ ?"

"એ જ મુખારવિંદ. વળી પુસ્તક પાસે હતું–એ તો અમથું હોય– કોણ જાણે શું યે હશે."

" પણ એ તો અહીંઆં રહે તો સારું. એની ક્ષેમકુશળતા જાણી જ મગ્ન રહીશ. મારો રોગ જશે. મારે બીજું શું વધારે જોઈએ ? આટલો જ સંબંધ રહે તેમાં શો દોષ ? એની સાથે બોલીશ ચાલીશ નહિ. એના સામું જોઈશ નહિ. માત્ર એ કોઈની સાથે વાત કરશે તે સાંભળીશ. એને ક્ષેમકુશળ જાણી મને ચિંતા નહિ રહે. "

વિચારમાળાનો મેર આવ્યો. બે જણુ ચાલતાંચાલતાં અલકકિશોરી ભણી ગયાં. અલકકિશોરી પાસે આવી, ભાભીને ખભે હાથ મૂક્યા, સામું જોઈ રહી, અને બોલી:

"કેમ ભાભીસાહેબ, આજ આમ કેમ છો ? કાંઈક ઉંડા વિચારમાં પડ્યાં છો. તમારે શોક તો હોય નહિ. મનસૂબા તો કારભારીઓ કરે. કહો, પિયર સાંભર્યું છે કે મારો ભાઈ સાંભર્યો છે ?"

"ઈશ્વર જાણે શાથી, આજ હું થાકી ગઈ હોઉં તેવી થઈ છું."

એટલામાં વાડાનાં બારણાં ઊઘડ્યાં. આગળ બુદ્ધિધન અને પાછળ મૂખદત્ત તાળુંકૂંચી હાથમાં લીધેલાં એવો–એમ બે જણુ અંદર આવ્યા.

અલકકિશોરી, કુમુદસુંદરી, વનલીલા અને કૃષ્ણકલિકા સહુ એકઠાં થઈ ગયાં અને અમાત્યની સામે ટોળું બની વીંટાઈ વળ્યાં. રાધા એકલી ફરતી હતી તેણે ઓટલા ઉપર એકલી ચોપડી પડી દીઠી. "કોની હશે ? કોણે અહીંઆં મૂકી હશે ?" કરી ઓટલે જઈ નીચાં વળી લીધી અને પાનાં ફેરવી જોવા લાગી. સહુને બતાવવા પાછી આવે છે તો ટોળું થતાં દીઠાં, તેમાં પોતે પણ ભળી અને કુમુદસુંદરીને ખભે એક હાથ મૂકી ઊભી રહી.

"રાધા ક્યાં ?" કરી પાછું જુએ છે તો એને અલકકિશોરીએ દીઠી. કુમુદસુંદરીએ એના હાથમાંથી ચોપડી લેઈ જોઈ.

"શાની ચોપડી છે ?" બુદ્ધિધને પૂછ્યું. ચોપડીમાં પાનું જોતી જોતી શરમાતી કુમુદસુંદરી બોલી: "આ તો રાધાના હાથમાં હતી. એનું નામ–ધી પંડિત–કાશીવિદ્યાસુધાનિધિ એવું છે. એમાં સંસ્કૃત તથા ઇંગ્રેજી 'આર્ટિકલો' તથા જૂનાં પુસ્તકોના ઉતારા આવે છે. મારા પિતાજીને ત્યાં પ્રતિમાસે આવે છે. સહુ સ્ત્રીવર્ગ જોઈ રહ્યો, કાંઈ સમજાયું નહિ.

રાધા: "એ તો પેલે ઓટલે પડી હતી કોકની તે મેં આણી."

મૂર્ખદત્ત: "આપણી ધર્મશાળામાં ઉતરેલા છે તેમની ચોપડી છે એ. એ ખોળતા હશે."

બુદ્ધિધને ચોપડી હાથમાં લીધી અને નવીનચંદ્રને વાડામાં બોલાવવા કહ્યું. તપોધન દોડ્યો. નવીનચંદ્ર પાછો ફરી ચોપડી શોધતો હતો તેને કહ્યું કે "અમાત્ય બોલાવે છે, આ ઓળખાણનો પ્રસંગ ઠીક છે, તમારી ચોપડી એમની પાસે છે, ચાલો." બન્ને જણ આવ્યા. નવીનચંદ્રે નમસ્કાર કર્યા, બુદ્ધિધને ગંભીરતાથી સ્વીકાર્યા, સ્ત્રીવર્ગ છેટે સંકોચ પામી ઊભો રહ્યો, અને કુમુદસુંદરી ધ્રૂજવા લાગી–પુસ્તક ઉપરથી તેની શંકા વધારે બળવાન બની હતી અને સહુની પાછળ ઊભાં રહી બધાં પોતાને દેખે નહિ એમ સહુનાં માથાંની વચ્ચે રહેતા અંતર્‌માંથી નવીનચંદ્રનું મુખ નીરાંતે અને નિઃશંક નિહાળી શકતી હતી. તેના મનમાં એમ હતું કે જો મારી શંકા ખરી હશે તો એ મારો દૃષ્ટિપાત ખમતાં ક્ષોભ પામશે.

બુદ્ધિધન: "તમે ક્યાંના વતની છો ? અહીંઆં કાંઈ પ્રયોજને આવવું થયું હશે."

નવીનચંદ્ર: "હું મુંબાઈ ભણીથી આવું છું. રજવાડો નજરે નિહાળવાના હેતુથી આણી પાસ આવ્યો છું."

"તમે મુંબાઈમાં કાંઈ ધંધો કરો છો ?"

"આપણા દેશમાં કહેવાય છે કે અન્નપૂર્ણા કોઈને ભૂખ્યું મૂકી સૂતી નથી તે હું અનુભવવા ઇચ્છું છું. મુંબાઈમાં હું વિદ્યાર્થી હતો. હવે અનુભવાર્થી છું."

"તો કાંઈ ધંધો કરો."

"એક ધંધામાં એક જ જાતનો અનુભવ આવે છે. મારે સહુ જાતનો અનુભવ જોઈએ છીએ."

બુદ્ધિધનને આ માણસ વિચિત્ર લાગ્યો અને કાંઈક હસવું આવ્યું.

"તમે એ કાર્ય શી રીતે પૂરું પાડશો ?"

"હું બોલ્યા વગર જોઈ શકું છું, કાને સાંભળેલું મનમાં રાખી શકું છું, જાતે રંગાયા વિના સહુ રંગ જોઈ શકું છું."

બુદ્ધિધને મહામહેનતથી હસવું ખાળી રાખ્યું.

"આ પુસ્તક તમારું છે ?"

"હાજી."

"તમે શું ભણ્યા છો ?"

"કાંઈક ઇંગ્રેજી અને કાંઈક સંસ્કૃત."

"ક્યાં શીખ્યા છો ?" કુમુદસુંદરી ઉત્તર સાંભળવા આતુર થઇ.

"મુંબાઈમાં." કુમુદસુંદરી પૂરી તૃપ્ત થઈ નહિ.

"લો આ પુસ્તક; તમે ન્યાતે કેવા છો ?"

"જી, આપની જ ન્યાતનો છું."

"અત્રે રહો ત્યાંસુધી આપણે ઘેર જમજો."

"જેવી ઇચ્છા."

કુમુદસુંદરીની ચિત્તવૃત્તિને ગમ્યું, તેની પતિવ્રતાવૃત્તિને ન ગમ્યું.

બુદ્ધિધન પોતાને ઘેર વિચિત્ર મનુષ્યોનું પ્રદર્શન જમાવતો તેમાં ઉમેરો થયો જાણી રાજી થયો. નવા અતિથિને યોગ્ય સત્કાર કરવાનું અલકકિશોરીને માથે પડ્યું-તેણે માથે લીધું. તપોધનને હુકમ થયો કે વાળુ વખત નવીનચંદ્રને ઘેર આણવો.

કુમુદસુંદરી જાણી જોઈ આના સામું જોઈ રહી હતી. કદી કદી તેના દૃષ્ટિપાત ન ખમાતા હોય એમ આંખો મળતાં તે આંખ ખેંચી લેતો હતો, ઘડીક એકટક જોઈ રહેતો. ઘડીક દરકાર ન હોય તેમ જોઈ બીજે કેકાણે નજર નાખતો. પરીક્ષાના કાર્યમાં સુંદરીના મનની અમુઝણ ધોવાઈ ગઈ. 'ચંદ્ર' અને 'ભ્રમર' વાળી કડીઓ જોડી હતી તે ફરી ફરી મનમાં ગાતી સહુની જોડે ગાડીમાં બેઠી. બુદ્ધિધન પોતાની ગાડીમાં બેસી ગયો.

# કનૈયાલાલ

## અગ્નિહોત્રી

તે પુરાણકાલની પ્રતિમા હતો, આર્યસંસ્કૃતિની ભાવનાનું કેંદ્રસ્થાન લાગતો, તેનાં ભવાં પર યોગાભ્યાસ દેખાતો, કપાળ પર પિનાક જેવું પ્રતાપી ત્રિપુંડ વિરાજતું, તેનાં નયનમાં નિર્મળતા હતી, તેના મુખ પર મીઠી શાંતિ પ્રસરી રહી હતી, તેની જીહ્વાગ્રે શ્રુતિ હતી, તેને કંઠે શંકરનો જાપ હતો, તેના શ્વાસોચ્છ્વાસે ઓંકારનો મહામંત્ર ગાજતો.

તે હતો આ જમાનાનો, પણ ગયા જમાનાના પ્રતિશબ્દરૂપ; તેનો દેહ હતો વીસમી સદીમાં, તેનું મન હતું મનુના કાલનું.

તે અગ્નિહોત્રી હતો. માત્ર ગુજરાતના ગામડાનો એક ગરીબ વિપ્ર, પણ તેના જીવનમાં ભારતની પવિત્ર ભાવનાઓ સજીવન થઈ હતી. સાઠ વર્ષ સુધી જપ તપ ને ધ્યાન સેવી તે શૌચ અને સંયમના શિખરે પહોંચ્યો હતો. મન વાણી ને કર્મે તે રહ્યો હતો આર્યસંસ્કૃતિના પરિપકવ ફળ સમો આદર્શ બ્રાહ્મણ.

ગુજરાતના એક ખૂણામાં એકોએકો તે સનાતન ધર્મના પુનરુદ્ધારનાં મોહક સ્વપ્નો નીરખી રહ્યો હતો. બ્રાહ્મણના તપ પર સૃષ્ટિનો આધાર છે એમ તેની ખાતરી હતી. બ્રાહ્મણના કર્મથી ધર્મનો ઉદ્ધાર છે એવી તેની

માન્યતા હતી, આર્યધર્મના પુનર્જીવનની પહેલી પળ નીરખવા તે આતુર નયને જોઈ રહ્યો હતો અને આતુર નયનો જોતજોતામાં સંતોષાશે એવું આશ્વાસન એનું શ્રદ્ધાળુ હૃદય દેતું હતું.

માત્ર મનમાં અને મનમાંજ તેના મહેલો ચણતો નહિ, પણ ભગીરથ પ્રયત્ને તેણે ગામનું વાતાવરણ શુદ્ધ ને ધાર્મિક બનાવ્યું હતું. અને મહા ઉત્સાહે પોતાના એકના એક પુત્રને ભણાવી ગણાવી પોતાની ભાવનાની સુવાસ ચારે દિશામાં ફેલાવવા પરગામ–મુંબાઈ મોકલ્યો હતો. છોકરો તેને આશાસ્પદ લાગતો હતો, બ્રાહ્મણના શુદ્ધ સંસ્કારો તેને જન્મથી મળ્યા હતા, વેદ ને સ્મૃતિ તેનાં રાત ને દિવસનાં સાથી બનાવ્યાં હતાં. તેનામાં બુદ્ધિ હતી, ઝનુન હતું, વારાહ સ્વરૂપ બની અધમતા પામી રહેલી અવનીને ઉદ્ધારવાની શક્તિ હતી, એમ તે પિતા માનતો.

બાપે તેને દિગ્વિજય કરવા મોકલ્યો હતો. પહેલાં તો તે વિજયના આરંભના ડંકાના ગડગડાટ ટપાલ મારફતે તેને મળતા તેથી સંતોષ પામતો. તેનું હૃદય પ્રફુલ્લ થતું અને મનની આશાઓ ફલીભૂત થવાનો સમય પાસે ને પાસે આવતા હોય એમ લાગતું.

ધર્મનો ઉદ્ધાર ને આર્ય સંસ્કારનું પુનઃસ્થાપન, ચારવર્ણી સમાજ અને શુદ્ધ તેમજ તપસ્વી બ્રાહ્મણની શ્રેષ્ટતા, સરલ ને સત્યાચારી જનસમાજ અને ત્યાગી તથા ધર્મમાર્ગી રાજા, આ વસ્તુઓ સિદ્ધિને આરે ઝપાટાબંધ ધસડાઈ આવતી ભાળી. તે ભોળો બ્રાહ્મણ કાલસાગરમાં ખેંચાઈ આવતી વધાઈઓને હેતથી સ્વીકારવા શ્રદ્ધાળુ અને આકાંક્ષી હૃદયે ઉભો હતો.

પણ પછી આશાજનક પુત્રની કંઈ ખબર આવતી બંધ થઈ. વસંતની સવારના વ્યોમ શા તેના નિર્મળ હૃદયમાં શંકાનો સંચાર થઈ આવતો પણ "मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा"નું સૂત્ર ભણી તે હૃદયને આશ્વાસતો.

અવારનવાર નવા, અશુદ્ધ પરદેશી પવનની કંઈ આછી લહેર તે અગ્નિહોત્રીના ગામમાં આવતી પણ સનાતન ધર્મમાં તેને શ્રદ્ધા હતી, ભારતના ભાગ્યમાં તેને વિશ્વાસ હતો, આર્યોના ઉત્સાહ ને હીંમતની તેને

ખાતરી હતી. પોતાના જેવા અનેક બ્રાહ્મણ વીરોના પરોપકારી પ્રયત્નોના પ્રભાવમાં તે માનતો હતો. તેની શ્રદ્ધા હતી અડગ ને અગાધ, ભારતના ભાગ્યમાં ને ભાગ્યના વિધાતા ભગવાન ગોવર્ધનધારીના વચનમાં:—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानम् सृजाम्यहम् ॥

વર્ષો વીતી ગયાં, પણ એકએ પૌત્રની પધરામણીના શુભ સમાચાર સિવાય દીકરાવહુની બીજી કંઈ ખબર આવી નહિ, એટલે અગ્નિહોત્રીજીના જીવમાં ચટપટી થઈ. વંશવૃદ્ધિથી આનંદ થયો તેના કરતાં પોતાની ભાવના સજીવન કરવાનાં સાધનો વધ્યાં જોઈ તે પુરાણો આત્મા આનંદમગ્ન થઈ રહ્યો, અને તે સાધનો સબળ થાય એવા હેતુથી પોતાના દીકરાને બેચાર વખત વતન આવી જવાનું લખ્યું, પણ તે પત્રોનો કંઈ જવાબજ આવ્યો નહિ, ત્યારે અગ્નિહોત્રીજીએ પોતેજ મુંબાઈ જવાનો નિશ્ચય કર્યો અને આ નિશ્ચયના પરિણામે એક સવારના આઠ વાગે મહામહેનતે ખોળી કાઢેલા ગિરગામના એક વિશાળ માળાની સામે આવી અગ્નિહોત્રીજી ઊભા રહ્યા.

મુંબાઈ આવતાં રસ્તામાં અગ્નિહોત્રીજીને ઘણું શોષવું પડયું હતું. તેને ભયંકર ન સમજાય એવી, ન ખમાય એવી નવી દુનિયામાં થઈને આવવું પડયું હતું. તેણે એક ડબ્બામાં અનેક વર્ગોનો શંભુમેળો જોયો, બ્રાહ્મણ કહેવડાવતા પુરુષોને સ્ટેશન પરના નળમાં મોઢું ઘાલી પાણી પીતા જોયા અને તેના જેવા ને પવિત્ર બ્રાહ્મણ તરફ તિરસ્કારની નજર નાખતા લોકો જોયા. દુનિયા ધારી હતી તેના કરતાં તેને અધમ, ધર્મભ્રષ્ટ થતી લાગી. જે સનાતન ધર્મના સજીવન થવા પર તેણે જીવનનો મદાર બાંધ્યો હતો, તેની પરખાય એવી લાસ પણ તે મહાત્માને હાથ લાગી નહિ, અને અત્યારે આ ગંદી ગલી, માનવજંતુઓથી ઊભરાતી ચાલીઓ, અને સંસ્કારહીણાં દેખાતાં સ્ત્રીપુરુષોને તેણે જોયાં, ને ન સમજાય એવાં કમકમાં તેને આવ્યાં.

તેણે ગોવિંદરામ અગ્નિહોત્રી વિશે પાંચસાત જણને પૂછ્યું અને આખરે પત્તો મળ્યો. એક ઓરડી કોઈએ દેખાડી. જે પુત્રને પોતે ધર્મધુરંધર માનતો હતો તેનો આ નિવાસ? એક તરફ જાજરુઓની હાર

હતી. બીજી તરફ કોઈ ઊભોઊભો સામો અરીસો ટાંગી હાથે હજામત કરી રહ્યો હતો.

અનિશ્ચિત અવાજે પેલા હજામત કરનારને પૂછ્યું: "ગોવિંદરામ અગ્નિહોત્રી ક્યાં રહે છે?" હજામત કરનારે જરા મોં ફેરવ્યું અને તિરસ્કારમાં જ પૂછ્યું: "કેમ શું છે?"

"મારે મળવું છે." તેની તોછડાઈથી ખીજાઈ જરા સખ્તાઈથી અગ્નિહોત્રીએ કહ્યું.

"પેલા છોકરાને પૂછો." કહી એ હજામત કરવા લાગ્યો.

અગ્નિહોત્રીએ ઓરડામાં બેઠેલા એક છસાત વર્ષના છોકરા તરફ જોયું. છોકરો ભોંય પર બેઠો હતો. તેની સામે એક ચાહનો પ્યાલો હતો અને તેનાં હાથમાં એક નહિ રોટલો, નહિ રોટલી પણ ઘઉંની કંઈ જાળી-જાળીવાળી બનાવટ હતી. સ્ટેશનેસ્ટેશને અગ્નિહોત્રીએ મુસલમાનોને આ ચીજ વેચતા જોયા હતા તેથી તે ચીજને ઓળખી. છોકરો તે ચાહમાં બોળતો હતો ને ખાતો હતો. છોકરાને મોંએ મેલના ઓઘરા હતા અને તેની આંખોમાં ચીપડા હતા.

છોકરાથી થોડે દૂર મેલાં ઘેલાં લુગડામાં સજ્જ થયલી એક સ્ત્રી બેઠીબેઠી માથું હોળતી હતી. એને જોયા પછી અગ્નિહોત્રીને સંશય રહ્યો નહિ; આઠ વર્ષ પહેલાં જે બ્રાહ્મણકન્યા દીકરાને પરણાવી હતી, તેજ આ સુધારાવધારા સાથે હતી. ભારે હૈયે તેણે તેને પૂછ્યું: "ગોવિંદરામ છે?"

"કોણ છે?" પરગામની બાલક કન્યા વર્ષો પહેલાં જોયલા સસરાને ક્યાંથી ઓળખે? "ગોવિંદરામ બહાર ગયા છે. શું કામ છે?"

"હું એમના ગામનો છું; મારે મળવું છે."

"બેસો, હમણાં આવશે." કહી બેશરમ સ્ત્રીએ માથું હોળવું શરુ કર્યું.

અગ્નિહોત્રીજીએ ઘરમાં ચારે તરફ નજર નાંખી. એક નાની ઓરડી, તેમાં એકાદબે ભાગેલી ખુરસી, બેત્રણ પેટી, જૂનાં વાસણ, ફાટેલાં લુગડાં અને કચરાના ઢગલા સિવાય બીજું કંઈ નજરે પડ્યું નહિ. તેના ગામની કુંભારણનું ઝૂંપડું પણ આવું તો ગંદું અને અવ્યવસ્થિત નહોતું.

"દાતણુ આપશો ?" ડોસાએ થોડી વારે ન છૂટકે માગ્યું.

"થઈ રહ્યાં છે. આ મીઠું છે, જોઈએ તો."

અગ્નિહોત્રીએ મીઠું લીધું ને મોં સાફ કરી કોગળા કરવા માટે પાણી માગ્યું.

"પેલો રહ્યો નળ." જાજરુ પાસે એક ચોકમાં એક સ્ત્રી એઠાં વાસણ માંજતી હતી, ત્યાં એક નળ હતો તે દેખાડી ગોવિંદરામનાં પત્ની બોલ્યાં.

અગ્નિહોત્રી તે તરફ ગયા, પેલી સ્ત્રીને એંઠે હાથે નળ બંધ કરતાં જોઈ અને મૂગે મોઢે પાછા આવ્યા. એ વખતે પેલો છોકરો હાથમાંનાં બિસ્કુટનો કકડો ચાવતોચાવતો એની માના વાળ ખેંચવા લાગ્યો, અને "બા, બીજી ચાહ આપ." એમ કહેતો હતો.

અગ્નિહોત્રીએ પૂછ્યું: "નહાવાનું પણ એ નળે જ કે ?"

"અહીં કંઈ નળ બેસી રહેતો નથી. પેલા મોટા વાસણમાંથી પાણી લઈ નાહી લેજો." નળ પાસે પડયું રહેતું એક સાર્વજનિક વાસણ બતાવી ગોવિંદરામનાં પત્નીએ કહ્યું.

એક પળવાર અગ્નિહોત્રી મૂગા રહ્યા. આંખો મીંચી. તેની સંધ્યાનો સમય જતો હતો, પણ શું કરે ? બહાર નીકળી પેલા વાસણ તરફ જોઈ રહ્યા.

વાસણ માંજતી સ્ત્રી નીરાંતે વાસણ માંજતી હતી અને નળ બંધ થઈ ગયેલો હોવાથી એંઠે હાથે પેલા મોટા વાસણમાંથી પાણી લેતી હતી. એકબે ગંદાં છોકરાં પણ એ પાણી ચૂંથતાં હતાં.

અગ્નિહોત્રીની વિચાર કરવાની શક્તિ થંભી ગઈ, તે પાછા આવ્યા, અને બારણામાં પળવાર ઊભા રહ્યા. "આ ગોવિંદરામ અગ્નિહોત્રીનું ઘર ? અને આવા અહીંના આચાર ? આ તે કેમ સહેવાય અને આમાં શી રીતે રહેવાય ?" શું કરવું તેનો વિચાર કરતા હતા, એટલામાં તેમનું ધ્યાન ઘરમાં ગયું. ચૂલા પરની દાળ ઊભરાઈ, પેલી સ્ત્રી ઊઠી અને એમને એમ—ન હાથ ધોયા, ન અબોટિયું પહેર્યું ને ચૂલે જઈ દાળ ઉતારી

આવી. આ જોઈ અગ્નિહોત્રીનો સમવિષમ વિરમી ગયો. તેણે પાઘડી માથે મૂકી ને પોટલું હાથમાં લીધું. આ અધોગતિ જોઈ તેનું માથું ફરવા લાગ્યું.

" હું જરા જઈ આવું, પછી આવીશ. " કહી એ ચાલી નીકળ્યો.

અગ્નિહોત્રી ત્યાંથી બહાર નીકળ્યો. તેની તીક્ષ્ણ આંખનું તેજ ખંડાયું, તેની કમ્મરનું જોર ભાંગ્યું, તેને ભાન ન રહ્યું કે પોતે કઈ દુનિયામાં હતો, તેને યાદ ન આવ્યું કે આવી દુનિયામાં તે શા માટે આવ્યો ? કોઈને માર્ગ પૂછી દરિયા તરફ તેણે ચાલવા માંડયું.

સાગર જોઈ એના મનનું જરા સાંત્વન થયું, અને સ્નાનસંધ્યા કરી એણે સ્વસ્થતા મેળવી; પોતે જોયલી સ્ત્રી તથા છોકરો પોતાના ગોવિંદરામનાં ? માન્યા વિના છુટકો નહોતો. ગુંગળાઈને એણે ચારે તરફ જોયું. સામે થોડે દૂર શંકરમંદિરના ગગનચુંબિત શિખર પરથી ભગવી ધ્વજા તેને આમંત્રી રહી હતી. તેના હૃદયને કંઈક આશ્વાસન મળ્યું. ભોળાનાથ અંતે બ્રાહ્મણની વહારે ધાયા ખરા. ધીમે ધીમે તે બાબુલનાથના મંદિરે ગયો ને શંકરની પૂજા કરી. પછી સ્વચ્છ ચિત્તે વિચાર કરવા લાગ્યો, પણ કંઈ સૂઝયું નહિ. પોતાનું એકનું એક ઘર બળીને રાખ થઈ ગયલું જોઈ માણસને જેવું થાય તેવું તેને થયું. તેને લાગ્યું કે પશુપતિ પોતે બળીને ભસ્મ થઈ ગયો હતો.

સાંજના બાબુલનાથની નજીક ચોપાટી પર તેણે માણસની મેદની જોઈ, ભાગ્યશાળીની ભભક ને દમામ જોયાં, ગાડી ને મોટરની મજાહ જોઈ, પણ તેના હૃદયમાં કંઈ ફેરફાર ન થયો; સંસાર ને શ્મશાન વચ્ચે જે અંતર હોય તેટલો અંતર પોતાની ને આ બધાની વચ્ચે તેને લાગ્યો.

સાંજના એક દોરીએ તેનો જીવ તણાયો—જાણ્યેઅજાણ્યે તે ગિરગામ તરફ પેલી ચાલ તરફ ગયો—ખેંચાયો. સ્પષ્ટ વિચાર કર્યા વિના તે પાછો પુત્રના ઘર તરફ ગયો.

ચાલ આગળ આવ્યો, પણ ઉપર ચડી ન શક્યો. ચાલનો દેખાવ, શોરબકોર અને માથું ફાડી નાખતી ગંદકી જોઈ આગળ ડગલું ભરવાની એની હીંમત ન ચાલી. એ ત્યાં કયાં સુધી ઊભો રહ્યો તેની તેને સમજ

ન પડી. આખરે તેને કાને કંઈ પરિચિત અવાજ પડયો ને તે વિચાર-નિદ્રામાંથી જાગ્યો. અવાજ તેની પુત્રવધૂનો હતો. તેની સાથે કોઈ પુરુષ હતો. અગ્નિહોત્રીએ ધ્યાનપૂર્વક જોયું અને પાછળ હઠી અંધકારનો આશ્રય લીધો. તે પુરુષે મેલાં ગંદાં કોટપાટલૂન પહેર્યાં હતાં, એક ફાટેલી જૂની હૅટ માથે લગાવી હતી, તેના મોઢામાં સિગારેટ શોભતી હતી. અગ્નિહોત્રીની આંખે ચક્કર આવ્યાં. આ ગંદા, સંસ્કારભ્રષ્ટ દેખાતા નરવાનરને તેણે ઓળખ્યો. તે હતો, તેની આશાઓના આધારસમો એકનો એક પુત્ર ગોવિંદરામ. લાંબો વિચાર કર્યા વિના તે તેમની પાછળ ચાલ્યો; તેઓ આગળ ચાલ્યાં.

"ચાલ, આજે તને ઈરાનીની દુકાને લઈ જાઉં." ગોવિંદરામે પોતાની પત્નીને કહ્યું.

"ના." સ્ત્રીએ કહ્યું: "મને તે ત્યાંનું કંઈ નથી ભાવતું."

"તું આટલા વર્ષ મુંબાઈમાં રહી પણ સુધરી નહિ; ચાલ, ચાલ." કહી ગોવિંદરામ આગ્રહપૂર્વક તેને ઈરાનીની દુકાનમાં ઘસડી ગયો.

અગ્નિહોત્રીની આંખોમાં જુદું જ તેજ આવ્યું, અંધકારમાં પણ તે ચમકવા લાગી. પેલી દુકાનમાંથી બે મિયાંભાઈ નીકળ્યા ને લથડતા ચાલ્યા ગયા. અગ્નિહોત્રીએ નિઃશ્વાસ મૂક્યો ને શિવાલય તરફ પાછો વળ્યો. તેને લાગ્યું કે સૃષ્ટિ બળીને ભસ્મ થઈ ગઈ છે. ત્યાં ફરતાં મનુષ્યો માત્ર ચિતામાંથી ઉઠી આવેલાં શબ છે. મંદિરની ભવ્યતા તેને સ્મશાનથી પણ બીભત્સ લાગી. તેણે મંદિરનાં ગર્ભદ્વાર પર જઈ શંકરને પ્રણામ કર્યા, પણ શંકરે કંઈક કૃત્રિમ લાગ્યા, આસપાસનો વીજળીનો પ્રકાશ અંધકારથી પણ અકારો લાગ્યો, પૂજારી બ્રાહ્મણને જોઈ રુંવેરુવાં ઊભાં થયાં, એક ખૂણામાં હાથ જોડીને તે ઊભો રહ્યો. પાસે બે બ્રાહ્મણો બેઠાબેઠા વાત કરતા હતા.

"ભાઈ, કાલે શેઠને ત્યાં સંવત્સરી છે. છે વિચાર?"

"હેં?" બીજાએ કહ્યું. "અરે રામ!"

"કેમ?"

"મને સૂતક છે."

"તે કોણુ જાણુવાનું હતું, તારો બાપ? રૂપિયા પચીસ શું કામ ખુએ છે?"

"ઠીક ત્યારે, પણુ કોઈ જાણે નહિ હાં."

"એક શરત કબૂલ હોય તો—"

"શી?"

"પંદર તારા ને દસ મારા."

"ભાઈ, એ તો બહુ કહેવાય."

"ત્યારે તારી મરજી."

"ઠીક ત્યારે."

"વારુ ત્યારે, કાલ સવારે વાલકેશ્વર—"

અગ્નિહોત્રીનાં ભવાં સંકોચાયાં, તેની આંખો ગાંડા માણુસની આંખોની માફક કારણુ વિના ચમકી રહી, તે એમ ને એમજ થંભી ગયો. આખરે ભૈયાએ તેને ત્યાંથી ખસેડયો, અને બહાર ધર્મશાળામાં આવી તે પડયો, પણુ ઊંઘ આવી નહિ; અનેક અવાજો તેને સંભળાવા લાગ્યા, આખી પૃથ્વી તેની મશ્કરી કરવા લાગી. તે ઊભો થયો, આમતેમ ફરવા લાગ્યો.

ઉષાનું પહેલું કિરણુ મંદિરના શિખર પર પડેલું અગ્નિહોત્રીના અનિમિષ નેત્રોએ જોયું. તેણે આકાશમાં ચારે તરફ નજર કરી. દૂર સાગરની મર્યાદા તરફ દૃષ્ટિ નાખી, પાછા ફરી ઊંઘતા શહેર તરફ જોયું અને ધીમે ધીમે મંદિરનાં પગથીઆં ઊતરી સાગર તરફ ચાલ્યો.

તે નાહ્યો, સંધ્યા કરી, સાઠ વર્ષ થયાં સહેલથી જીભે ચડેલાં શ્રુતિ-વાકયો ઉચ્ચાર્યાં. દૂરથી શિવાલયની ધ્વજા ફરકતી ધ્યાનથી નિહાળી. જે શ્રદ્ધાના આધારે, જે આશાએ તે જીવતો હતો તેનાં જડ કે મૂળ પણુ તેના જોવામાં આવ્યાં નહિ. જે ભાવના શ્વાસ તથા પ્રાણુને પોષતી હતી તે ભાંગી ગઈ. તેણે ઉગતા સૂર્યને અર્ધ્ય આપ્યો ને મૂગામૂગા ઠપકો દીધો: "ભગવાન, તારું તેજ પણુ પરવાર્યું." તેણે શંકરની ધ્વજા તરફ તિરસ્કારની દૃષ્ટિ નાખી. તે દૃષ્ટિ કહેતી હતી: "પિનાકપાણિ, તારું ત્રિશૂળ પણુ ઘસાઈ ગયું છે, નહિ?"

તેની આંખમાં સહસ્ર પેઢીનું બ્રહ્મતેજ પ્રકાશ્યું, તેના તેજસ્વી કપાળ પર સાક્ષાત્ સરસ્વતી વિરાજ્યાં, તેનો સંસ્કારી ને ધર્મપરાયણ આત્મા શાંત ને સ્વસ્થ થયો. પણ તેના કાનમાં સમુદ્રના તરંગો કંઈકંઈ હાસ્ય કરતા હતા. રણયજ્ઞમાં રોળાઈ ગયલા યોદ્ધાઓમાંથી રહી ગયલા એક શૂરા યોદ્ધાની માફક ઝનૂનથી તે પોતાનું સ્વાતંત્ર્ય સાચવી રહ્યો. તે સમુદ્રમાં આગળ ને આગળ વધ્યો. સૂર્યબિંબ પર નિશ્ચલ નયનોનું તેજ વર્ષાવ્યું અને મોંએથી બોલ્યોઃ "तत्सवितुर्वरेण्यम्." મોજાં તેના મોં સુધી આવ્યાં, આગળ વધ્યાં, આંખ સુધી આવ્યાં. તે સ્થિર નયને આગળ વધ્યો. આંખો મીંચાઈ ગઈ, શિખા અદૃશ્ય થઈ, તેના માથા પર પાણી ફરી વળ્યાં.

તે સંસ્કારી આત્માએ અનેક રંગ જોયા, તેની આંખ આગળ સૂર્યનું બિંબ રમ્યા કર્યું, તેમાં ૐકાર લખેલા તેણે જોયા, તેમાંથી સનાતન ધર્મના પુનરુદ્ધારના ફુવારા ફૂટતા તેણે જોયા. કાનમાં અવાજ આવ્યા તેમાં મશ્કરીમાં કોઈને બોલતાં સાંભળ્યુંઃ—

> यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
> अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

તેણે તતસવિતુ બોલવા માંડયું; પણ સૂર્યબિંબ હોલવાઈ ગયું. નાદ બંધ થઈ ગયો. ને દસે દિશામાં અંધકાર છવાઈ ગયો અને અગ્નિહોત્રીની આહુતિઓ પૂરી થઈ.

# રામનારાયણ

## ખેમી

"અલ્યા, એમ ને એમ કેટલી દિવાસળીઓ બગાડવી છે? એક બાકસ એ દી તો પોંચાડ." ધનિયાએ બીડી સળગાવવા માટે એક ઉપર એક પાંચ દિવાસળીઓ સળગાવી એટલે ખેમીએ કહ્યું.

"પણ આ જો ને, પવને ય કેવો ઊંધો થયો છે. દિવાસળી સળગવા જ નથી દેતો." ધનિયાએ ફરી બાકસ ઉઘાડ્યું.

"લે, હું આડું લુગડું ધરૂં." ખેમીએ લાજ કાઢવાનો છેડો લાંબો તાણ્યો અને ધનિયાની પાસે જઈ તેના મોઢા આગળ પવન આડો ધર્યો. ધનિયાની દિવાસળી સળગી, તે શ્વાસ અંદર લે અને મૂકે તે પ્રમાણે દિવાસળીનો પ્રકાશ ઝબકઝબક થવા લાગ્યો. ધનિયો તેની પત્નીના જુવાન, ભરેલા, ઘઉં-વર્ણા પણ ઉજ્જ્વલ, મોટી તેજસ્વી આંખોવાળા, નાકે મોટો કાંટો પહેરેલા મુખ સામે જોઈ રહ્યો. બીડીની લિજ્જત કરતાં તે નવોઢાના સૌંદર્યપાનમાં ગરકાવ થઈ ગયો. બીડી સળગી એટલે ખેમી મૂળ જગાએ ખસવા જતી હતી તેને ધનિયાએ કહ્યું:

"લે મારા સમ, આઘી જા તો."

"ગાંડાં ન કાઢ, ગાંડાં." કહી ખેમી મૂળ જગાએ ગઈ.

" તારા સમ, ખેમી, તું મને બહુ વાલી લાગ છ. "

" જો હજી એનું એ બોલ. આ આટલાં માણસો છે તેનું ભાન છે કે નથી ? "

" એ એમના ખાવામાં પડ્યાં છે. આપણી સામું કોણ જોવા બેઠું છે ? " ક્યાં નવપરિણીત દંપતી આવી માન્યતા નથી સેવતાં ?

આજે ધનિયાના ઘરાક એક વાણિયાને ત્યાં નાત જમતી હતી એટલે બન્ને જણાં સારા જમણની ખુશાલીમાં જાજરૂનાં પગથિયાં પર બેઠાંબેઠાં એકાંત ગોષ્ઠી કરતાં હતાં. નાતમાં વાધરી પડતાં અટકાવવા શેઠે તેને ત્યાં બેસાડયો હતો. બન્નેએ થોડા દિવસ ઉપર લગ્ન વખતે પહેરેલાં કપડાં પહેર્યાં હતાં. ધનિયાએ ઉપર ફટકો, નીચે અતલસનું જાકીટ, અને પગમાં મોજાં પહેર્યાં હતાં. ખેમીએ એક સુવાસણ શેઠાણી ગુજરી ગયલી તેનું સ્મશાનમાં કાઢી નાખેલું રેશમી વસ્ત્ર પહેર્યું હતું.

ધનિયો બીડીની એક ફૂંક લઈને બોલ્યો: " ખેમી, તારી માએ ગમે તે માગ્યું હોત તો તે આપીને પણ હું તને પરણત. "

" પણ મારી માએ કે દાડે તારી પાસેથી પાઈએ લીધી છે ? હું તો ઉલટી તારા ઘરમાં લેતી આવી છું. મારી માએ તો બ્રાહ્મણ જેવો વીવા કર્યો છે. "

" તારી મા તો બહુ ભલું માણસ, પણ તું કોણ જાણે ક્યાંથી આટલી ભૂંડી નીકળી. "

" લે વળી, મે તારું શું બગાડયું છે ? "

"જો ને, પરણતાંપરણતાં કેટલા ચાળા કર્યા ? ' દારૂ ન પીએ, ને ગાળ્યું ન કાઢે, ને હાથ ન ઉપાડે, તો પરણું નહિ તો ન પરણું. ને કોઈ દી એવું કરે તો એને ઊભો મેલીને હાલી જાઉં.' આમ તે થાય ?"

" ન ક્યમ થાય ? એ દારૂ પીને આવે ને ધીંગામસ્તી કરે, ને ન બોલવાનું બોલે, એ મારાથી ન ખમાય જો. એ માર ખાઈ લે એ બીજાં. "

ધનિયો ખેમીના સત્ય અને પ્રતાપ આગળ ધીમો પડી ગયો. " ઠીક લે, પણ હું ક્યાં પીવા જાઉં છું તે તું આમ ચડીચડીને બોલે છે ? મારે

તો ગમે તેમ થાય પણ તને પરણવું'તું. તું નાની હતી, ને ગાઠડી વાળીને તારી મા સાથે વાળવા નીકળતી ત્યારની મને બહુ ગમતી. તું આ ગાઠડી વાળતાં ક્યાં શીખી, ખેમી?" ધનિયાએ ખેમીની છાતી ઉપર વાળેલી ગાંઠને સ્પર્શ કર્યો.

"પડધરીમાં તો બધી ય બાઈડીઉં કામ કરતી વખતે એમ ગાઠડી વાળે." ખેમીની મા મૂળ કાઠિયાવાડમાં પડધરીની રહેવાસી હતી. દુકાળના વરસમાં ખેમીને લઈને તે અહીં રહેવા આવી હતી. "પણ હેં ધનિયા, એ શા સારુ તમે દારૂ પીતા હશો? દારૂમાં તે શું છે એવું? તું તો કહેતો'તો ને કે દારૂ તો કડવો લાગે."

"ખેમી, કોક દી ગમે નહિ, તે દાડે પીવા જોયેં. બહુ થાકી ગયા હોઈએં ને કાંઈ ગમે નહિ ત્યારે પીયેં ત્યારે સારું થઈ જાય."

ખેમી થોડી વાર મૂગી રહી. તેને ફરી પોતાનું સૌભાગ્ય અને સત્તા સાંભળવાની ઇચ્છા થઈ. તેણે પૂછ્યું: "હેં ધનિયા, મને બીજે પરણાવી હોત તો?"

"અરે હું નથી જોતો કોઈની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે તને પરણે. તને ગમે ત્યાંથી ઉપાડી જાત."

ખેમીએ કહ્યું: "લે રાખ રાખ. એવું અભિમાન ન કર. આ દુનિયામાં શેરને માથે સવાશેર પડ્યા છે."

એટલામાં નાતમાં કોલાહલ થયો. એક કૂતરું અંદર પેસી ગયલું તેણે એક ભાણું અભડાવ્યું, અને તેને માર મારીને બહાર કાઢયું. શેઠ ચીડાયા. તેણે ધાંયજાને ખૂબ ધમકાવ્યો. ધાંયજાએ ભંગીનો વાંક કાઢયો, શેઠની બધી રીસ ભંગી ઉપર ઉતરી: "પોતે મોટા ગવંડર થઈને બેઠા છે, હાથમાં બીડી લઈને, અને કૂતરાં હંકાતાં નથી. ઊઠો અહીંથી, હરામજાદાનાં......" તેણે એક માત્ર મારવું બાકી રાખ્યું.

ધનિયા—ખેમીને ઘણું જ માઠું લાગ્યું. તેમના રંગમાં ભંગ પડયો. તેમનો બધો ઉલ્લાસ ઉડી ગયો. બન્ને કશું બોલ્યા વિના ઊઠી ચાલવા માંડયાં. ક્યાં જવું એ નક્કી નહોતું, પણ ખેમી, સ્વાભાવિક રીતે, કંઈક

મનને વિનોદ મળે તેવાં દશ્યો તરફ જવાની પ્રેરણાથી રીચિરોડ ઉપર ચાલવા લાગી. ધનિયાને વધારે માઠું લાગ્યું હતું. ખેમી તેને આશ્વાસન આપવા લાગી. ધનિયાથી ત્યાં ન બોલાયું તે આટલી વારે અહીં બોલ્યોઃ "કૂતરાં હાંકવાનું કામ તો ધાંયજાનું હતું, તેમાં મારા પર શા સારુ આટલાં ત્રાનાં કર્યાં?" વળી ખેમીએ આશ્વાસન આપ્યું. ધનિયાએ તેના મનમાં જે ખરું દુઃખ હતું તે કહ્યુંઃ "બીજું કાંઈ નહિ. તારા દેખતાં એ એવું બોલી ગયો, એ મારાથી નથી ખમાતું."

ખેમી ઊંડા વિચારમાં પડી ગઈ. પોતે ધનિયાને વાતે ચડાવ્યો, અને વધારે અપમાન ધનિયાનું થયું, એનો અન્યાય એને ખૂંચવા લાગ્યો. ધનિયો ગમગીન થઈ મૂંગો મૂંગો ચાલતો હતો તેથી તેનો જીવ કળીએકળીએ કપાતો હતો. રસ્તે ચાલતાં રાયખડને પીઠે જવાનો રસ્તો આવ્યો. ખેમીને યાદ આવ્યું કે ધનિયાને ગમતું નથી ત્યારે દારૂ પીવાથી સારું થાય છે. સ્ત્રીસુલભ કોમળતાથી તેણે છેડેથી અરધો રૂપિયો છોડીને ધનિયાને આપતાં કહ્યુંઃ "હવે એમ ક્યાંસુધી મૂંગો રહીશ? જા પણેથી દારૂ પી આવ. ઝટ પાછો આવજે. હું અહીં ઊભી છું." ધનિયો ખુશ થતોથતો એકદમ ગયો.

ખેમી રાહ જોતી ઊભી હતી. પોતે દારૂ ન પીવાની શરત કરાવી હતી અને પોતે જ દારૂ પીવાના પૈસા આપ્યા તે ઠીક ન કર્યું, એમ તેને શંકા થવા લાગી. એટલામાં ધનિયો હરખાતોહરખાતો આવ્યો અને કહેવા લાગ્યોઃ "ખેમી, જો હવે મને ઠીક થઈ ગયું. હું નહોતો કહેતો કે દારૂથી મને ઠીક થઈ જાય છે?" ખેમીએ કહ્યુંઃ "હવે એ વાત મેલ. પણ, ખબરદાર, જો બીજી વાર કોઈ દી પીધો તો ઘરમાંથી કાઢી મૂકીશ."

"ના ખેમી, કોઈ દી ન પીઊં. તું મને બહુ ગમછ. હવે વાણિયાની નાત જહાન્નમમાં ગઈ. હું દારૂ પીઊં છું પણ મને કોઈ દી ચડતો નથી. જો અત્યારે પણ મારા બોલવામાં કાંઈ ફેર પડે છે? તું તો અમથી મારાથી ડરે છે. ગમે તેવો દારૂ પીઊં તોય તને ન મારૂં. તું મને કેટલી વાલી લાગે છે..." વગેરે બબડતો બબડતો ધનિયો ચાલવા લાગ્યો. ખેમી મૂંગી મૂંગી તેને લઈને આ બધા બનાવો ઉપર વિચાર કરતી ઘેર ગઈ.

૨

સાંજને પહોર, જે ગાઠડી ઉપર ધનિયો અમદાવાદમાં મોહી પડ્યો હતો તે ગાઠડી વાળી ખેમી વાળે છે. પણ અત્યારે તે અમદાવાદમાં નથી, અત્યારે તેની પાસે ધનિયો નથી. છએક માસ ઉપર તેણે બન્નેને છોડ્યાં છે. ઉપરના બનાવ પછી, દારૂ ન પીવાની લગ્નની શરત છતાં, કંઈક ખેમી સહન કરી લેશે એવા વિશ્વાસથી, કંઈક શરત પાળવી એ બૈરી આગળ નબળાઈ બતાવવા જેવું લાગવાથી, કંઈક પોતાને દારૂ ચડતો નથી એવા, પીનારને સામાન્ય મિથ્યાભિમાનથી, કંઈક ખરાબ સોબતથી, તે દારૂ પીવા લાગ્યો હતો. ખેમીએ તેને ઘણી વાર ધમકાવ્યો, તિરસ્કાર્યો, મેલીને નાસી જવાની ધમકી આપી પણ ધનિયાએ તે ખોટી માની ગણકારી નહિ. છેવટે એક દિવસ તે વધારે દારૂ પીને આવ્યો અને "મને મેલીને કોને જવાની છે?" એવા ગર્વમાં તેણે ખેમીને મારી. બીજે દિવસે સવારે ખેમી ચાલી નીકળી. તેની મા મરી ગઈ હતી. તે નડિયાદ ગઈ, અને પરશોતમ નામના ભંગીઓના ઉપરી મ્યુનિસિપલ કારકુનને પગારમાંથી લાંચ આપી નોકર રહી. નડિયાદમાં તે સામાન્ય રીતે લહેરી ગણાતી હતી. સર્વ ભંગીઓ તેની સાથે મશ્કરીમાં જોડાતા, પણ ખેમીના દિલમાં ધનિયાને છોડ્યાનો ઊંડો કાંટો રહી ગયો હતો. અમદાવાદથી આવતા દરેક ભંગીને તે ધનિયાના ખબર મેળવવા બહુ જ આતુરતાથી પૂછતી. તે ધનિયા પાસે જાય તો ધનિયો તેને ફરીથી પ્રેમથી રાખે એમ તે જાણતી હતી. પણ ધનિયો તેને બોલાવે તો જ જવું એવી તેની ટેક હતી. ધનિયો બોલાવે તે માટે તેણે માનતાઓ માની હતી છતાં હજી ધનિયાનું કહેણ આવ્યું નહોતું. આથી તે નિરાશ થતી જતી હતી અને તે નિરાશાથી ઉશ્કેરાઈ મનની બધી દાઝ લાંચ લેનાર પરશોતમ ઉપર કાઢતી હતી. તેણે તેની ચીડવણીનાં ગીત જોડ્યાં હતાં.

ખેમી વાળતી હતી ત્યાં પાસેથી મંગીએ વાળતાં વાળતાં કહ્યું: "અલી ખેમલી, પેલું ગીત ગા જોઈએ."

ખેમી ધનિયાના વિચાર કરતી હતી તેણે સહેજ ભાવે કહ્યું: "તું જ ગાને."

મંગીને ખેમી જેવું ગાતાં આવડતું નહોતું. તે બોલી: "અલી, પણ એનું ચોગ્ગું વેણ નથી બેસતું આવતું."

"તને ગાતાં નહિ આવડતું હોય."

"ત્યારે તું ગા જોઈએ."

ખેમીને ચાનક ચડી. તેણે ગાયું:

"ઓરો આવને કેશલા, તારો ઓસલો કૂટું:
ઓરો આવને કેશલા, તને પાટુએ પીટું:
ઓરો આવને કેશલા, તને ધોકણે ધીબું:
ઓરો આવને કેશલા, તારે પૂંછડે લીંબું:

લે આમાં શું નથી બેસતું આવતું?"

"પણ એ તો બેસતું કર્યું કહેવાય. પૂંછડે લીંબું એમ કાંઈ કહેવાય?"

"મૂછ તો હોય તો લીંબું રાખેના? એટલે આ તો પૂંછડે લીંબું રાખે છે!"

મંગી ખડખડાટ હસી. પરશોતમના ગોરા, ટૂંકા કપાલવાળા, લાંબા, મોઢા ઉપર ભૂરી આછી અને ટૂંકી મૂછો નહિ જેવી દેખાતી.

બન્ને ઉત્સાહમાં આવીને ગાવા લાગી. એટલામાં પરશોતમ નીકળ્યો. તેણે માથે વાળવાળી ટોપી પહેરી હતી. નીચે દેખાતા ખમીસ ઉપર કાળો હાફકોટ પહેર્યો હતો અને હાથમાં એક પાતળી સોટી હતી તે જોડા ઉપર મારતોમારતો તે ચાલતો હતો. તેણે ગીત ગવાતું સાંભળ્યું. એ ગીતમાં તેનું પોતાનું નામ નહોતું. તેને કોઈએ પ્રત્યક્ષ રીતે કહ્યું નહોતું, છતાં કાવ્ય વિવરણના કોઈ ગૂઢ નિયમથી તે સમજી ગયો હતો, કે ગીત તેને અનુલક્ષીને જ ગવાતું હતું. 'મનોમન સાક્ષી છે.' એ સૂત્ર જીવનના કોઈ પણ ક્ષેત્ર કરતાં ચોડવણીમાં સહુથી વધારે સાચું ઠરે છે. તેણે બૂમ પાડી: "એ હરામખોરો, કામ કરો કામ, રાગડા કેમ તાણો છો?"

મંગી ખસિયાણી પડી ગઈ, પણ ખેમીએ જવાબ આપ્યો: "ગાઈએ છીએ, પણ જુઓ છો ના, હાથ તો કામ કરે છે!"

"હરામખોર, મારી સામે બોલે છે? ઉપરીનું અપમાન કરે છે?"

"પણ હું તમને ક્યાં ગાઉં છું?"

"તું ગામ આખામાં ગા ગા કરે છે અને મારું અપમાન કરે છે તે શું હું નથી સમજતો?"

મંગી સામું મર્મની નજરે જોઈ ખેમી બોલીઃ "લે, અલી, હું ક્યારે ય પશાભાઈને ગાઉં છું? હું તો અમદાવાદમાં એક કેશલો હતો, તે ભંગીઓના પૈસા ખાતો, એને ગાઉં છું."

"હરામખોર, પાછી મને સમજાવવા આવે છે? ઉપરીનું અપમાન કરે છે? અમે અમારા ઉપરીનું માન રાખીએ છીએ તે જોતી નથી? સામો જવાબ આપે છે?"

"પણ ભાઇશાબ..."

"બસ કર હવે બકબકાટ ન કર. અમારે બીજું કામ છે. આમાં અંગૂઠો પાડી આપ એટલે પગાર આપું." તેણે પાસેના ઓટલા પર પત્રક મૂક્યું. પહેલાં મંગીએ અંગૂઠો પાડી આપ્યો એટલે તેણે ખેમીને અંગૂઠો પાડવા કહ્યું.

"પહેલાં મને પગાર આપો, પછી અંગૂઠો પાડું."

"શું તું શાહુકાર અને સરકાર ચોર? સરકારી નિયમ પ્રમાણે થશે. પહેલાં અંગૂઠો આપ, પછી પગાર મળશે."

"ત્યારે લો, આ અંગૂઠો." કહી અંગૂઠો પરશોતમને બતાવી, ખેમીએ અંગૂઠો પાડી આપ્યો. પરશોતમે એ જોયું ખરું પણ તેને આ ચીડાવાનો સમય નહોતો. બન્નેના પગારમાંથી અરધોઅરધો રૂપિયો કાપી બાકીના સાડા નવનવ રૂપિયા તેણે નીચે નાંખ્યા. મંગીએ પોતાના પૈસા લઈ લીધા. ખેમીએ કહ્યું: "મને પૂરા પૈસા આપો તો લઈશ નહિ તો નહિ લઉં."

"ન લે તો ભલે પડ્યા ભોંય પર. હું તો જાઉં છું." તે ચાલવા જતો હતો ત્યાં ખેમીએ લાંબો સાવરણો સામી ભીંતે અડકાડી તેનો રસ્તો રોક્યોઃ "એમ તે કેમ જવાશે?"

એટલામાં બીજા જિલ્લાનાં ભંગી આવ્યાં. પરશોતમે જોયું કે ખેમી સાથે પોતે ફાવશે નહિ અને બીજાં ભંગી આગળ તે હલકો પડશે. તેણે ટૂંકું કરવા કહ્યું: "લે તારા પૈસા. પેલો અરધો પાછો લાવ."

"પહેલાં રૂપિયો આપો એટલે આપું."

પરશોતમે રૂપિયો નીચે ફેંક્યો એટલે ખેમીએ સાવરણો લઈ લીધો અને રૂપિયા નીચે નમી લેવા માંડ્યા. પરશોતમે ફરી નીચે પડેલો અરધો માગ્યો.

"ઊભા તો રહો. ખખડાવી તો જોવા દો." બીજા સામું જોતીજોતી તે રૂપિયા ખખડાવવા લાગી.

પરશોતમે ફરી અરધો માગ્યો.

"મને તો નથી જડતો." કહી ખેમી ચાલવા લાગી. પરશોતમને નીચાં નમી ધૂળમાંથી તે અરધો લેવો પડ્યો.

આજે ભંગીઆને ખેમી માટે આશ્ચર્ય સાથે માન થયું. તેણે ગીત ઉપાડ્યું અને બધાં ભંગી ગાવા લાગ્યાં:

"ઓરો આવને કેશલા, તારો ઓશલો ફૂટું,
ઓરો આવને કેશલા, તને પાટુએ પીટું;
ઓરો આવને કેશલા, તને ધોકણે ધીબું,
ઓરો આવને કેશલા, તારે પૂંછડે લીંબું."

રસ્તે ચાલતાં માણસો અને સ્ટેશનેથી આવતાં ઉતારુઓ આ વિચિત્ર ગીત સાંભળવા ઊભાં રહેતાં હતાં એટલામાં એક અવાજ આવ્યો:

"અલી ખેમી! આમ તો આવ."

ખેમી તરત ગાતી બંધ પડી, ઊભી રહી ગઈ, અવાજ આવ્યો તે શેરીમાં તેણે જોયું અને તે તરફ ચાલી ગઈ.

તેની સાસુ તેને બોલાવવા આવી હતી.

## ૩

ધનિયો અને ખેમીના પહેલા ત્રણ દિવસો અકથ્ય આનંદમાં અને ખાવાપીવામાં ગયા. ચોથે દિવસે રાત્રે ધનિયો અને ખેમી વાતો કરવા બેઠાં. નડિયાદમાં ખેમી કેમ રહેતી, તેનાં ગીતો, તેની બીજા ભંગીઓ સાથેની ગમ્મતો બધું સાંભળીને ધનિયો બોલ્યો: "ખેમી, તું કઠણ હૈયાની તો ખરી હો. મને અહીં ગમતું નહોતું ને તું ત્યાં મજા કરતી હતી."

"અને ય ગમતું નહોતું, પણ તું બોલાવે નહિ ત્યાંસુધી મારાથી કેમ અવાય?"

"હું તને શી રીતે બોલાવું? મારો ગુનો થઈ ગયો તે મારા પગ ભારે થઈ ગયા. મારી માને કહેતો પણ એ કહે, 'એકબે દીમાં આવશે. કેટલાક દી રહેશે?' પણ તું તો વટનો કટકો!"

"તારો ગુનો, તે તારે બોલાવવી જોઈએ ના?"

"પણ ભદ્રકાળી માતાનું સાચ ભારે."

"એમ કેમ?"

"જો, પહેલાં રામદે પીરની માનતા માની તો ય તું ન આવી, પછી હરખશા માતાની માની, ઝાંપડી માતાની માની તો ય તું ન આવી. પછી ભદ્રકાળીની માનતા માની. ઘેર ગયો ત્યારે મારી મા કહે, 'અલ્યા ધનિયા, તું બહુ સૂકાતો જા છ. લે, તને બીજી પરણાવું.' મેં કહ્યું, 'મારે બીજી નથી પરણવી. મારે તો ખેમી આવે તો હા, નહિ તો ના.' પછી મારી મા તને તેડવા આવી."

"મેં ય કેટલી માનતાઓ માની ત્યારે તારી મા મને બોલાવવા આવી."

"તેં કોની કોની માની?"

"મેં ય રામદે પીરની માની. પછી નડિયાદમાં સંતદાસ મહારાજનો થાળ માન્યો. પછી મહાકાળીની જાતર માની."

"અરરર ખેમી!" ધનિયા ઉપર જાણે વજ્રપાત થયો. "તેં ભૂંડું કર્યું. તારી માનતાના સાઠ રૂપિયા થયા, મારી માનતાના પચાસ થયા. લગનખરચના બસોઅઢીસો ઊભા છે ને પેલો પટેલિયો હમેશ આંટા ખાધા જ કરે છે. આ ક્યારે ભરી રહીશ હું? ને ભદ્રકાળી તો હાજરાહજૂર છે." કયા દેવની માનતાથી બન્ને ભેગાં થઈ શક્યાં તે નક્કી ન હોવાથી બધી માનતા પૂરી કર્યા વિના છૂટકો નહોતો.

"અરે એમાં શું? ચારસેં રૂપિયા તો હમણાં ભરી દઈશું. મારાં ઘરેણાં વેચીને ભરજે." ખેમીએ સાન્ત્વન આપ્યું.

"અરે હજી પંચનો દંડ ભરવાનો છે તે તો મેં તને કહ્યું નથી." ઊંચા-નીચી નાતોની અનંત શ્રેણીવાળા આપણા સમાજમાં દરેક નાતને પોતાથી નીચું કોઈક જોઈએ છે. અમદાવાદનાં ભંગી કાઠિયાવાડથી આવેલાં ભંગીને હલકાં ગણતાં. ધનિયાને પરણતી વખતે બન્ને પંચોને જમાડવાં પડેલાં. ખેમી જતી રહી એટલે કાઠિયાવાડી પંચ ભેગું થયું. તે પંચે અંદર અંદર મસલત ચલાવી. પછી અમદાવાદના પંચને વાત કરી. પછી અમદાવાદનું પંચ મળ્યું. એટલામાં ખેમી પાછી આવી. હવે દંડ ભરવાનો તો રહ્યો નહિ પણ આટલા દિવસ ખાધું તેના ખરચના પૈસા બન્ને પંચે ધનિયા માથે ચડાવ્યા. આપણા સમાજમાં નાતની રૂઢિઓ અને નાતના ઠરાવો કુદરતી બનાવો જેવા અનિવાર્ય અને અપ્રતિરોધ્ય ગણાય છે.

આ બધું સાંભળી ખેમી પણ હેબકાઈ ગઈ. પણ તેણે તેમ છતાં આશ્વાસન આપ્યું. પુરુષને હિંમત હારતો જુએ છે ત્યારે સ્ત્રીનામાં કોઈ ઓર જ હિંમત આવે છે.

પણ ધનિયાને સાન્ત્વન વળ્યું નહિ. હતાશ થઈ તે ખેમીના ખોળામાં ઊંઘી ગયો. અને ખેમી પણ ચિંતામાં ઊંઘી ગઈ. ત્રણ દિવસનું સુખ ભોગવી આ દંપતી પાછાં દુઃખી સંસારમાં ડૂબ્યાં.

બીજે દિવસે ખેમીએ ઘરેણાં કાઢી આપ્યાં, અને વેચવા કહ્યું. પણ બૈરીને અડવી જોવાનો વિચાર નહિ ખમાયાથી, વેચવાને બદલે ધનિયે તેને ઘરેણે મૂકી રૂપિયા ઉપાડ્યા. તેણે વેચ્યાં હોત તો ઠીકઠીક રકમ ભરાત, પણ ઘરેણે મૂકવાથી રકમ થોડી મળી અને ઘરેણાં છેવટ વ્યાજમાં ડૂબી ગયાં. ધનિયો કે ખેમી કોઈ આ સમજ્યાં નહિ. બન્નેએ બને તેટલા પૈસા ભરવા માંડ્યા. એટલામાં ધનિયાની મા મરી ગઈ, તેનું સોએક રૂપિયા ખરચ થયું. ત્રણ મહિના પછી ખેમીને સુવાવડ આવી, એટલે તે પણ કમાતી મટી. સુવાવડ દરમિયાન ધનિયાને ખેમીનું સાંત્વન ઓછું થયું અને ચિંતામાંથી મુક્ત થવા તે દારૂ તરફ વળ્યો.

ખેમી સુવાવડમાંથી ઊઠી ત્યારે તેણે જોયું કે ધનિયો પાછો પીવા મંડ્યો હતો. તેણે ધનિયાને ફરી ધમકાવ્યો, પણ હવે તેની ધમકીમાં તિરસ્કાર નહોતો, દયા હતી. તેને લાગતું હતું કે ધનિયાની આ દશા માટે

પોતે જ જવાબદાર છે. છતાં એક દિવસ કઠણ થઈને તેણે તેને ધમકાવ્યો. ધનિયો કાંઈ બોલ્યો નહિ પણ રાત્રે ઘેર પાછો ન આવ્યો. ખેમી તેને રીચિરોડના ફુટપાથ પરથી શોધીને ઘેર લઈ ગઈ. ખેમી તેને સમજાવતી પણ તેનો જવાબ ધનિયો માત્ર નિઃશ્વાસથી આપતો. હવે ખેમીનું હૃદય માત્ર દ્રવતું હતું. તેને શિખામણ દેવા જેટલી કડકાઈ તેનામાં રહી નહોતી.

એક દિવસ શિયાળાની રાત્રે ખૂબ ઠંડીમાં ધનિયો ઘેર ન આવ્યો. ખેમી બે વરસની બાળકીને ઘરમાં રડતી પૂરી શોધવા નીકળી. બે કલાકે તેણે તેને નદીની રેતીમાં પડેલો જોયો. તેને ઉઠાડીને ધીમેધીમે ઘેર લઈ ગઈ. બીજા દિવસથી ધનિયાને ન્યુમોનિયા થયો. ખેમીએ ફરી માનતાઓ માની, ભૂવાને બોલાવ્યો, તેણે નવી માનતાઓ આપી પણ ખેમીનો ધનિયો ફરી ઊઠયો નહિ. ખેમી રાંડી.

૪

વૈધવ્યનો શોક ખેમીના આખા જીવનમાં વ્યાપી ગયો હતો. તેને બીજું તો કાંઈ નહિ, પણ ધનિયો માનતાસોતો ગયો એનો શોક ઘણો થતો હતો. તેથી તેના જીવને શું શું ખમવું પડશે તેની તેને શંકાઓ થયાં જ કરતી અને ઉપાય સૂઝતો નહોતો.

એક દિવસ ખેમી રીચિરોડ વાળતી હતી. હવે તે ગાટડી વાળતી નહોતી. વાળતાંવાળતાં તેને ધનિયાની માનતાના વિચાર થવા લાગ્યા. ત્યાં તેણે સામે ઓટલા ઉપર એક બ્રાહ્મણને જોયો. તેણે કપાળમાં આડું મોટું ત્રિપુંડ તાણેલું હતું. વચ્ચે મોટો ચાંલ્લો કરેલો હતો. અને નાક ઉપર પાતળી કાળી આડી કરેલી હતી. માથે ફાટેલી દક્ષિણી પાઘડી મૂકી હતી, હાથના કાંડામાં રુદ્રાક્ષનો બેરખો અને ગળે રુદ્રાક્ષની માળાઓ પહેરી હતી. મહારાજ ઓટલો સાફ કરી, તેના પર આસન પાથરી, સામે એક પાટી પેન, હાથનાં રેખાદર્શક ચિત્રો, ટીપણું અને તે પર રમળના પારા ગોઠવતા હતા. ખેમી તેમની પાસે જવા લાગી. તેને આવતી જોઈ મહારાજે સનાતન તિરસ્કારથી તેને દૂર રહેવા કહ્યું. ખેમીએ કહ્યું: “મહારાજ, મારે સવાલ પૂછવો છે.”

" તો ચાર આના નીચે પગથિયા પર મૂક." મહારાજને ખેમીનો પડછાયો અપવિત્ર હતો. તેના પૈસા અપવિત્ર નહોતા.

ખેમીએ પાવલી મૂકી, મહારાજે છાંટ નાખી લઈ લીધી. પછી કહ્યું: " પૂછ હવે. "

" મહારાજ, કોઈનો ધણી માનતાસોતો મરી ગયો હોય, તેની વહુ માનતા કરે તો તેને પહોંચે કે ન પહોંચે? બરાબર જોજો મહારાજ. "

આંગળીના વેઢા ગણી મહારાજે કહ્યું: "હા."

"સારું મહારાજ." કહી ખેમી ચાલવા જતી હતી ત્યાં મહારાજે ફરી બોલાવી કહ્યું: "પણ નાતરે જાય તો ન પહોંચે." ખેમી પગે લાગી ચાલી ગઈ.

ખેમીએ હવે માનતા પૂરી કરવા પૈસા બચાવવા માંડ્યા.

ખેમીની કળા પડી ગઈ હતી, પણ તેનું સૌંદર્ય ઓછું થયું નહોતું. ઘણા ભંગીઓએ તેને નાતરું કરવા કહેવરાવ્યું. તેણે સહુને એક જ જવાબ આપ્યો કે ધનિયાની માનતા પૂરી કર્યાં વિના મારાથી નાતરું ન કરાય. એક ભંગીએ માનતાના પૈસા રોકડા આપવા કહ્યું પણ ખેમીએ પોતાની કમાણીથી જ માનતા પૂરી કરવાનો નિશ્ચય જણાવ્યો.

સાત વરસે તે ધનિયાની માનતાઓ પૂરી કરી રહી. એક ભંગીએ વળી તેને ઘરગવા કહેવરાવ્યું. તેણે જવાબ આપ્યો: "ના ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું દેવું નથી. "

## ધૂમકેતુ

### ભૈયાદાદા

રંગપુરના નાના સ્ટેશન પર ત્રણ માણસો અધિકારીના જેવી તોછડી ઢબથી ઊભા હતા. દૂરથી આવેલા ગામડિયાઓ, પરગામના ઊતારુઓ અને પ્રથમ જ ગાડીમાં મુસાફરી કરવા આવેલી કેટલીક સ્ત્રીઓ; સહુમાં તરી નીકળે એવા આ ત્રણ ગૃહસ્થો તરફ વારંવાર જોઈને કંઈક ધીમેથી વાતો કરી લેતાં હતાં.

"પણ એ જગાએ સાંધાવાળો કોણ છે?" પોતાની સાહેબશાઈ ટોપી હાથમાં ફેરવતાં ફેરવતાં એક જુવાને પ્રશ્ન કર્યો. એની પ્રશ્ન કરવાની ઢબથી એમ લાગતું હતું કે તે સહુમાં વડો હતો.

લાંબા સુકાઈ ગએલા મોંવાળા એક પ્રૌઢ માણસે વિનયથી જવાબ આપ્યો: "સાહેબ, ત્યાં પચીસ વર્ષથી એક જ માણસ રહે છે."

"પચ્ચીસ વર્ષ!"

ત્રીજો માણસ, જે ન કારકુન કે ન અધિકારી જેવો—વચ્ચેની સ્થિતિનો લાગતો હતો તેણે મોં મલકાવી હા પાડી.

"અને એ માણસ પાસેથી તમે નિયમિત કામની આશા રાખો છો?" જુવાન અધિકારીએ પોતાની નેતરની સોટી જમીન સાથે ભરાવીને વાંકી વાળતાં વાળતાં કહ્યું.

બન્નેમાંથી કોઈએ જવાબ આપ્યો નહિ. અન્તે પેલો કારકુન જેવો બોલ્યો: "સાહેબ, વૃદ્ધ માણસ છે. આજ પચીસ વર્ષે ક્યાં જાય? આપણે જ નભાવ્યે છુટકો."

જુવાન અધિકારીના હોઠ સખ્તાઈમાં જરા દબાયા. સોટીથી એક કાંકરો આઘે ઉરાડી તે બોલ્યો: "આપણે માણસ સાથે કામ નથી, કામ સાથે કામ છે. ક્યાં જાય, એ જોવાનું એને રહ્યું; કેવું કામ કરે છે એટલું જ આપણે જોવાનું છે."

કારકુનનો લાંબો અને નિસ્તેજ ચહેરો જરા વધારે નિસ્તેજ બન્યો. એનું હૃદય કંઈક નિખાલસ હતું. પંદર વર્ષનો હતો ત્યારથી તે કારકુન રહ્યો હતો. તેણે કાળાંધોળાં કરીને તો નહિ, પણ અનેક અધિકારીઓની નીચે અનેક સ્વભાવ રાખીને શિરસ્તેદારી મેળવી હતી. એટલે એનામાં પોતાનું તેજ કે પ્રભાવ તો ન હતાં, છતાં સારો સ્વભાવ હોવાથી સારું કરવા તરફ વલણ રહેતું. સાહેબના હોઠની સખ્તાઈ જોઈ એ વધારે નરમાશથી બોલ્યો: "ભૈયો બદરીનાથ ત્યાં પચીસ વર્ષથી નોકરી કરે છે."

"એની ઉમર કેટલી છે?"

"હશે . . . આશરે સત્તાવન–અઠ્ઠાવન."

"ત્યારે એ કામને માટે નાલાયક છે!" સાહેબે ફેંસલો આપ્યો. સાહેબના મગજમાં અત્યારે અધિકારનું તોફાન છવાયું છે એ ચતુર શિરસ્તેદાર સમજી ગયો અને તેથી બીજી વખત સમજાવાશે, એમ વિચારી તે શાંત રહ્યો.

એવું બન્યું હતું કે રંગપુરના સ્ટેશનથી આશરે બેએક માઈલ દૂર રેલવેની સડક જાહેર સડકને કાપીને જતી હતી એટલા માટે એ ક્રોસિંગ આગળ રેલવે સત્તાવાળાઓએ એક ઓરડી બાંધી ત્યાં એક માણસ રાખ્યો હતો. બદરીનાથ ભૈયો આજે પચીસ વર્ષ થયાં, એના એ જડ જબરદસ્ત લાકડાને, ગાડી આવવાને વખતે આડું ઠસાવતો ને ગાડી જાય એટલે ઊભું કરતો. પણ થોડા વખત પહેલાં એની સરતચૂકથી એક અકસ્માત્ થતો રહી ગયો હતો. રંગપુરના સ્ટેશન પર ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ, ટ્રાફિક ઇન્સ્પેક્ટર અને શિરસ્તેદાર આજે એજ વાત કરી રહ્યા હતા.

એટલામાં સ્ટેશન પર ગાડી આવી ને સાહેબ પોતાના ડબ્બામાં ગોઠવાઈને બેઠા. બેસતાંબેસતાં પણ એના તુંડમિજાજી સ્વભાવને આનંદ આવતો હોય તેમ વારંવાર કારકુન સાથે એની એ વાત કરતા હતા: "એ જગાએ કોઈ અનુભવી અથવા છેવટ ચપળ માણસ નીમવો પડશે."

તેના છેલ્લા શબ્દો ગાડીની સીટીમાં ડૂબી ગયા. બંને નીચલા અધિકારીઓએ સલામ કરી ને ગાડી રવાના થઈ ગઈ.

શિરસ્તેદાર વિનાયકરાવ હંમેશાં ગામની એ સડકે બેત્રણ માઈલ ફરવા જતો. એની રૂપાના હાથાવાળી લાકડી, જૂનો જાળવી રાખેલો દુપટ્ટો, દક્ષિણી પાઘડી ને ચંપલ આ રસ્તા પર છેલ્લાં દસ વર્ષ થયાં નિયમિત મુસાફરી કરતાં. બદરીનાથની ઓરડીએ જઈ તે બે ઘડી બેસે ને રાવસાહેબને આવેલા જોઈ, ભૈયો પણ પોતાની નાનીશી વાડીમાંથી બહાર નીકળી ઠંડું પાણી ભરી પાસે મૂકે. પછી બંને પરદેશીઓ સુખદુઃખની વાતો કરે ને એમ હંમેશાં સાંજ વીતી જાય.

આજે પણ સાંજે વિનાયકરાવનાં મંદ પગલાં એ તરફ વળતાં હતાં. ધીમેધીમે એ ત્યાં પહોંચ્યો ને ભૈયાને ન જોઈ કંઈક આરામ પામી, પોતાના હંમેશના ઓટલા પર બેઠો. ઊંડો વિચાર કરતો તે ભૈયાની સુંદર કૃતિ જોઈ રહ્યો હતો. ભૈયાએ પોતાની ઓરડીની પાછળ વાડા જેવું કરી એમાં ગલ, ગલગોટા, કરેણ, કેળ ને પોપૈયાં વાવ્યાં હતાં. એક કારેલીનો ને એક વાલોળનો એમ બે માંડવા પણ બનાવ્યા હતા. ઓરડીના બારણા પાસે થોડાક મરચીના રોપ, અજમો, કોથમીર ને તુલસીના ક્યારા હતા, અને આગળના ભાગમાં બેચાર નાનાંનાનાં ઝાડવાં પર ફુલવેલની જુદીજુદી જાત ચડાવી માંડવા જેવું કરી લીધું હતું. એની ચારે તરફ થોડાક વાંસ ખોસી ખપાટો બાંધી લઈ ભીંત બનાવી હતી. ને નીચે જમીન પર ધોળી ફૂલ જેવી સ્વચ્છ ગાર કરી હતી. ભૈયાની એક બકરી આમાં બંધાતી હતી. વિનાયકરાવ ભૈયાનું ઘર અને તેનું કલાવિધાન જોઈ રહ્યો.

એટલામાં ભૈયાના ઘરમાંથી એક બારતેર વર્ષની છોકરી બહાર નીકળી. વિનાયકરાવને જોઈ એ એકદમ પાછી અંદર ગઈ ને ભૈયાને કહ્યું: "ભૈયાદાદા! બહાર તો કોઈક બેઠું છે."

" કોણ છે ? " કહી ભૈયો બહાર આવ્યો.

આજે આઠેક દિવસ થયાં તે જરાક અસ્વસ્થ હતો, તેમજ વિનાયકરાવ પણ એકાદ અઠવાડિયું થયાં આ તરફ આવ્યા ન હતા, એટલે વિનાયકરાવ હશે એ ડોસાને યાદ રહ્યું નહિ. બહાર આવતાં જ તેણે વિનાયકરાવને જોયા.

" ઓહો! પાની, છોકરી ! આ તો આપણા રાવસાહેબ છે. ઠંડા પાણી લાવો. ચલો. " અને ભૈયો પોતાની હંમેશની ઢબથી વિનાયકરાવ પાસે જઈ બેઠો. બિલ્લાડીનાં બેત્રણ બચ્ચાં એના વૃદ્ધ શરીરને ઘસાઈ ઘસાઈને ફરવા લાગ્યાં.

વિનાયકરાવનું જિગર ચિરાઈ રહ્યું હતું. ભૈયાને આ જગા પર કેટલો પ્યાર છે, એનો ખરો ખ્યાલ આજે જ તેને આવ્યો. આસપાસ થોરની વાડ હોય, બાવળનું ઝાડ હોય કે બોરડીનો છોડ હોય, પણ દરેક દરેક ઝાડને એ કલાવિધાનમાં પોતાનો ભાગ આપતું કરી ભૈયાએ બે ઘડી ઠરી જવાનું મન થાય એવી સુંદર નાનીશી વાડી બનાવી હતી.

પણ આજે તો તેણે એક નવું દૃશ્ય જોયું. ભૈયાએ વળી, કોઈક વાડીવાળાની છોકરીને પુત્રી જેવા લાડથી બોલાવી. રાવને આ દૃશ્ય નવીન લાગ્યું, કારણ કે પાનીને આજે જ તેણે જોઈ હતી.

" આ છોકરી કોની, ભૈયાદાદા ? " આજે વિનાયકરાવ 'ભૈયા' એમ ન કહી શક્યો.

" આ વાડીવાળાની છે. બિચારી આઠ દિવસ થયાં બકરી દોહી દે છે. ઈશ્વર એનું કલ્યાણ કરે ! "

પાની ઠંડા પાણીનો ચળકતો લોટો લાવી હતી. નાની આઠદસ વર્ષની છોકરીની આંખમાં કાજળ એવું સુરેખ આવી રહ્યું હતું કે વિનાયકરાવની દૃષ્ટિ ત્યાં ચોંટી ગઈ.

" ભૈયાદાદા, હવે હું જાઉં છું હોં ! "

" ટીલાળીને દોહી ? "

ટીલાળી, ભૈયાની બકરીનું નામ હતું. ભોળા વૃદ્ધ ભૈયાએ ટીલું જોઈને તેનું નામ ટીલાળી પાડ્યું હતું. એવાં નામ માણસનાં પડતાં હોય તો માણસ પશુ કરતાં સારો લાગે ! તેમ જ ' **शब्दो यथार्थाक्षरः** ' થાય.

"હા ભૈયાદાદા."

"ઠીક જા. કાલે વહેલી આવજે હો!"

પાની ચાલી ગઈ. પણ થોડીવાર ન થઈ ત્યાં પાછી ફરી: "ભૈયાદાદા! ચાર દિવસ પછી દીવાળી છે; તમારે લાપશી ભરડાવવી નથી?"

વૃદ્ધ ભૈયો આનંદ પામ્યો. તે મીઠું હસી પડયો: "મારે વળી લાપશી શી?"

"એમ કંઈ હોય ભૈયાદાદા? સહુ જમશે જૂઠશે ને તમે કાંઈ નહિ કરો?"

વિનાયકરાવે નિઃશ્વાસ મૂકયો.

"ઠીક લે, થોડાક ઘઉં લેતી જા. પણ બહુ જાડા ભરડતી નહિ હો."

"ના દાદા! હું તો હવે ઝીણા ભરડું છું."

પાની ગઈ. કણબીની એ નાની છોકરી ભૈયાને આટલી મમતાથી ચાહી રહી હતી તે વિનાયકરાવે આજે જ જાણ્યું. એણે ધીમેથી કહ્યું: "ભૈયાદાદા! આ નોકરી તમે છોડી દો. હવે અવસ્થા થઈ કહેવાય."

"હવે મારે કેટલાંક વર્ષ કાઢવાં છે?" ભૈયાએ જવાબ વાળ્યો: "બહુ બહુ તો પાંચ."

"એટલે જ કહું છું કે હવે ભજન કરો."

"આજ આટલી અવસ્થાએ કોને આશરે જાઉં? છોકરો પ્લેગમાં ગયો; છોકરાની વહુ ભાગી ગઈ. હવે એકનું એક પેટ છે તે ભગવાન દેહ હાંકે ત્યાંસુધી કામ કરવું ને ખાવું." બદરીનાથે જવાબ વાળ્યો. વિનાયકરાવનું અંતઃકરણ ભૈયાના જવાબથી વધારે ને વધારે નરમ બનતું હતું.

તે જવા ઊઠયો ત્યારે તેને ચોક્કસ લાગ્યું કે ભૈયાને એની વાડી પર મા કરતાં યે વધારે પ્રેમ હતો.

બીજે દિવસે ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ બરાબર નિયમસર ઓફિસમાં હાજર થયા હતા ને સામે પોતાનું શિર ઝુકાવીને વિનાયકરાવ ઊભો હતો.

"કેમ રાવ તમે પેલા ભૈયા બદરીનાથની જગાએ કોને ફેરવો છો? મેં જોયું કે એ ડોસો બધો વખત ઝાડવાં નીંદવામાં જ ગાળે છે!" સાહેબે પોતાની અવલોકનશક્તિથી અજાયબી પમાડવાની શરુઆત કરી ને વાઘના જેવી તીણી આંખથી તે વિનાયકરાવ તરફ જોઈ રહ્યા.

રાવના મનમાં ભાંજગડ ચાલતી હતી. એક વખત તેના ખીસામાંથી રાજીનામાનો કાગળ થોડો બહાર પણ દેખાયો; પણ તુરત જ એના હાથપગ ધ્રૂજવા લાગ્યા ને તેણે સાહેબ તરફ ઝૂકીને સલામ ભરી.

"વિનાયકરાવ!" બિલાડી ઉંદરને રમાડે તેમ સાહેબે રમત શરૂ કરી "તમે શું ઠરાવ્યું?"

વિનાયકરાવે વિચાર કર્યો ને અરધો જુસ્સામાં ને અરધો ગુસ્સામાં તે બોલ્યો: "એ નહિ બને."

સાહેબે હોઠ કરડ્યા: "હું!"

હંમેશની ગુલામી–નિર્બળતા પોતાનું બળ જમાવવા લાગી. રાવના હોશકોશ ઉડી ગયા. પોતે ઉતાવળથી ભૂલ કરી તે એ સમજી ગયો. ફેરવી તોળવાની કળામાં તે પાવરધો હોવાથી તુરત બોલ્યો: "સાહેબ! એ તો હું બીજા જ વિચારમાં હતો. ભૈયા બદરીનાથની જગાએ કાળુને ગોઠવવો ઠીક પડશે!"

"હા; અને ભૈયાને ચોવીસ કલાકની નોટિસ આપી દો."

"બહુ સારું!" શિરસ્તેદાર નમીને સલામ ભરી બહાર ચાલ્યો ગયો.

તોપણ વિનાયકરાવે વૃદ્ધ ભૈયાને કંઈક મદદ કરી. બીજે દિવસે ભૈયાને સાહેબની હજૂરમાં લાવવા માટે તેણે એક ટપ્પો મોકલ્યો. ડોસો હાજર થયો. સાહેબ પોતાના ઓરડામાં અધિકારીના રુઆબથી એકલા જ અક્કડ બેઠા હતા. ભૈયાને જોતાંજ તે બોલ્યા: "તુમ્હારા નામ ભૈયા બદરીનાથ?"

"જી હાં સાબ!"

"તુમ બડે બુઢ્ઢે હો ગયે. સરકારકી ખૂબ નોકરી કીઇ. અબ તો આરામ લીજિયે."

"જી હાં સાબ! ધોળાં નોકરીમાં જ આવ્યાં."

"અચ્છા."

ભૈયો તો એવી આશામાં હતો કે સાહેબ લાંબી નોકરી માટે કાંઈક ઈનામ આપવાની ગોઠવણ કરતા હશે. એટલામાં સાહેબે કાગળમાંથી મોં ઊંચું કરી તેના તરફ ફરી, સમાચાર સંભળાવી દીધા: "અચ્છા; તુમ વિનાયકરાવકુ મિલો. તુમ્હારા હિસાબ કરનેકે લિયે હુકૂમ દિયા ગયા હૈ. અબ તુમ આરામ લીજિયે!"

વજ્રપાત થયો હોય તેમ ભૈયો મૂઢ જેવો સાહેબ સામે ઊભો રહ્યો: પોતાની હદમાં અકસ્માત્ થતાં બચી ગયલો તે વાત તેને યાદ આવી. સાહેબ એટલા માટે પોતાને બરતરફ કરે છે એ છેવટે સમજાયું. તે ગળગળો બની ગયો. "સાહેબ! આજ હવે..."

સાહેબ બદરીનાથ તરફ જોઈ રહ્યો. બદરીનાથ એક ડગલું આગળ વધ્યો: "સાહેબ! હવે ઘરડેઘડપણ શા માટે ભવ બગાડો છો? આજ હવે મને કોણ સંઘરે?"

"ડોસા, દીકરો છે ને?"

"જી ના, પ્લેગ..." બદરીનાથ વધારે બોલી શક્યો નહિ. મારું ઝુંપડું ને ઝાડવાં એ જ છોકરાં છે. હવે બેચાર છેલ્લાં વર્ષ ત્યાં ગાળવા દો."

"એ ફૂલિશ સેન્ટિમેન્ટલિસ્ટ! (મૂર્ખ રોતલ!)" સાહેબે ડોસાના શબ્દોને માનસશાસ્ત્રમાં જોખી જોયા.

"ઠીકઠીક, એ વિશે વિચાર કરશું; જોશું. હમણાં જાઓ."

પણ ભૈયો બદરીનાથ તો વિનાયકરાવને મળ્યા વિનાજ ધીમે પગલે પોતાને ઝુંપડે ગયો. જે જમીન સાથે પચીસ વર્ષ બાળકની જેમ તે રમ્યો હતો તે જમીનને હવે થોડા દિવસ માટે છોડતાં, એનું વૃદ્ધ હૃદય ધ્રૂજતું હતું.

બીજે દિવસે વિનાયકરાવ ફરવા ગયો. બદરીનાથની નોકરીનો એ છેલ્લો દિવસ હતો. ભૈયો એટલા પર જ વિનાયકરાવની રાહ જોતો હતો.

"કાં? કાંહીં હોઈલ કા?" એણે વિનાયકરાવને આતુરતાથી પૂછ્યું.

"નાહિ, તુમાલા જાવેં લાગેલ. દુસરા મનુષ્યાંચી નેમણુક ઝાલી."

બદરીનાથ ગળગળો થઈ ગયો, પણ હિંમતમાં આવીને બોલ્યો: "કાલે સવારે?"

"હાં."

અને વિનાયકરાવ તુરત જ ભૈયાના પગમાં પડયો!

"અરે, અરે! રાવસાહેબ! આ શું?"

"ભૈયાદાદા અહીંથી પરભાર્યા કાલે મારે ઘેર આવજો. મને તમારા છોકરા જેવો માની ત્યાં રહેજો."

" અરે રાવસાહેબ ! " ભૈયો ફિક્કું હસ્યોઃ "એ તમારી ઉદારતા છે; પણ હું તો આટલામાં જ આ જમીન પાસે રહીશ.

વિનાયકરાવે ધાર્યું કે બીજે દિવસે ભૈયાદાદાને બરાબર સમજાવીશું. બંને ઊઠ્યા ત્યારે ભૈયો આંખમાં આંસુ સહિત વિનાયકરાવને ભેટી પડયો. બિલાડીનાં બેત્રણ બચ્ચાં તો એના વૃદ્ધ શરીર પાસે અટવાતાં જ હતાં.

" રાવસાહેબ ! આ તમને સોંપું છું હો ! " વૃદ્ધ એટલુંજ બોલી શક્યો ને બંને છૂટા પડ્યા.

બીજે દિવસે સવારમાં દિવસ ન ઉગે ત્યાં તો વિનાયકરાવ આવ્યો હતો. પાની પણ બકરી દોહી લેવા હાજર થઈ હતી. વિનાયકરાવ ઓટલા પર બેઠો, કારણ કે ભૈયો હજી બહાર આવ્યો ન હતો. અંતે થાકીને પાનીએ બારણું ખખડાવ્યું. પણ બારણું તો ખુલ્લું જ હતું !

" ભૈયાદાદા ! એ ભૈયાદાદા ! " કણબીની છોકરીનો માયાળુ સ્વર એકાંત સીમમાં સ્પષ્ટ અસર કરતો રણકી રહ્યો.

" ભૈયાદાદા ! ચાલો ચાલો, ટીલડી દોહું છું. "

પણ ભૈયાદાદાએ જવાબ આપ્યો નહિ.

પાની વધારે મોટે સાદે બોલીઃ " અને આ તમારી દીવાળીની લાપસી, દાદા ! "

હવે વિનાયકરાવ ઊઠીને ત્યાં આવ્યો. ઝુંપડામાં અડગ ને અક્કડ વૃદ્ધ ભૈયાદાદા ઓઢીને નિરાંતે ઊંઘતા હતા. એના શરીરને ઘસીને બિલાડીનાં બચ્ચાં ખેલી રહ્યાં હતાં ને બકરીનાં બચ્ચાં છેક એની પથારી પાસે બેસી કરુણ સ્વરથી બેં બેં કરતાં હતાં......

વિનાયકરાવની આંખમાં આંસુ આવ્યાં ને તે અંદર ગયો.

પાની દાદાના શરીરને હલાવી હસતી હતી. અબઘડી ભૈયાદાદા 'ઊભી રહેજે પકડું' કહેતા ઊઠશે એવા વિનોદની આશાથી છોકરી આનંદમાં હસતી હતી. વિનાયકે પાસે જઈ શરીર હલાવ્યું ને મોટેથી બૂમ પાડીઃ "ભૈયાદાદાઃ"

ઝુંપડીમાંથી કોઈ ન કાઢે માટે ભૈયાદાદા અડગ સૂતા રહ્યા!

વિનાયકરાવનો સાદ ફાટી ગયો ને તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. તે પાની તરફ ફરીને બોલ્યોઃ

" પાની! બેટા! ભૈયાદાદા બોલશે નહિ. "

અને માની શકાય કે ન માની શકાય, પણ એ નાની છોકરીએ ભૈયાદાદાના શરીર પાસે જે રુદન કર્યું છે તે હજી જ્યારે સાંભરે છે, ત્યારે મારા જીવનમાં વીજળીના જેવા આચકા વાગે છે. અનંત સમય ને અગાધ આકાશ ભેદી એ સ્વર ફરીફરી અથડાયાં કરશે.

* * *

ભૈયાદાદાની વાડીમાં હવે ક્યારેય એવી સ્વચ્છતા રહેતી નથી. હોલા બેસતા, ચકલીઓ બોલતી ને કોયલ વાડ ને વેલાની અંદર ચાલી જતી એવી સૃષ્ટિ હવે ત્યાં નથી. કામ કરનાર આત્માને બદલે કામ કરનાર શરીર ત્યાં છે. વીસમી સદી કાવ્યમય જીવનને—આદર્શ કામ કરનારને—શું કરે? સંસ્થા વ્યક્તિના ખાનગી ભવ્ય જીવનને શું કરે? યંત્રવાદ નિયમિત જડત્વને બદલે રસમય ચૈતન્યને શું કરે? આ યંત્રવાદમાં એક વખત જગત પણ યંત્ર જેવું જ બની રહેશે.

# રમણભાઈ

## ન્યાયમન્દિરે ભદ્રંભદ્ર

મુદતો પૂરી થઈ અને નાતમાં ચાલેલો ઝગડો માજિસ્ટ્રેટની કોર્ટમાં આવ્યો. કોર્ટમાં જુદે જ પ્રકારે અને જુદાં જ શસ્ત્રોથી લડવાનું છે એ વાત અમારા વકીલે અમારા મનમાં સારી પેઠે ઠસાવી હતી; અને તેથી, બાહુબળ વાપરવાની કંઈ પણ તૈયારી કર્યા વિના, ભદ્રંભદ્ર અને હું કામ ચલાવવાને દિવસે સવારે વકીલના ગુમાસ્તા જોડે કોર્ટમાં ગયા.

કોર્ટના મેદાનમાં બેઠેલા અને ફરતા અનેક માણસો તરફ ભદ્રંભદ્ર સત્કારની આશાએ ગયા; પણ સઘળા, માલ જપ્ત્યાની, પુરાવો થયાની, જમાદાર આવ્યાની, સાહેદી ફરી ગયાની, એવી અનેક વાતોમાં એવા પડ્યા હતા કે ભદ્રંભદ્રને ઓળખી તેમને સન્માન આપવાનું કોઈને સૂઝયું નહિ. ગુમાસ્તો કોર્ટમાં કેદીને ઊભા રહેવાનું પાંજરું અમને બતાવવાને આતુર હતો. પણ, એ સ્થાનથી પરિચિત થવાની અમારે જરા પણ ઉતાવળ નહોતી, તેથી ગુમાસ્તાને બીજે કામે જવા દઈ અમે વિશ્રામ માટે એક ઝાડ તળે બેઠા.

થોડે દૂર એક માણસ કાને કલમ ખોસી અને હાથમાં કોરા કાગળો રાખી, દસપંદર કોળીઓ અને કોળણોના ટોળા વચ્ચે બેઠો હતો. હાથમાંના કાગળો હલાવતો હલાવતો તે તેમને કંઈ બોધ કરતો હતો. અને,

ઘડી ઘડી કાનેથી કલમ કાઢી લખવા માંડવાનો ડોળ કરતો હતો. એવે સમયે તેના શ્રોતૃમંડળમાંથી પુરુષવર્ગ તેનો હાથ પકડી રાખતો હતો અને સ્ત્રીવર્ગ લાંબા હાથ કરી તે કલમ પાછી કાને મૂકે ત્યાંસુધી ઘાંટા પાડતો હતો. આમ લખવાનો આરંભ કરવાની અનેક વાર ધમકી આપ્યા છતાં કાગળ પર એક પણ અક્ષર પડેલો જણાતો નહોતો; અને તોપણ તેના શ્રોતાઓના તેના તરફના પૂજ્યભાવમાં કે ચમત્કારી લખાણના ભયમાં કંઈ ઘટાડો થતો જણાતો ન હતો. આ બનાવનું કેટલીક વાર સુધી બહુ બારીકીથી નિરીક્ષણ કર્યા પછી ભદ્રંભદ્ર કહે:

" મને શક જાય છે કે આ માણસ સુધારાવાળો છે, અને આર્યપક્ષને ફેરવી નાખવાનો પ્રયત્ન કરે છે. મારાથી આ વિપત્તિનું દર્શન સહન થઈ શકતું નથી. ગમે તેમ કરીને પણ એ અનર્થ અટકાવવો જોઈએ. આર્યધર્મનું રક્ષણ કરવાને વિષ્ણુ ભૂંડ થયા હતા, કૃષ્ણ સારથિ થયા હતા, મરુત્સુત વાનર થયા હતા, તો એવા અથવા બીજા કોઈ પણ ઉપાય લેતાં આપણને શી અડચણ છે? ચાલ સજ્જ થા. આ અધર્મીનો પરાજય કરીએ. તું ગાંડા હોવાનો ઢોંગ કરી એના પર તૂટી પડ; અને હું તને નિયમમાં રાખવાને બહાને ત્યાં આવી તમારા બન્ને ઉપર સખત પ્રહાર કરીશ અને આખા મંડળને વિખેરી નાખીશ."

પ્રહાર વિશેની અરુચિ મનમાં દાબી રાખી મેં કહ્યું:

" ઉપાય તો અત્યુત્તમ છે, પરંતુ તે માણસ સુધારાવાળો છે અને આર્યધર્મ વિરુદ્ધ ઉપદેશ કરે છે એની તો પ્રથમ ખાતરી કરવી જોઈએ."

પોતાની યોજનાને અમલમાં આણતાં વિલંબ થતો જોઈ અધીરા થઈ જઈ ભદ્રંભદ્ર બોલ્યા:

"સુધારાવાળા પ્રમાણ અને પુરાવો માગે છે; આર્યોને શબ્દપ્રમાણ જ બસ છે. મારા શબ્દથી એ માણસ સુધારાવાળો છે એમ સિદ્ધ થયા પછી પ્રમાણની મારે અપેક્ષા રહેતી નથી, તો તારે તો ક્યાંથી જ રહે?'

છતી અક્કલે ગાંડા થવાનો વખત મારે, પાસે આવ્યો હતો; પણ મારે સુભાગ્યે તે માણસ જ અમારો ઉદ્વેગ જોઈ અમારી પાસે આવ્યો અને પૂછ્યું:

" તમે કયા કામમાં છો ? અરજી લખાવવી છે ? "

તેનો સ્પર્શ ન થાય માટે લુગડાં ઊંચાં રાખી ભદ્રંભદ્ર તિરસ્કારભરી દૃષ્ટિ કરી બોલ્યા:

" અમે સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયના કામમાં છીએ. અરજીઓ અમે લખાવતા નથી, કેમકે અમારી વાચાળશક્તિ ઓછી નથી. અમારી વાચાળશક્તિના સામર્થ્યથી પર્વતો પણ કંપે છે તો સુધારાવાળાને કંપાવવાનો પ્રયત્ન જ શું કામ કરવો પડે ? "

અરજી લખનાર વાક્ય પૂરું થતા સુધી ભદ્રંભદ્રના સામું જોઈ રહ્યો અને પછી એકદમ ચાલ્યો ગયો. વિજયથી હર્ષિત મુખાકૃતિ કરી ભદ્રંભદ્રે મને કહ્યું:

" બ્રહ્મતેજ તે આનું નામ કે શત્રુના પરાભવની કલ્પના કરતાં જ વિના પ્રયાસે તેનો પરાભવ થઈ ગયો. સુધારાવાળા શા માટે મિથ્યા પ્રયત્ન કરતા હશે ? તેમને આવી આત્મિક શક્તિનો અનુભવ નથી તેથી જ તેઓ યોગસિદ્ધિને વહેમ કહી નિંદે છે–"

એટલામાં 'સમરીવાળા ચાલો.' એવી બૂમ પડી; અને કેટલાક લોકો બૂમ પાડનારને ખોળતા દોડવા લાગ્યા. અમને ઊભા થયલા જોઈ એક માણસે જતાં પૂછ્યું:

" તમે સમરીવાળા છો ? "

ભદ્રંભદ્રે ઉત્તર દીધો: " અમે સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયવાળા છીએ. સમળી અપવિત્ર પક્ષી છે અને તેનો અમે સ્પર્શ કરતા નથી તથા તેને પાળતા પણ નથી."

' હા ' કે ' ના ' ને બદલે અપાયલો આટલો લાંબો ઉત્તર પૂરો સાંભળવા તે માણસ ઊભો પણ રહ્યો નહિ, અને એવી ઝડપથી ચાલ્યો ગયો કે તે પોતે ' સમરીવાળો ' હોય તો ક્યાં ગયો તે જોવાનું પણ બની શક્યું નહિ.

થોડી વારે એકાએક ભારે અકસ્માત્ થઈ ગયો હોય એવો ખળભળાટ થયો; અને ' સાહેબ આવ્યા, સાહેબ આવ્યા.' એવી વાત ચાલી રહી. ઠેકાણે

ઠેકાણે લાંબા થઈ સૂતેલા પોલિસના સિપાઈઓ ઓસીકે મૂકેલી પોટલીમાંથી ડગલા કાઢી, ખંખેરી પહેરી ટટાર થવા લાગ્યા અને કમ્મરેથી સિપાઈગીરી છટકી જતી હોય તેમ ખેંચીખેંચીને પટા બાંધવા લાગ્યા. ગુમાસ્તો ભાવિ પેઠે આવીને અમારી મરજી પૂછ્યા વિના અમને કોર્ટમાં લઈ ગયો.

કોર્ટમાં પેસતાં સામે ખુરસી પર બેઠેલા મોટી મૂછોવાળા અને કદાવર શરીરવાળા એક વકીલને 'સાહેબ' ધારી અમે સલામ કરી. તે પછી તેનાથી થોડે આઘે બેઠેલા લાંબા ઝભ્ભાવાળા બારિસ્ટરને 'સાહેબ' ધારી સલામ કરી. તે પછી ઊંચી બેઠક પર ગાદીતકીએ બેઠેલા અને લખવામાં મશગુલ થઈ ગયલા શિરસ્તેદારને 'સાહેબ' ધારી સલામ કરી. અને તે પછી ગુમાસ્તાના કહેવાથી એ લોકો કોણ છે તે ખબર પડી અને જાણ્યું કે 'સાહેબ' તો હજી કોર્ટના ઓરડામાં આવ્યા જ નથી.

આર્યમંદિરોમાં પ્રથમ દેવ પ્રકટ થાય અને પછી દર્શન કરનાર આવે; પણ, અહીં ક્રમ ઊલટો છે તેથી સિદ્ધ થાય છે કે આ સુધારાવાળાઓનું સ્થાન છે, એમ ભદ્રંભદ્રે સમજાવ્યું; પણ ગુમાસ્તો આર્યધર્મ માટે ઉત્સુક ન હોવાથી તેણે લક્ષ આપ્યું નહિ.

અમને જામીન ઉપર છોડ્યા તે માજિસ્ટ્રેટ સાહેબ બદલાઈ ગયા હતા. તેથી નવા 'સાહેબ'ની મુખાકૃતિમાં ભરેલા ભેદ જોવાની અમને વિશેષ આતુરતા હતી; અને ભદ્રંભદ્રને આશા હતી કે પ્રથમ દર્શને જ તેમનું બ્રહ્મતેજ ઊડીને માજિસ્ટ્રેટના નયનમાં ચોંટશે. જીભ વશ રાખવાની વકીલ તેમને ઘડીઘડી સલાહ આપતા હતા તેથી કંઈક ખોટું લાગવાથી ભદ્રંભદ્રે કહ્યું:

"આપનો ધંધો વાચાળતાનો છતાં આપ વાચાળતાની વિરુદ્ધ છો, એથી બ્રાહ્મણ ભોજનવિરુદ્ધ હોય એવું આશ્ચર્ય થાય છે. આ સમય વિવાદનો નથી પરંતુ એટલું તો કહેવું જોઈએ કે મારી શક્તિ વિશે આપને કોઈએ પૂરેપૂરી માહિતી આપેલી જણાતી નથી."

એવામાં એકાએક કોર્ટમાં તમામ માણસો ઊભા થઈ ગયા અને એક જ દિશામાં સલામ કરવા લાગ્યા. 'સાહેબ' ખરેખરા આવી પહોંચ્યા હતા; અને પાઘડી સાથે માથું હલાવી તેઓ સલામ કરનાર તમામ વર્ગને ઉપકૃત કરતા હતા. ભદ્રંભદ્ર ઉપર તો તેમની નજર પડી નહિ,

પણ, તે ખુરસી પર જઈ બેઠા તે પહેલાં ભદ્રંભદ્રે તેમનાં મોજાં, બૂટ, ધોતિયાંની કોર, પાઘડીનો તોરો એ સર્વનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી લીધું અને પોતાની પાસેની નોટબુક કાઢી તેમાં એ વિશે નોંધ કરી લીધી, અને પછી લખ્યું કે "હિંદુ–સાહેબ, આર્યોને 'સાહેબ' એ નામ છાજે ? 'મહારાજ' કહેવડાવે તો શું ખોટું ? પણ, સનાતન આર્યધર્મના સદોદિત યશ:પૂર્ણ વિજયની એટલી દાઝ કોને છે ?"

અમારા કામ પહેલાં બીજા કામ નીકળવાનાં હતાં, તેમાંથી પહેલું કયું લેવું અને શું કર્યાથી બીજાઓને નકામો વિલંબ ન થાય એ વિશે પોણા કલાક સુધી માજિસ્ટ્રેટ અને વકીલો વચ્ચે તકરાર થયા પછી ઇન્સાફની શરુઆત થઈ.

પહેલું કામ નીકળ્યું, તે જમનાપુરી ઉર્ફે લછમીચંદ ઉર્ફે શિવપ્રસાદ ઉર્ફે ગંગુમલ ઉર્ફે પ્રીતમસિંહ ઉર્ફે બંસીધર ઉર્ફે હરદયાલ નામના કંઈ ભાગે બાવા, કંઈ ભાગે પુરબીઆ કંઈ ભાગે તાલીમબાજ, અને ઘણે ભાગે ઉઠાઉગીર જણાતા અને હૃષ્ટપુષ્ટ તથા આનંદી છતાં દીનતાનો ખોટો ઢોંગ કરી ઊભેલા શખ્સ ઉપર ગાંજાની ચોરી કર્યાના તહોમતનું હતું.

સાહેદીઓ લેવાઈ રહ્યા પછી એ બહુનામી ગૃહસ્થે કહ્યું: "હુઝૂર, હમારે પેં જુલ્મ હોતા હૈ. બનિયેકી દુકાનમેંસે પેસે છોડકે હમ ગાંજા કાહેકુ ચોર જાતે ? ઔર ગાંજા ચિલમમેં ડાલકે પી જાનેકી કુછ મુશ્કેલી હૈ કિ હમ પગડીમેં રખ છોડતા ? સીરાઈમેંસે હમારા સબ અસબાબ પોલિસવાલે લે ગયે, હમારી સંદુક જલા દી, ઉસકા હમારા ફરિયાદ કોન સુનેગા ? મેરા આજકા ભથ્થા ભી ગવાહી દે ગયા વો સિપાહી ખા ગયા, ઔર મૈં કલકા ભૂખા હું—"

માજિસ્ટ્રેટ સાહેબે ફેંસલો કહી સંભળાવ્યો કે "આ કામમાં તહોમતદાર જાતે બાવો છે એમ પુરાવાથી સાબિત થયું છે. હવે બાવાઓનું કામ ગાંજો ફૂંકવાનું છે એમાં શક નથી અને તેમ કર્યું હોય તેમાં ગુનો નથી. પરંતુ આ તહોમતદાર ગાંજો પી ગયો એવો કામમાં પુરાવો નથી તેમ તે બચાવમાં પણ કહેતો નથી. માટે હું તેને ઓગણત્રીસ દિવસ સખત કેદની સજા કરું છું."

બીજું કામ, બે વાણિયાઓ વચ્ચે મારામારી થયાનું હતું. તે શરુ કરતાં માજિસ્ટ્રેટ સાહેબે કહ્યું: "કજિયો થતાં વાણિયાએ ગાળાગાળીને બદલે મારામારી કરી, એવો રિવાજ આ કામમાં બીજો પુરાવો લેતાં પહેલાં સાબિત કરવાની જરૂર છે. રિવાજનો પુરાવો હાજર નથી માટે કામ પંદર દિવસ સુધી મુલતવી."

ત્રીજું કામ, ગૃહપ્રવેશના અપરાધનું હતું. તેમાં બન્ને તરફના વકીલોએ જાહેર કર્યું કે 'પ્રવેશ ઘરમાં થયો કે ઘર બહાર થયો એ વિશે શક છે માટે રાજીનામું આપીએ છીએ,' તેથી તે કામ કાઢી નાખ્યું.

ચોથું કામ નીકળતા પહેલાં કોર્ટનો પંખો ખેંચનાર સિપાઈ ઊંઘી ગયલો માલૂમ પડયો તેથી તેને જગાડી તેનો જવાબ લખી લેવામાં આવ્યો. તે ઊંઘી ગયા બાબત, પંખો અટકી ગયા બાબત, અને કોર્ટને 'કાયદા વિરુદ્ધ' ગરમી લાગ્યા બાબત, વકીલોની સાહેદી લખી લેવામાં આવી; અને સિપાઈ ધ્રૂજી ગયો ત્યાંસુધી તેને "શામાટે 'કાયદાવિરુદ્ધ' ઊંઘી ગયો ?" એ પ્રશ્ન ફરી ફરી પૂછવામાં આવ્યો. એ પ્રશ્નનો તે ઉત્તર દઈ શકયો જ નહિ. પણ આખરે તેની પોતાની અને એકઠા થયલા બીજા અનેક જનોની 'ગરીબપરવર' ને થયલી આજીજી પરથી, માફી બક્ષવામાં આવી; અને 'આયંદે હોશિયાર રહેવાની તાકીદ' આપવામાં આવી.

કેટલાંક કામ ચાલ્યા પછી, અમારા વકીલને ખબર આપવામાં આવી કે કોર્ટ નાસ્તા માટે ઊઠશે પછી તમારું કામ લેવામાં આવશે. માજિસ્ટ્રેટનો નિરંકુશ અધિકાર જોઈ અમારા ભવિષ્ય સંબંધે ઉદ્વેગ થતો હતો તેમાં આ નાસ્તાની ખબર જાણી કંઈક સંતોષ થયો. પણ બહાર જઈ ગુમાસ્તાને પૂછતાં જણાયું કે "આખી કોર્ટને નાસ્તો કરાવવામાં આવતો નથી. પણ માજિસ્ટ્રેટ જાતે નાસ્તો કરે તે કોર્ટ નાસ્તો કરે એમ કહેવાય એવું કાયદામાં છે." નિરાશાથી ક્રુદ્ધ થઈ ભદ્રંભદ્ર બોલ્યા :

"એવો કાયદો કેવળ અનુચિત છે; અને તેથી અભેદભાવના સિદ્ધ થાય છે એમ માનવામાં આવતું હોય તો તે ભ્રાન્તિ છે. કેમકે અદ્વૈતવાદી આર્યપક્ષને ભોજનવ્યવહારમાં ભેદભાવના માન્ય છે. એ વિષયમાં અભેદ

માનવો એ સુધારો છે અને તે માટે અગ્રાહ્ય છે. વળી મારા સરખા, પ્રાચીનતા માત્રથી બનેલા ધર્મસ્તંભને ભોજનના, ધનના કે બીજા કંઈ પણ લાભમાંથી દૂર કરવાના કાયદા કરવા એ પ્રાચીનતા પર માનબુદ્ધિનો અભાવ દર્શાવે છે; અને તે અપમાનબુદ્ધિના ભાવ કરતાં પણ વધારે ઉત્પાતસૂચક ચિહ્ન છે, કેમકે સુધારાવાળા તેમને અનુત્પાતસૂચક ગણે છે."

આખરે, અમારા પરના આરોપની તપાસ શરુ થઈ; અને અમને, અમારા મિત્રોને, તથા અમારા શત્રુઓને સાથે પાંજરામાં ઊભા રાખ્યા. પહેલો સાક્ષી સામી તરફનો હતો. તે સોમેશ્વર પંડ્યાનો ભાઈ હતો. એ પક્ષવાળા એમ સમજતા હતા કે નાતમાં મારામારી થયલી સાબિત કરવા કરતાં, વંદાનો વધ સાબિત કરવાથી ભદ્રંભદ્રના પક્ષને વધારે નુકસાન છે. વંદાનો વધ સાબિત થયાથી, વધ કરનારની ગેરઆબરૂ અને તેના પક્ષને નાત તરફથી હાનિ હતી. મારામારી સાબિત થતાં, બન્ને પક્ષને શિક્ષા થવાની ભીતિ હતી. તેથી, વંદો મરી ગયો છે એ મોટી વાત જ આ સાક્ષીના ધ્યાનમાં હતી. ઘણાં કામને લીધે આ મુકરદમાની હકીકત માજિસ્ટ્રેટ સાહેબના લક્ષમાંથી ખસી ગઈ હતી. સાક્ષીને તેમણે પહેલો સવાલ એમ પૂછ્યો કે:

"મરનારને તમે ઓળખતા હતા?"

"ઘણી સારી પેઠે. એ અમારી પાડોશમાં જ રહેતો!"

"તે શાથી મરી ગયો?"

"મગને મારી નાખ્યો. બિલાડીની વાત તદ્દન જૂઠી છે!"

"બિલાડીની વળી શી વાત? મન ઠેકાણે રાખીને બોલો."

"સાહેબ, એ વંદાને બિલાડીએ મારી નાખ્યો એમ એ લોક કહે છે, તે બનાવટની વાત છે. મગને માર્યો તે વખતે હું અને મારા ભાઈ સોમેશ્વર બંને ત્યાં હતા. સોમેશ્વર તો એને અડકયો યે નથી."

માજિસ્ટ્રેટ સાહેબ રોફબંધ ગુસ્સો કરીને શિરસ્તેદાર તરફ વળ્યા, અને બોલ્યા: "મરનાર શખસનું નામ વંદો છે તે તેં મને કહ્યું કેમ નહિ? પોલિસતજવીજના કાગળોમાં જુઓ કે ખૂન સંબંધે બિલાડી બાબત શી હકીકત છે." ગભરાયલો શિરસ્તેદાર ઉત્તર દેવાનાં ફાંફાં મારતો હતો

એટલામાં માજિસ્ટ્રેટને બીજો સવાલ પૂછવાનું સૂઝી આવ્યું: "મરનારના બાપનું નામ શું?"

"બાપનું નામ? નામ તો શું હોય?—જાણ્યામાં નથી."

"તેની ઉમ્મર કેટલી હતી?"

"ઉમ્મર તો સાહેબ એ લોકની શી રીતે કહેવાય? પણ હશે, પુખ્ત ઉમ્મરનો હશે, બચ્ચું નહોતું."

"જાતે કોણ હતો?"

"જાતે વંદો હતો."

માજિસ્ટ્રેટ સાહેબે ગુસ્સે થઈ જોરથી પગ ઠોક્યો અને બોલ્યા: "આ સાક્ષી કેવો બેવકૂફ છે! જુબાનીમાં કેટલી છેકાછેકી કરાવે છે! તું જાણે છે કે જૂઠી સાહેદી આપીશ તો કેદમાં જવું પડશે? હવે સાચેસાચું બરાબર કહે. મરનારનું નામ વંદો હતું? કે તે જાતે વંદો હતો? કે તે નામે પણ વંદો હતો અને જાતે પણ વંદો હતો?"

ગુંચવાડો વધતો અટકાવવાને અમારા વકીલ ઊઠીને બોલ્યા: "નામદાર, સાહેબ—"

"બેસી જાઓ. ઉલટતપાસ કરવાનો તમારો વારો આવશે."

"પણ ખુદાવિંદ, ખુલાસો કરવાની જરૂર છે."

"ભાષણ કરવા ઊઠો ત્યારે જોઈએ તેટલો ખુલાસો કરજો. હાલ જુબાની લેવામાં ગરબડ ન કરો."

સાક્ષીએ પણ ખુલાસો ન કર્યો. ધમકીથી તે બીધો હતો; અને એટલું જ બોલ્યો કે "જાતે વંદો, નામે નહિ."

માજિસ્ટ્રેટ સાહેબનો કોપ વધ્યો અને તે સાથે તેમનો ઘાંટો પણ વધ્યો. સાક્ષી એકાએક બહેરો થઈ ગયો હોય તેમ, હાથપગ પછાડી બહુ મોટે અવાજે તેમણે તેને પૂછ્યું: "ત્યારે એનું નામ શું? અને વંદો એ કઈ જાત છે?"

ગભરાયલો સાક્ષી અટકીને ઊભો. તેને બચાવવા ફરિયાદી તરફના વકીલ ઊઠ્યા અને શાંત ચહેરે બોલ્યા: "નામદાર કોર્ટની તો નહિ પણ કોઈની ગેરસમજ થયલી જણાય છે. વંદો તો એક જાતનું જીવડું છે."

ગોળી ગળ્યા પછી તે કડવી માલૂમ પડ્યાની વાત મુખાકૃતિ પરથી જણાઈ ન આવે, એવો પ્રયત્ન કરતા હોય તેવી સ્થિતિમાં માજિસ્ટ્રેટ આવી ગયા; અને એટલું જ બોલ્યા: "ત્યારે તેની બાબત પુરાવો શા માટે આપો છો ?"

"વંદો માર્યાની હકીકત આ કામમાં ઘણી મુદ્દાની છે."

લાગ જોઈને અમારા વકીલ સંભાષણમાં દાખલ થઈ ગયા અને બોલી ઊઠ્યા: "પુરાવાના કાયદાની કઈ કલમ પ્રમાણે વંદો માર્યાની હકીકત મહાવ્યથાના કામમાં પુરાવામાં લઈ શકાય, તે મારા વિદ્વાન મિત્ર બતાવશે ?"

માજિસ્ટ્રેટને કામની હકીકત કહી સંભળાવી અને 'વંદો માર્યો છે કે નહિ અને માર્યો તો કોણે માર્યો' એ મુદ્દા વિશે કામમાં પુરાવો લેવો કે નહિ એ વિશે બન્ને વકીલોએ જુસ્સાભેર તકરાર કરી. બધું સાંભળી, અને ઘણી ચોપડીઓ ઉઘાડી અને પછી બંધ કરીને કોર્ટે છેવટે ઠરાવ્યું કે એ વિશે પુરાવો લેવો. તે ઉપરથી, મગને વંદાને કેવી રીતે માર્યો તે વિશે, એક પછી એક સાક્ષીઓ આવી જુબાની આપવા લાગ્યા.

સાક્ષીઓ ક્યાં ઊભા હતા, દીવાનો પ્રકાશ ક્યાં પડતો હતો, મગનના ડાબા હાથમાં શું હતું, જમણા હાથમાં શું હતું, માથે શું હતું, પગે શું હતું, સાક્ષીઓ એકબીજાને કેવી રીતે જોઈ શકતા હતા અને એકબીજાના કાનમાં શું કહેતા હતા: એ બધી વિગતથી પોતાનું સત્યવાદિત્વ સાબિત કરી, વંદો કેવો કૂદતો હતો, મગન કેવો પકડવા દોડતો હતો, આખરે કેવો વંદાને પકડ્યો, ઈંટ લઈને તેને કેવો છૂંદ્યો, કેવી તેની પાંખો ખરી ગઈ, પેટ દબાઈ ગયું, કેવાં તરફડિયાં મારતો મૂછો હલાવવા લાગ્યો અને અંતે કેવો શ્વાસોચ્છ્વાસ લેતો બંધ થઈ ગયો—એ વર્ણન સાક્ષીઓએ કર્યું.

કોર્ટમાં ભરાયલા મનુષ્યો 'શિવ શિવ' કરવા લાગ્યા; અને ખૂનની હકીકત સાંભળવાની જિજ્ઞાસા તૃપ્ત કરવા કોર્ટમાં નિત્ય આવનારા માણસો, એ ત્રાસદાયક વૃત્તાંત સાંભળી ખિન્ન થઈ બહાર ચાલ્યા ગયા.

કાટલું વધારે ને વધારે નમતું જતું હતું, અને અમારો પક્ષ મહાદુષ્ટ અને ઘાતકી છે એવી માજિસ્ટ્રેટના મન પર બળવાન અસર થતી હતી;

તેથી ભદ્રંભદ્ર આકુળવ્યાકુળ થઈ ગયા. તેનાથી શાંત રહેવાયું નહિ અને એકદમ પુકારી ઊઠ્યા: "મારી એકા વિનતિ છે તે શ્રૂયતામ્."

વિઘ્નથી માજિસ્ટ્રેટ અસંતુષ્ટ થયા; પણ કેદીને ગેરઇન્સાફ ન થાય એવી ઇચ્છા દર્શાવતી રહેમભરી નજર કરી બોલ્યા: "શા વિશે?"

"સનાતન આર્ય ધર્મના સદોદિત યશ:પૂર્ણ વિજય વિષે. આર્યનીતિરીતિગીતિધીતિપ્રીતિભીતિ એવી અનુપમા છે, એવી ઉત્કૃષ્ટા છે, એવી વેદોક્તા છે કે હિંસાનો તેમાં અવકાશ નથી. સુધારાવાળા કહે છે કે વેદમાં હિંસા લખી છે. પણ વેદાનુયાયીઓ હિંસા નથી કરતા તેથી સિદ્ધ થાય છે કે હિંસા વેદવિહિતા નથી."

ખીજવાઈ જઈને માજિસ્ટ્રેટે કહ્યું: "એ તકરાર અહીં કરવાની નથી."

"ત્યારે શું આર્યધર્મને લાંછન લાગવા દેશો? સુધારાવાળાને જય પામવા દેશો? 'આર્ય' નામને કલંકિત કરવા માટે સુધારાવાળાઓએ જ બિલાડીને ઉશ્કેરી, વંદાનો વધ કરાવ્યો છે. મગનથી વધ થાય એ સંભવિત જ નથી."

"તેનો પુરાવો છે?"

"વેદ, શ્રુતિ, સ્મૃતિ. એથી વધારે બીજો શો પુરાવો હોઈ શકે?"

પુરાવો નથી એવી કબૂલાત થતી અટકાવવા અમારા વકીલ બોલ્યા: "જાતમાહિતીવાળા સાહેદીઓની મુખજુબાનીનો પુરાવો જોઈએ તેટલો છે."

ભદ્રંભદ્રથી આ સહન થઈ શક્યું નહિ. વકીલ તરફ અપ્રસન્ન દૃષ્ટિ કરી તે બોલ્યા: "કેવું અનાર્યત્વ! શાસ્ત્રો કરતાં શું કલિકાલનાં મનુષ્યોનું પ્રમાણ બલવત્તર? શાસ્ત્ર સમજવાની કલિકાલનાં મનુષ્યોની અશક્તિને લીધે શાસ્ત્રોના અર્થને નહિ પણ શબ્દને પ્રમાણ કહ્યા છે તેનો શું વિપર્યય કરવો છે? સુધારાવાળા કાયદાની સહાય માગે છે તેથી શાસ્ત્રોને સ્થાને મનુષ્યો પ્રમાણ ગણાશે, એ શું આમ સિદ્ધ થતું નથી?

આર્યત્વની આવીઆવી ખૂબીઓ ન સમજનારા માજિસ્ટ્રેટે ભદ્રંભદ્રને વધારે બોલવા દીધા નહિ અને કામ આગળ ચાલ્યું.

વંદાના વધ વિશે પુરાવો અપાઈ રહ્યા પછી, મારામારી વિશે પુરાવો શરૂ થયો. મારામારી વખતે જેટલી ગરબડ થઈ રહી હતી તેટલી જ

ગરબડ તેનું વર્ણન આપતી વખતે થઈ રહી. અને તે ઘટિત હતું; કેમકે મૂળ હકીકતમાં જે બન્યું હોય તે બધાનો આબેહૂબ ચિતાર તેના નાટકમાં આવવો જ જોઈએ. સાક્ષીઓ અને વકીલો વચ્ચે, સાક્ષીઓ અને કેદીઓ વચ્ચે, કેદીઓ અને માજિસ્ટ્રેટ વચ્ચે, કેદીઓ અને વકીલો વચ્ચે, માજિસ્ટ્રેટ અને વકીલો વચ્ચે, માજિસ્ટ્રેટ અને સાક્ષીઓ વચ્ચે જે વાગ્દંડની ઝપાઝપી, ખેંચાખેંચી અને મારામારી ચાલી રહી તે બધાનું યથાર્થ વર્ણન આપવું અશક્ય છે.

વકીલોના સવાલ સાક્ષીઓને નાપસંદ પડતા હતા. સાક્ષીઓના જવાબ વકીલોને નાપસંદ પડતા હતા. તે સવાલ અને જવાબ બન્ને, માજિસ્ટ્રેટને નાપસંદ પડતા હતા. કેદીઓ નવા પૂછવાના સવાલ પોતાના વકીલોને કહી સંભળાવતા હતા, અને, ખરું કહેવાની સાક્ષીઓને શિખામણ દેતા હતા તથા તે ખોટું બોલે ત્યારે સોગન દેતા હતા, અને સાક્ષીઓની ચાલ વિશે પોતાના અભિપ્રાય માજિસ્ટ્રેટને કહી સંભળાવતા હતા. વકીલો પોતાના અસીલને રોકવાનો પ્રયત્ન કરતા હતા, અને વકીલોને તેમના ગુમાસ્તા રોકતા હતા. વકીલો માજિસ્ટ્રેટ સાથે કે સાક્ષી સાથે જુસ્સાબંધ તકરાર કરતા હોય ત્યારે ગુમાસ્તા વચમાં ઊભા થઈ વકીલના કાનમાં કહેવા માંડી તેમને ગુંચવી દેતા હતા; અને તે અવસરે કેદીઓના મિત્રો અને સલાહકારો, ગુમાસ્તા અને વકીલના હાથ પગ કે લુગડાં ખેંચી તેમનો કોપ જુદી દિશામાં ખેંચી લેતા હતા.

માજિસ્ટ્રેટ, શિરસ્તેદાર અને કોર્ટના તમામ નોકરો આ ગરબડાટ અટકાવવા બૂમો પાડતા હતા, ધમકી દેતા હતા, અને વાતો તથા હસાહસી કરતા જોવા આવનારાને બહાર કાઢતા હતા. પરિણામે ગરબડ વધતી જ હતી, ઘટતી નહોતી; અને તે ઘટાડવાની કોઈની અંતઃકરણની ઇચ્છા હોય એમ જણાતું નહોતું. અમારી માફક કેદી થઈ પાંજરામાં ઊભા નહોતા તે બધાને ખરેખરી ગમ્મતનો દિવસ હતો; પણ અમને તો ઊલટો ચિંતામાં વધારો થતો હતો, કેમકે અમારી તરફની કે અમારી વિરુદ્ધની સાબિતી થાય છે તે સમજાતું નહોતું. અમને વધારે દિલગીરી અને વધારે ગુસ્સે

થવાનું કારણ એ હતું કે જે ખરેખરા માર મારનારા હતા તેમાંના ઘણા-ખરા સાક્ષી થઈને આવ્યા હતા અને અમારા જેવા માર ખાનાર મારામારી કરતા હતા એવી સાહેદી આપતા હતા.

આ અન્યાય થતો જોઈ ભદ્રંભદ્રની ધીરજ રહે એ અશક્ય હતું. જે માણસ હાથમાં દંડો લઈ ચારે તરફ પ્રહાર કરતો ફરી વળ્યો હતો અને જેણે ભદ્રંભદ્રને ફરીફરી ઉથલાવી પાડ્યા હતા તે સાક્ષી આપવા આવ્યો; અને, ભદ્રંભદ્રે કેવી રીતે ઘણા માણસોને લાકડીઓ મારી, લાકડીઓ તૂટી ગઈ એટલે બારણાં કાઢીને માર્યાં, બારણાં તૂટી ગયાં એટલે થાંભલા કાઢવા માંડયા, તેનું વર્ણન કરવા લાગ્યો. ભદ્રંભદ્ર ઊછળીને પાંજરામાંથી અડધા બહાર આવીને બોલી ઊઠ્યા:

"કેવું વિપરીતમ્! માર મેં ખાધો અને માર મારવાનો અપરાધી પણ હું? અરે ભ્રષ્ટા થઈ છે બુદ્ધિ જેની એવા! સત્યમ્ બોલ. અંગશક્તૌ હું રાક્ષસસમઃ નથી, મારું બલં વાચાયાં છે, શરીરે નથી. હું સ્તંભો ઉખેડી શકતો હોત તો તું, તારા મિત્રાણિ, અને સુધારાવાળા આજ જીવન્તઃ ક્યાંથી હોત? મારી વાચા એવી સમર્થા છે કે તે વડે સર્વ હણાઈ ચૂક્યા છે, તેમનાં શરીરાણાં ખોખાં જ રહ્યાં છે. પરંતુ મારા પર 'શરીરોપરિ પ્રહારસ્ય આરોપઃ' મૂકવો, એ શું જે પ્રાચીનતા તને ઇષ્ટા છે, જે પ્રાચીનતા મને ઇષ્ટા છે, જે પ્રાચીનતા આર્યોને ઇષ્ટા છે, જે પ્રાચીનતા દેવોને ઇષ્ટા છે, જે પ્રાચીનતા દાનવોને ઇષ્ટા છે, જે પ્રાચીનતા બ્રહ્મર્ષિઓને ઇષ્ટા છે, જે પ્રાચીનતા—

'બસ ચૂપ!' કહી માજિસ્ટ્રેટે બૂમ પાડ્યાથી ભદ્રંભદ્ર અટકી ગયા. ભદ્રંભદ્રનું વાક્ય ક્યારે પૂરું થશે તે ત્રિકાળજ્ઞાન ન હોવાથી માજિસ્ટ્રેટને સમજાયું નહિ; અને અધીરા થઈ જઈ, જગતમાં સુંદરમાં સુંદર થાત એવા વાક્યનો ઉચ્ચાર થતો એમણે અટકાવ્યો. પોતાના વક્તૃત્વમાં વિઘ્ન થયું એટલું જ નહિ, પણ આર્યધર્મની વ્યાખ્યા અપૂર્ણ રહી ગઈ તેથી ભદ્રંભદ્ર ક્રોધાયમાન થયા હોત તો તે નિષ્કારણ કહેવાત નહિ. પણ સમય વિચારી તેમણે ક્રોધને વશ કર્યો; અને મૌન ધારણ કરી કંઈ બન્યું જ ન હોય તેમ આડુંઅવળું જોવા લાગ્યા.

આ સાક્ષીને બીજાઓ પ્રશ્ન પૂછી રહ્યા, પછી અમારા વકીલે તેને પ્રશ્ન પૂછવા માંડ્યાઃ

"લોકોને મારવા સારુ ભદ્રંભદ્રે બારણાં કાઢ્યાં તે વખતે તે ઊભા હતા કે બેઠા હતા ?"

"ઊભો હતો. બેઠાબેઠા તે બારણાં કઢાતાં હશે ?"

"તમારો અભિપ્રાય નથી જોઈતો. બારણાં પાછાં ક્યારે મૂક્યાં ?"

"પોલિસવાળાને આવતો જોયો એટલે મૂકી દીધાં."

"ત્યારે બારણાં તૂટી ગયાં એ વાત ખોટી !"

"ખોટી નહિ. પણ—પણ—તૂટેલાં બારણાં પાછાં મૂક્યાં હશે."

"પોલિસવાળો આવ્યા પછી થાંભલા કાઢવા માંડ્યા ?"

"પહેલાં ને પછી તે કંઈ મેં લખી રાખ્યું છે? થાંભલો કાઢતો હતો એટલું હું તો જાણું. થાંભલો ઝાલીને હલાવતો મેં એને જોયો હતો."

"છાપરું હાલ્યું હતું ?"

"સરત નથી. પણ હશે, હાલ્યું હશે. નળિયાં પડ્યાં હતાં. ઘણા દહાડાની વાત છે તે કંઈ બરાબર યાદ રહે છે ?"

"ત્યારે ભદ્રંભદ્રને પોલિસે પકડ્યા કેમ નહિ ?"

"એ તો નાસી ગયો હશે."

માજિસ્ટ્રેટ બોલી ઊઠ્યાઃ "'હશે' નહિ ચાલે. પોલિસના આવતા પહેલાં તહોમતદાર નાસી ગયો ? કે આવ્યા પછી નાઠો ? કે આવતા જોઈને નાઠો ? તે બરાબર કહે."

"સાહેબ, એ તો યાદ નથી, નાઠો એટલું યાદ છે."

"ત્યારે બારણાં પાછાં મૂકતો અને થાંભલા હલાવતો પોલિસના સિપાઈએ તેને જોયલો કે નહિ ?"

"એ તો પોલિસનો સિપાઈ જાણે."

"તેં પોલિસના સિપાઈને આવતો જોયો, પછી તેં તહોમતદારને ત્યાં જોયો હતો કે નહિ ?"

"જોયો હશે, પણ સરત નથી."

સાક્ષી પાસે સત્ય કહેવડાવવાના બધા પ્રયત્ન વ્યર્થ ગયા. તાપ દેખાડવાથી સત્યવાદી બની જાય એવો તે કાચો નહોતો. બધા સાક્ષી આ પ્રકારના જ હતા. અમારા વિરુદ્ધ જૂઠું બોલાયું, તેટલું જ અમારા લાભમાં પણ જૂઠું બોલાયું. પણ ખરી હકીકત શી બની હતી તે નજરે જોનાર સિવાય બીજા કોઈથી નક્કી થવું અશક્ય હતું. ભદ્રંભદ્રની જુબાની લેવાઈ ત્યારે માજિસ્ટ્રેટને આર્યત્વ વિશે ઘણું જ્ઞાન મળ્યું હશે, પણ કામ સંબંધી બહુ માહિતી તો નહિ જ મળી હોય.

માજિસ્ટ્રેટે પૂછ્યું: "તમારું નામ શું?"

"વિદ્યમાન ભદ્રંભદ્ર."

"તમારું નામ વિદ્યમાન અને તમારા બાપનું નામ ભદ્રંભદ્ર? પણ હું ધારું છું કે તમારું પોતાનું નામ જ ભદ્રંભદ્ર લખાયલું છે. ખરું શું છે?"

"મારું નામ ભદ્રંભદ્ર છે, પણ હું જીવું છું માટે શાસ્ત્રાધારે પોતાને 'વિદ્યમાન' કહું છું."

માજિસ્ટ્રેટ ભદ્રંભદ્ર સામું તાકીને જોઈ રહ્યા. થોડીવાર પછી તેમણે પૂછ્યું: "બાપનું નામ શું?"

"પ્રશ્નસ્ય અનૌચિત્યમ્."

"પરશોતમ?"

અમારા વકીલે ભદ્રંભદ્રને સીધા જવાબ આપવાની શિખામણ દીધી; તેથી તેમણે આખરે બાપનું નામ 'અવિદ્યમાન વિષ્ણુશંકર' લખાવ્યું.

"ધંધો શો કરો છો?"

"સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયનો."

અમારા વકીલે ઊઠીને માજિસ્ટ્રેટને કહ્યું: "મારો અસીલ પોતાના વિરુદ્ધ પડેલા ખોટા પુરાવાથી ઉશ્કેરાયલો છે અને સ્વભાવે પણ જરા ઉગ્ર છે. તેના કહેવાનો અર્થ એ છે કે ધંધો ધર્મ વિશે ભાષણ કરવાનો છે."

"તમારે કંઈ કહેવાનું છે?"

"કહેવાનું અત્યંત છે પણ શ્રોતાઓનો અભાવ છે. પરંતુ પૃચ્છો છો ત્યારે શ્રૂયતામ્. વેદધર્મનું અનાદિત્વં અને અનંતત્વં પ્રતિપાદન કરવાની પરમા આવશ્યકતા પ્રત્યક્ષા થવાથી તદર્થે મેં અનેકાઃ પ્રયાસાઃ આરંભ્યા છે અને સમાપ્યા છે. સુધારવાળા મારાથી ત્રાસ પામ્યા છે. તેમનાં પ્રમાણાનિ નષ્ટાનિ થયાં છે. ઉદાહરણાર્થ, સુધારાવાળા કહેતા હતા કે "વિધવાઓના કેશનું વપનં કરવું એ ક્રૂરતા છે." મેં કહ્યું: "શાસ્ત્રાજ્ઞા છે." નિરાશ થઈ તેમણે કહ્યું: "અર્વાચીન ગ્રંથોની આજ્ઞા છે. પ્રાચીન ગ્રંથોમાં એવું નથી." મેં ઉત્તર દીધોઃ "પ્રાચીન અર્વાચીન એ કાલભેદઃ કલિયુગમાં છે, સત્યયુગમાં કાલક્રમઃ હતો જ નહિ. માટે સર્વ શાસ્ત્રગ્રંથો પ્રાચીનાઃ જ છે." તે પછી સુધારાવાળા નિરુત્તરાઃ થઈ ગયા છે."

કેદીને જે કહેવું હોય તે કહેવા દેવાની કાયદામાં છૂટ છે. પણ માજિસ્ટ્રેટની સહનશક્તિ વધારે ટકી નહિ. ભદ્રંભદ્ર વાક્ય પૂરું કરી રહ્યા એટલે માજિસ્ટ્રેટ બોલી ઊઠ્યાઃ "એ વિશે અહીં કહેવાનું નથી. તમારા પર મૂકેલા આરોપ વિશે જે કહેવું હોય તે કહો."

"આર્યોને આરોપ લાગી શક્તા જ નથી, કેમકે તેમની સર્વા વ્યવસ્થા વેદવિહિતા હોઈ દોષરહિતા છે. આર્યવ્યવસ્થામાં ખામી કાઢનારા સુધારાવાળા પર જ, આરોપ થવો ઘટે છે, અને તેઓ જ શિક્ષાને પાત્ર છે. સુધારાવાળા કહે છે કે આર્યવ્યવસ્થામાં ભોજનવ્યવહાર હોય ત્યાં કન્યાવ્યવહાર નથી માટે એ ખામી સુધારવી જોઈએ. એ મૂર્ખો જાણતા નથી કે વ્યવહાર ઓછો હોય એ જ ઇષ્ટ છે, કેમકે સુખત્યાગમાં મહત્ત્વ છે અને કન્યાઓ ન મળવાથી કુટુંબો નિર્વંશ થઈ નષ્ટ થાય એ સુખત્યાગ છે. બાળલગ્ન, વિધવાવિવાહપ્રતિબંધ, જ્ઞાતિભેદ, એ સર્વ સુખત્યાગના ઊંચા ધોરણ પર રચાયલાં છે. સુખનો ત્યાગ કરી દુઃખી થવું, સંતાનોને દુઃખી કરવાં, ભવિષ્યપ્રજાને દુઃખી રાખવાના ઉપાય દૃઢ કરવા, એમાં જ આર્યવ્યવસ્થાનું રહસ્ય છે તે જડવાદીઓ સમજતા નથી. વળી, અજ્ઞાન સુધારાવાળા જાણતા નથી કે પશુઓમાં સર્વ જાતિઓમાં ભોજનવ્યવહાર છે, પણ કન્યાવ્યવહાર નથી. તેથી સિદ્ધ થાય છે કે ભોજનવ્યવહાર હોય અને કન્યાવ્યવહાર

ન હોય ત્યાં ભોજનવ્યવહાર બંધ કરવો એ જ ઉચિત છે, કન્યાવ્યવહાર બાંધવો એ ઉચિત નથી."

નિરાશ થઈ માજિસ્ટ્રેટે કલમ મૂકી દીધી અને કહ્યું: "તમારા બચાવમાં જે કહેવું હોય તે કહેવાની હું તમને છેલ્લી તક આપું છું."

ભદ્રંભદ્ર બોલ્યા: "શબ્દપ્રમાણ અને વેદનું અનાદિત્વં એ જ મારો બચાવ છે. મારા પર ખંડનમંડનનો નહિ પણ પ્રહારનો આરોપ મૂક્યો છે એ સુધારાવાળાઓનું છલં દર્શાવી આપે છે. પરંતુ શબ્દપ્રમાણં આપનાર સાથે વિગ્રહમાં શબ્દપ્રમાણ જ આપી શકાય છે; વેદનું અનાદિત્વં માનનાર સામે વેદમંત્રનો જ પાઠ થઈ શકે શકે છે; તેને કારાગૃહની કે દ્રવ્યદંડની શિક્ષા થઈ શકતી નથી. બ્રાહ્મણને દ્રવ્યં આપવું ઘટે છે, તેની પાસેથી દ્રવ્યં લેવું એ અપરાધ છે. વળી કારાગૃહમાં બ્રાહ્મણવાણિયાની રસોઈ જુદી થતી નથી એ ધર્મનો વાંધો મોટો છે. તે જ માટે બ્રાહ્મણને શિક્ષા કરવાનો શાસ્ત્રમાં નિષેધઃ છે; સુધારાવાળા આર્યત્વનું એ તત્ત્વં ગ્રહણ કરવાને અસમર્થાઃ છે."

પુરાવો લેવાઈ રહ્યા પછી વિદ્વાન વકીલોનાં ભાષણ સરુ થયાં. ફરિયાદીના વકીલે જોરથી અને જુસ્સાથી ભાષણ કર્યું. તે ઘણું લાંબું હતું; પણ તેનો સાર એ હતો કે, "બધા તહોમતવાળા અત્યંત દુષ્ટ, લુચ્ચા, ઘાતકી અને હરામખોર છે; તેમના સાક્ષીઓ પણ જૂઠા, ભૂખે મરતા, દગલબાજ તથા કાવતરાંખોર છે; અને તેમાંનો એકેએક પહેલાં સજા પામી કેદમાં જઈ આવેલો છે એવો તેમને વિશે શક રહે છે; ફરિયાદી અને તેના સાહેદીઓ પરમ સત્યવાદી, નિર્દોષ, પ્રામાણિક, આબરૂદાર, શ્રીમંત, સાધુ, દેવાંશી પુરુષો છે, જૂઠું બોલવાની તેમને કંઈ લાલચ નથી અને લાલચ થાય તોપણ કોઈ કાળે ડગે એવા નથી; ફરિયાદી પર વિના અપરાધે તહોમતવાળાએ બેહદ જુલમ ગુજાર્યો છે; માટે તહોમતવાળાને ફૂંદી અને કચરી માર્યા સિવાય દુનિયામાં ન્યાય થવાનો બીજો એકે રસ્તો સંભવિત પણ નથી."

અમારું દિલ દુખવનારાં અને અપમાન કરનારાં આવાં ઘણાં વાક્ય વકીલે કહ્યાં; પણ સહુથી વધારે દ્વેષભર્યાં વચન ભદ્રંભદ્ર વિશે કહ્યાં:

"નંબર ૬ નો તહોમતવાળો ગાંડા હોવાનો ઢોંગ લઈ બેઠેલો છે. પણ, સંતાતા ફરવા માટે તેણે ભદ્રંભદ્ર એવું વિચિત્ર નામ ધારણ કરેલું છે, તેથીજ તેની લુચ્ચાઈ બહાર પડી આવે છે. તેની વિરુદ્ધ પડેલો મજબૂત પુરાવો નકામો જાય માટે તેણે આ નામનો પણ ઇનકાર કરી પોતાનું નામ 'વિદ્યમાન' છે એમ કહી નામદાર કોર્ટને છેતરવાનો પ્રયત્ન કર્યો હતો, તેથી પણ તેનું કપટ જણાઈ આવે છે. જેને આવી યુક્તિઓ આવડે છે તેને ગાંડો કોણ કહેશે ? ગુનો નામુક્કર જવાની તે હિંમત ધરી શક્યો નથી, પણ અર્થ વિનાનાં લાંબાંલાંબાં વાક્યો બોલી ગયો છે. એ બધાં વાક્યોની મતલબ એવી છે કે મેં ગાંડપણમાં કાંઈ કૃત્ય કર્યું હોય તેને માટે હું જવાબદાર નથી. પણ કાયદા પ્રમાણે જેવી ગાંડાઈ હોવી જોઈએ તેવી તે બતાવી શક્યો નથી, તેમ સાબિત પણ કરી શક્યો નથી. તેથી તે 'કાયદેસર ગાંડો' કહેવાય નહિ.

"પોતે ગાંડો છે એમ દેખાડવા તુરંગીપણાના ડોળથી તે જે બોલ્યો છે તેમાં પણ તે કબૂલ કરે છે કે મારામાં બળ હોત તો હું મારા દુશ્મનોને મારી નાખત. તેથી ખૂન કરવાનો તેનો ઇરાદો સાબિત થાય છે, એવો ખૂની પણ નાર્કોવત માણસ બીજાઓની મદદ લઈ પોતાના સામાવાળા પર હુમલો કર્યા વિના રહે જ નહિ. 'સદાદત્ત જશપૂરી વિજય' નામના કોઈ માણસનું નામ તે ઘડી ઘડી દઈ ઊઠે છે. તે એનો મિત્ર છે કે શત્રુ છે તે એના બોલવાથી સમજાતું નથી: પણ તે 'સનાતન આર્યધર્મ' નામના કોઈ પંથનો છે એમ જણાય છે. આ માણસ કંઈ મુદ્દાની હકીકત જાણતો હોય એમ લાગે છે, પણ તેને તહોમતવાળાએ સાક્ષીમાં બોલાવ્યો નથી તેથી પણ તેમની બદદાનત તથા કપટ ઉઘાડાં પડે છે. એ 'સદાદત્ત' કન્યાઓ વેચવાનો ધંધો કરે છે અને એ નીચ કામમાં તહોમતવાળો ભદ્રંભદ્ર તેનો સાથી છે, તથા બન્નેને એ સંબંધે ભોજનવ્યવહાર બાબત તકરાર પડેલી છે એવું કંઈ જણાય છે. તેથી, આવાં હલકાં કામ કરી પેટ ભરનાર આ ભદ્રંભદ્ર—

"ધિક્ મૂર્ખ !" એટલું ભદ્રંભદ્રથી બોલાઈ જવાયું. તેમના ચિત્તમાં ઉકળાટ ચાલી રહ્યો હતો. વકીલને બોલતો અટકાવવા અને જરૂર લાગે તો

પાંજરામાંથી બહાર આવી તેના પર પ્રહાર કરવા તે તલપી રહ્યા હતા. તેમનો ઘાંટો સાંભળી વકીલે તેમના તરફ જોયું. તેમની લાલચોળ આંખો જોઈ વકીલ કંઈ ખંચાયા અને માજિસ્ટ્રેટ તરફ જોઈ આજીજી કરી બોલ્યા:

"રક્ષણ માટે નામદાર કોર્ટને હું વિનતી કરું છું. નંબર ૬ નો તહોમતવાળો જુસ્સામાં આવી ગયલો છે અને તે કંઈ કાયદાવિરુદ્ધ કૃત્ય કરશે એવો ભય રહે છે."

ભદ્રંભદ્ર તરફ ક્રોધભરી દૃષ્ટિ કરી તેમને નરમ કરી દેવાના પ્રયત્નમાં માજિસ્ટ્રેટ રોકાયા હતા, તે હવે વકીલ તરફ જોઈ બોલ્યા: "ચલાવો, તમારું ભાષણ અગાડી ચલાવો. તહોમતદારથી ભય રાખવાનું કારણ નથી. તેની મગદૂર નથી કે પીનલ કોડ ભૂલી જઈને કાયદો તોડે."

"પણ સાહેબ! પાંજરામાં ઊભેલો ગુનેગાર કેદી આબરૂદાર ગૃહસ્થને કોર્ટ વચ્ચે 'મૂર્ખ' કહે એ અપમાન નથી?"

"તમે પોતે જ તિરસ્કારના શબ્દો બોલી તેને ઉશ્કેર્યો છે."

"એ તો કોર્ટમાં આવ્યો ત્યારનો અને ત્યાર પહેલાંનો ઉશ્કેરાયલો છે. નહિ ઉશ્કેરાયલો એવો મેં તેને કોઈ દિવસ જોયો જ નથી. કોણ જાણે કંઈ પીએ છે કે શું!"

ભદ્રંભદ્ર પાંજરામાં ઊભાઊભા ઊછળ્યા; પણ એક પોલિસના સિપાઈને પોતાને મળવા આવતો જોઈ તે પાછા સ્વસ્થ થઈ ગયા. તેમને ઠપકો ન દેતાં માજિસ્ટ્રેટે પોલિસના સિપાઈને ઠપકો દીધો: "કેદી હવે પછી તોફાન કરશે તો તમને સખત શિક્ષા કરવામાં આવશે." 'કાયદેસર' કારણ ગમે તે હશે, પણ એ ધમકી સાંભળી રહ્યા વિના તેને છૂટકો નહોતો માટે જ તેને વગર વાંકે ધમકાવ્યો એમ અમને લાગ્યું. શાંતિ માટે આવો બંદોબસ્ત કરી માજિસ્ટ્રેટે વકીલને કહ્યું: "તમારે પુરાવા બહાર જવું ન જોઈએ. જેનો પુરાવો પડ્યો ન હોય તે વિશે ટીકા કરવાનો તમારો હક્ક નથી."

"પણ સાહેબ, હું અનુમાન બાંધું છું કે એ દારૂ પીએ છે."

"અનુમાન બાંધવાનું કામ તમારું નથી, કોર્ટનું છે."

ભદ્રંભદ્ર બોલી ઊઠ્યા: "શું! હું મદિરાપાન કરું છું એવું અનુમાન ભવાન્ બાંધશે?"

"પુરાવાના કાયદા પ્રમાણે હરકોઈ અનુમાન બાંધવાની કોરટને સત્તા છે."

"શાસ્ત્રમાં મદિરાપાનનો નિષેધ છે અને ભાંગગાંજાના સેવનની આજ્ઞા છે તોપણ? મ્લેચ્છના પાણીને લીધે મદિરા અસેવ્યા છે તોપણ? વેદમાં મદિરાનું નામ નથી પણ સોમરસનું નામ છે તોપણ? ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયનો વિવેક વેદવિધાનાનુસાર જ્ઞાતિભેદ પ્રમાણે છે અને તેમાં પુરાવાના કાયદાથી કે બીજા કોઈ પણ કાયદાથી ફેરફાર થઈ શકતો નથી તોપણ? આર્ય ગ્રંથોનું આર્યત્વ પાશ્ચાત્ય ગ્રંથોના પાશ્ચાત્યત્વથી ચઢિયાતું હોવાને લીધે આર્ય ગ્રંથોનું પ્રમાણ્ પાશ્ચાત્ય ગ્રંથોના પ્રમાણથી બલવત્તરં છે તોપણ?"

માજિસ્ટ્રેટના કોપસ્ફુરણને લીધે ભદ્રંભદ્ર બોલતા અટકી ગયા અને વકીલનું ભાષણ અગાડી ચાલ્યું:

"વંદાનું મોત શી રીતે થયું એ હકીકત આ કામમાં બહુ મુદ્દાની છે, કેમકે તેથી ગુનો કરવામાં તહોમતવાળાનો શો નીચ હેતુ હતો તે જણાઈ આવે છે. વંદાને મગને મારી નાખ્યો અને તેમાં ભદ્રંભદ્રે તથા બીજાઓએ મદદગારી કરી એમાં લેશ માત્ર શક રહેતો નથી, કેમકે તે બાબત મજબૂત પુરાવો પડેલો છે; અને આબરૂદાર સાક્ષીઓના કહેવા પર વહેમ આણવાનું કંઇ કારણ નથી. જે તહોમતવાળા આવું કરપીણ કૃત્ય કરતાં આંચકો ન ખાય તે કેવી ચાલના હોવા જોઈએ! અને એવી દુષ્ટ ચાલવાળા માણસો ફરિયાદીને અને તેના સોબતીઓને આવો સખ્ત માર મારે એમાં શી નવાઈ? એમાં શો સંદેહ! કોણે કોને કેટલો માર માર્યો એ બાબતમાં સાહેદીઓની જુબાનીઓમાં કંઈ જૂજ તફાવત પડ્યો છે, પણ તે બહુ નજીવો છે. મારામારીના ગરબડાટમાં કોઈને યાદ રહેતું નથી કે મને લાકડી વાગે છે કે મુક્કો વાગે છે, માથામાં વાગે છે કે પગમાં વાગે છે, જીવ જાય છે કે જીવ આવે છે, ફલાણો મારે છે કે ફલાણાનો બાપ મારે છે. માર માર્યો એ

નક્કી છે, તો શા વાસ્તે તહોમતવાળાને સજા ન થવી જોઈએ ? નામદાર કોર્ટ અનુભવી છે અને તે સારી પેઠે જાણે છે કે આવા વિફરેલા માણસોને મૂકવાથી લોકોના જાનમાલની સલામતીને બહુ ધાસ્તી રહે છે."

તે પછી અમારા વકીલ ભાષણ કરવાને ઊઠ્યા. શરુઆત તેમણે બહુ થોડા શબ્દે અને ધીમે ધાંટે કરી; પણ સમુદ્રનાં પાણીની ભરતી માફક તેમના શબ્દોનો પ્રવાહ અવાજ સાથે વધવા લાગ્યો અને આખરે આખું મકાન ગાજી રહ્યું. તેમના આસપાસ બેઠેલા તેમના વકીલબન્ધુઓ ભાષણો ચાલતાં ખુરસી પર ઊંઘતા હતા તે એકાએક જાગી ઉઠ્યા; અને ટટાર થઈ આંખો પહોળી કરી, ડોળથી દર્શાવવા લાગ્યા કે અમે કોઈ દિવસ આવે વખતે ઊંઘતા જ નથી અને અમારા પર ઊંઘવાનો જૂઠો આરોપ મૂકવામાં આવે છે.

અમારા વકીલની મોટી બૂમો જુલમ પામેલા નિર્દોષ માણસના પોકારને ઘટતી હતી. અને તેમણે બહુ છટાથી બતાવી આપ્યું કે તહોમતવાળા બહારગામ હતા તે વખતે તેમની ગેરહાજરીનો લાભ લઈ, વિના અપરાધે તેમના વેરીઓએ કપટ રચી ફસાવવાનો પ્રયત્ન કરેલો છે. ફરિયાદીના પક્ષને તેમની સાથે ઘણા વખતથી અદાવત ચાલે છે તેથી તે પક્ષે પોતે જાતે પોતાના શરીર પર માર મારી, ઈજા કરી, તહોમતવાળા પર આરોપ મૂકેલો છે. ફરિયાદીના પક્ષવાળા પહેલાં ઘણી વાર બોલી ગયલા છે કે કોઈ દહાડો વંદો મરશે કે એવો કંઈ લાગ આવશે ત્યારે જોઈ લઈશું, અને તેમણે જ યુક્તિ રચી વંદો મરાવ્યો છે; તથા સાક્ષીઓએ તોહોમતવાળા પાસે લાંચ માગી તે ન આપી ત્યારે દ્વેષે ભરાઈ તેમણે ફરિયાદી પાસે જઈને તેની તરફથી સાહેદી આપવાની ખુશી બતાવી અને તેથી આ કામ ઉત્પન્ન થયું છે. ભદ્રંભદ્ર વિરુદ્ધ જે વચનો સામા પક્ષના વકીલે કહ્યાં હતાં તેના ઉત્તરમાં અમારા વકીલે કહ્યું:

"નંબર ૬ ના તહોમતવાળા વિરુદ્ધ બહુ સખત વચનો કહેવામાં આવ્યાં છે. એવા વેરાગી સરખા સાધુપુરુષને અપમાન કરવા માટે કોર્ટે પોતે જ ઠપકો આપેલો છે માટે તે સંબંધે વધારે કહેવાની જરૂર નથી.

ભદ્રંભદ્રે ગાંડા હોવાનો દાવો કદી કર્યો જ નથી અને કરવો હોત, તો તે આવાં ડાહ્યાં વચનો કહેત જ નહિ.

" 'વિદ્યમાન' શબ્દનો અર્થ સમજવામાં મારા વિદ્વાન મિત્રે ભૂલ કરેલી છે. નામ બદલવા માટે નહિ, પણ નામ કાયમ રાખી ઉપનામ ઉમેરવાના ઇરાદાથી એ શબ્દ વાપરવામાં આવ્યો છે. અને સ્ત્રીઓ જો પોતાના નામ આગળ 'સૌભાગ્યવતી' એ ઉપનામ પોતાના ધણીની હયાતી બતાવવા ઉમેરી શકે છે, તો પુરુષો પોતાની હયાતી બતાવવા પોતાના નામ આગળ 'વિદ્યમાન' શા માટે ઉમેરી શકે નહિ? સ્ત્રીઓના હક્ક પુરુષ સરખા હોય તો પુરુષોના હક્ક સ્ત્રી સરખા નહિ? અને જે સ્ત્રી પોતાને 'સૌ.' કહેવડાવે તેના ધણીએ તો પોતાને 'વિ.' કહેવડાવવો જ જોઈએ, નહિ તો લોકોને શક પડી જાય કે ધણી હયાત ન છતાં સ્ત્રી શા આધારે પોતાને સૌભાગ્યવતી કહેવડાવે છે?

" 'સદાદત્ત જશપુરી વિજય' નામનો માણસ મુદ્દાની હકીકત જાણે છે એ સાબિત કરવાનો બોજો ફરિયાદી પર છે અને તે તેણે અદા કર્યો નથી. એ માણસને સાક્ષીમાં લાવવાની ફરજ ફરિયાદીની હતી તે તેણે બજાવવી જોઈતી હતી. તે શખસ જીવતો નથી એમ સાબિત થાય નહિ, ત્યાંસુધી તેણે કહેલી હકીકત પુરાવામાં લઈ શકાય નહિ; કેમકે સાંભળેલી હકીકત પુરાવાના કાયદા પ્રમાણે નકામી છે, પછી તે તહોમતવાળો કહેતો હોય કે બીજું કોઈ કહેતું હોય. તકરાર ખાતર ઘડીભર માનો કે કન્યાવિક્રયની અને ભોજનવ્યવહારની વાતો ખરી છે; તોપણ તેથી તહોમતવાળા પર શો ગુનો સાબિત થાય છે? પીનલ કોડની કઈ કલમ પ્રમાણે એવાં કૃત્યથી ગુનો બને છે? એ માણસ તહોમતદારનો મિત્ર છે કે શત્રુ છે, એ તકરાર કામ ચાલતાં લેવાઈ નથી અને જુબાનીઓમાં એ વિશે ઉલટતપાસ થઈ નથી, માટે એ તકરાર હવે કામ પૂરું થયે નવી ઉઠાવી શકાતી નથી.

" નંબર ૬ ના તહોમતવાળાએ પોતાનું નામ ભદ્રંભદ્ર રાખ્યાની બાબતમાં તેણે મને ખુલાસો આપેલો છે, પણ તે ધર્મને લાગતો હોવાથી અહીં કહી જણાવવાથી કંઈ ફળ નથી."

" વૈકુંઠવાસ એ કંઈ ઓછું ફળ છે ? " દુનિયામાં જવલ્લે જ બને એવા બનાવનું વર્ણન કરવામાં કંઈ ફળ નથી એમ વકીલને કહેતા સાંભળી, ભદ્રંભદ્રે તત્કાળ આર્યોચિત અસંમતિ પ્રદર્શિત કરી; પણ, આ બાબતમાં તેમને અને માજિસ્ટ્રેટને પ્રથમથી દ્વેષ બંધાઈ ગયલો હતો. માજિસ્ટ્રેટ તુરત બોલી ઉઠ્યા:

" તમારા વકીલ જે કહેવું હશે તે કહેશે, તમારે વચમાં બોલવું નહિ. "

" કહેવાનું નથી કહેતા માટે જ મારે વચમાં બોલવું પડે છે. ઉમયાપતિભક્તમાહાત્મ્યના આવા મોટા વૃત્તાંતનું કથનં કરવામાં ફલં નથી એમ કહેવું એ શું સનાતન આર્યધર્મના સદોદિત યશઃપૂર્ણ વિજયના સમયને ઘટે છે ? પુરાણની કથાઓ કહેનાર અને સાંભળનારને આટલું મોટું ફલં શાસ્ત્રેષુ લખ્યું છે: બલિ સરખા દૈત્યની કથા સાંભળે તેને એક હજાર અશ્વમેધ કર્યાનું ફલં મળે છે, તુલસીના ઝાડની પૂજાનું કામિકાવ્રતં સાંભળે તેનાં સર્વ પાપ નાશ થાય છે અને તે વિષ્ણુલોકમાં જાય છે, અનંત ચતુર્દશીના દોરડાની કથા સાંભળે તે હરિના પદને પામે છે, અને મારા સરખા પરમ પૂજ્ય સનાતન આર્યધર્મના સ્તંભભૂત મહાપુરુષની કથા કહેવાનું કે સાંભળવાનું કંઈ ફલ જ નહિ ? શું સુધારાવાળાઓ પોતાના જડવાદમાં એટલે સુધી ફાવી ગયા કે ચૈતન્યવાદનું સમર્થન કરનારી ' ભદ્રંભદ્રનામધારણકથા 'નો પાઠ પણ તેઓ અટકાવી શકે છે ? અને તેમાં તેમને કાયદાની સહાય મળે છે ? આર્યપક્ષવાદીઓ કાયદાની સહાયની વિરુદ્ધ છે તેમાં તેમની દીર્ઘદૃષ્ટિ શું આથી સિદ્ધ થતી નથી ? પુરાવાનો કાયદો કે પીનલ કોડ, જે ઉભયે સુધારાવાળાને સહાયકારક હોઈ એકરૂપ જણાય છે, તેને આધારે આ કથા અટકાવવામાં આવતી હોય તો મારો વાંધો એ જ છે કે કોઈ પણ પાશ્ચાત્ય કાયદાથી આર્યધર્મના વ્યાખ્યાનને પ્રતિબંધ છે નહિ, હોઈ શકે નહિ, હોવો ઘટે નહિ. પુરાવાનો કાયદો કે જેમાં—"

" પ્રોસીજર કોડ પ્રમાણે વકીલ અને અસીલ બે સાથે બોલી શક્તા નથી. હવે તું એક અક્ષર પણ વધારે બોલીશ તો હું તને કોર્ટ બહાર કઢાવીશ અને કામ પુરું થતાં સુધી ઓટલા નીચે ઊભો રખાવીશ. "

ભદ્રંભદ્રની ઇચ્છા કોર્ટની અંદર રહી કામ જોવાની હતી, તેથી તેમણે વધારે બોલવાનો શ્રમ લીધો નહિ, પણ પોતાની નોટબુકમાં લખી લીધું કે, "આર્યતા! તને ત્વંકાર અને તારો તિરસ્કાર! ફાવો, સુધારાવાળા! હાલ તમે યથેચ્છ ફાવો. પણ પ્રલયકાળે શું કરશો? શી પાશ્ચાત્ય કાયદાની યુક્તિઓ છે? એ કાયદામાં હાર ખાધી ત્યારે ત્રીજો કાયદો કાઢયો! એક જ કાયદો હોવાની આવશ્યક્તા—તે વિષે સ્થળે સ્થળે ભાષણ—સભાઓ—અરજી."

આડકથા પૂરી થઈ એટલે વકીલનું ભાષણ અગાડી ચાલ્યું:

"કાયદાના અજ્ઞાનથી તહોમતવાળો ગમે તે કહે, પણ 'ભદ્રંભદ્ર' એ નામ સંબંધે એટલું જ કહેવું બસ છે કે તેની હકીકત એવી છે કે તે સાબિત કરવા સાક્ષાત્ શંકરની જરૂર પડે. પણ કોર્ટ તેમના પર સમન્સ કાઢે નહિ, અને શંકર ફક્ત હિંદુના જ દેવ હોવાથી પાશ્ચાત્ય કોર્ટમાં તે આવે પણ નહિ.

"નંબર ૫ના તહોમતવાળાનો ઇરાદો ખૂન કરવાનો હતો એમ બતાવવાનો મારા વિદ્વાન મિત્રે પ્રયત્ન કર્યો છે, પણ કોઈનું ખૂન થયું નથી; અને એ તહોમતવાળો ખૂન કરવાની કોઈ કોશિશમાં સામેલ હતો નહિ. તેથી ખૂનનો ઇરાદો સાબિત કરવાની મારા વિદ્વાન મિત્રે નકામી તસ્દી લીધી છે. નંબર ૬ નો તહોમતવાળો—

બોલવાની મના હોવાથી ભદ્રંભદ્રે કાગળના કકડા પર "માનાર્થે બહુવચનમ્" એટલું લખી વકીલને આ ક્ષણે તે પહોંચાડ્યો. કાગળ હાથમાં આવતાં વકીલ અટક્યા, કાગળ વાંચીને ચોળી દઈ નાખી દીધો, ભદ્રંભદ્ર તરફ ફરીને ખિજવાઈ જઈ દૃષ્ટિ કરી, અને પછી માજિસ્ટ્રેટ તરફ વળીને ભાષણ ફરી ચાલુ કર્યું. વિઘ્નને લીધે અનુસંધાનનું સ્મરણ કરવા પ્રયાસ કરવો પડયો, એ સિવાય બીજી અપ્રસન્નતા પણ તેમના મુખ પર સ્પષ્ટ જણાતી હતી.

"ભદ્રંભદ્રે પોતાનામાં રાક્ષસ સરખું બળ હોત તો પોતે શું કરત, એ વિશે જે કંઈ કહ્યું હોય તે પરથી, તેમનામાં હાલ જ્યારે એવું બળ નથી

ત્યારે પણ એજ કરવાની તેમની ઇચ્છા છે એવું અનુમાન કરવું એ કાયદાવિરુદ્ધ છે. વંદાના મોતની હકીકત ફક્ત કોર્ટના મનમાં દયા ઉપજાવવા તથા તહોમતદારો વિરુદ્ધ કોર્ટને વહેમાવવા સારુ આ કામમાં અગાડી ગાડવામાં આવી છે. વંદો મુઆની અને નાતમાં લડાઈ થયાની તારીખો જુદી છે. તેથી વંદો મારીને ઉશ્કેરાયલા માણસોએ નાતમાં આવી મારામારી કરી અથવા નાતમાં મારામારી કરવાના હેતુથી પ્રથમ વંદો માર્યો, એમ માનવાનું કંઈ કારણ નથી.

"વંદાને મારી નાખ્યો એ જ વાત શક પડતી છે. શહેરમાંથી વંદાની સંખ્યા ઓછી થઈ, એવો કંઈ પુરાવો ફરિયાદીએ આણ્યો નથી. વંદાની લાસ પણ રજુ થઈ નથી, તેમ વંદો મરી ગયા પછી તેની લાસનું શું થયું, એ વિશે કંઈ ખુલાસો આપવામાં આવ્યો નથી. વંદાને માર પડ્યાના સાહેદોમાં પણ બહુ તફાવત છે. કેટલાક કહે છે કે વંદો બન્ને તરફની મૂછો હલાવતો હતો, કેટલાક કહે છે કે ફક્ત ડાબી તરફની હલાવતો હતો, કેટલાક કહે છે કે તેને માર્યો તે ઈંટ સાફ ગોળ હતી, કેટલાક કહે છે કે તે ઈંટને સહેજસાજ ખૂણા હતા. આવા સાહેદો પર શો આધાર રાખી શકાય ?

"તહોમતવાળાઓ આબરૂદાર છે અને નંબર ૬ના તો મહાદેવના ભગત છે માટે તેમને છોડી મૂકવા જોઈએ."

માજિસ્ટ્રેટે ફેંસલો આપવો મુલતવી રાખ્યો; અને અમારી દશા નવેણમાં પૂરી રાખેલા પકવાનના ભાવિ સરખી અનિશ્ચિત રાખી, અમને ઘેર જવા દીધા.

# पांचालीप्रसन्नाख्यान

## नान्दी

### श्लोक

વિષ્ણુનાભિથકી સરોજ નીપજ્યું, તેની સુગંધી ઘણી;
બ્રહ્મા જેથકી ઊપજ્યા સુરમણિ, શોભા ન જાયે ગણી;
ભોળાનાથ કૃપા કરો મમ પરે, અર્પો ગણો આપણી,
માયા માનવતી મનાય તવ તો, ભાળો સતીના ભણી. ૧

અપિ ચ—

### શ્લોક

મુખ માય એવું માંગ તેવું, દેવું આણી હું સતિ!
દુખ જાય જેવું શંભુ સેવું, કે'વું ના શું મા'મતિ!
સુખ થાય તેવું આણી દેવું, એ'વું હેતે શુભગતિ:
રુખરાય સેવું લાભ લેવું, રે'વું નામી મેં રતિ. ૨

**સૂત્રધાર** (નાન્દ્યન્તે નેપથ્યાભિમુખ નિહાળી)—અલમ્; અતિ વિસ્તાર વડે શું. મારિષ! મારિષ!

**પારિપાર્શ્વક**—ભાવ! હાવભાવ વિનાનો કિન્તુ ભાવવાળો દીર્ઘ સ્વર સુણ્યા પહેલાં જ હું આવી ઊભો રહ્યો છું.

**સૂત્રધાર**—પ્રેમી પ્રેક્ષકજને મને આજ્ઞા કરી છે કે કોઈ સારો અને પ્રાચીન પ્રયોગ કરી બતાવો, ત્યારે અમે દોઢડાહ્યા થઈ અર્વાચીન અને પ્રેમાનંદભટગ્રથિત પાંચાલીપ્રસન્નાખ્યાન ભજવવા સજ થયા છીએ. '**ईश्वरेच्छा बलीयसी.**' મારિષ! જા તું જઈ ચંગમૃદંગ વીણાદિ સજ કરી તૈયાર રહે.

**પારિપાર્શ્વક**—એવું સાહસ વહોરી લઈ હાસ્ય કરવાથી ક્રિયા અર્થની પ્રાપ્તિ થાય તેવી છે? પ્રેમાનંદભટગ્રથિત પ્રયોગ કરવાનો ભાવ ભાવના મનોભાવમાં ભરાયો છે એટલે ભાષા પણ ગૂજરાતી જ હશે તો! "ધણીનો કોઈ ધણી છે!"

**સૂત્રધાર**—મારિષ! મા રીસ કર. વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકેય રસજ્ઞ નહિ નિપજાવ્યો હોય? અને કદાચિત્ તેમ હશે તો "જ્યારે જેવા ચાલે ત્યારે તેવા દેવા." (**નટીને આવતી જોઈ**) મારિષ! જો મારી પ્રિયા શૃંગાર સજી કેવી ઉતાવળી આવે છે! માટે તું પણ જઈ જોઈતી તૈયારી કર.

**પારિપાર્શ્વક**—જેવો ભાવનો મનોભાવ! (**નમન કરી**) હું આજ્ઞાનુવર્તી રજા માગું છું. (**જાય છે.**)

**નટી** (પ્રવેશ કરી)—આર્યપુત્ર! આપની આજ્ઞાનુસાર સર્વ સાહિત્ય સજ કરી, '**गुर्जराणां मुखं भ्रष्टम्.**' એ પદ લખનારના મુખમાં ધૂળ નાખવા એક પદે થઈ રહી છું!

**સૂત્રધાર**—અયિ પ્રિયે! ધન્ય છે ધન્ય છે! હવે તારો જન્મ ગુર્જરભૂમિમાં થયો છે એમ હું ગણીશ. બાકી બીજા માટે હું આમ માનું છું... અથવા '**मौनं सर्वार्थसाधनम्.**' પ્રિયા, આ વસંતઋતુથી પણ મને તો ગુર્જરગિરા વિશેષ આહ્લાદજનક લાગે છે, માટે તું તેજ ગિરામાં વસંતવર્ણન કરી મને તથા સભાસદોને ઉભય અર્થની પ્રાપ્તિ કરાવ.

**નટી**—આર્યપુત્રની આજ્ઞાનુરૂપ વર્તવા તૈયાર છું. સહૃદયજનો એકાગ્રચિત્તે શ્રવણ કરશેજ. (**નમન કરી અભિનયપૂર્વક ગાય છે.**)

### ધ્રુપદ

આ તે લલિત સુમન મધુકર્ણુ શ્રવે શકે;
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોઘી ઘણી. આ તે.
કિંશુક કુસુમ રક્ત પીતવર્ણું વાસવનું;
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ. આ તે.
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો પ્રેમીતણી. આ તે.
સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કર્યા;
પ્રમુદિત દ્વિજગિરા સુરભિ સુહામણી. આ તે. ૩

**સૂત્રધાર**—પ્રાણપ્રિયા! સુખજન્યા! ધન્યા! ધન્ય છે, ધન્ય છે! તેં ગાનકલામાં આટલી બધી નિપુણતા ક્યારે સંપાદન કરી? શું હું આરંભેલું કાર્ય કરી ચૂકયો! હા, હા, એમજ; નીકર આ રસિક પ્રેક્ષકો આગળ સ્તબ્ધ થઈ કેમ ઊભો રહું? (અધરે અંગુલિ અડાડી) અથવા આમ તો થયું નહિ હોય?

### શ્લોક

ગાયનમાં ગૂંચાયું, મારું મન શું શકે દ્વિજની પેઠે:
વાયનદાને વાંચે, લેવા લલના શકે ભૂમિ ભેટે. ૪

**નટી**—પ્રાણનાથ! મારી કુશળતાને ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરીગિરાના માધુર્યને જ માન આપવું વધારે સુઘટિત છે. પણ પ્રાણપ્રિય! પણે પેલાં કોણ એ દીનતા અને પ્રેમનાં વચન બોલતાં સંભળાય છે?

**સૂત્રધાર** (નેપથ્યાભિમુખ નિહાળી)—હાં હાં પ્રાણપ્રિયા! એ તો એ જ; (અંગુલિ વડે બતાવી) જો પેલો કપટી દ્વિજ કૃષ્ણાની કૃપા મેળવવા કાલાવાલા કરી રહ્યો છે. અરે પ્રભુ! શું આ શક્રપ્રસ્થમાં નિવાસ કરનારી અને પાંડવની પટરાણી પાંચાલી પર્ણકુટીમાંથી નીકળી દ્વિજનું મન મનાવતી આ મગ આવે છે!! પ્રિયા, ચાલ ચાલ જતાં રહીએ. જો આગમ એવાં માટે આમ કહે છે:

શ્લોક

આપે સુખી સુજન તો, દુખી દુઃખ કાપે,
કાપે ન કષ્ટ કદી જો, દુખ દિલ વ્યાપે;
વ્યાપે ન દુઃખ વપુમાં, સ્વય સુખ આપે,
શાપે ન તો સુખી ભલે, ભરપૂર પાપે. ૫

પ્રિયા ! એવી શાસ્ત્રાજ્ઞા છે માટે આપણાં શૃંગારભૂષિત અંગ વનફુલ પહેરેલી વામાને બતાવવાં ઉચિત નથી. જો જો, એ આપણી નિકટ આવી પહોત્યાં, માટે ચાલ આપણે જતાં રહીએ. (બન્ને જણ જતાં રહે છે.)

इति प्रस्तावना.

* * *

## भरतवाक्य

લોમશ—વત્સ અજાતશત્રુ! મેં મઘવાના કહેવાથી તારું પ્રિય કર્યું છે. તથાપિ હે ધર્માત્મા! તું કહે કહે કે આથી પણ હું તારું શું અધિક પ્રિય કરૂં?

યુધિષ્ઠિર (નમન કરી)—મહર્ષિ! આપની અનુકંપાથી મારું પારમાર્થિક અને આર્થિક સર્વ કાર્ય સિદ્ધ થયું છે તોપણ ભરતવાક્ય પ્રમાણ થવા આટલું વિશેષ થાઓ:—

શ્લોક

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમીતણી.

पंचमांक समाप्त.

# રમણભાઈ

## રાઈનો પર્વત

### અંક ૨ : પ્રવેશ ૩

સ્થળ : કલ્યાણકામની હવેલી

(પથારીમાં અઢેલીને બેઠેલા દુર્ગ પાસે આસન ઉપર બેઠેલો કલ્યાણકામ અને પાસે ઊભેલો વંજુલ પ્રવેશ કરે છે.)

**દુર્ગ**—ભગવન્ત! આપનાં પત્નીએ માતા પેઠે મારી જે માવજત કરી છે, તેનો ઉપકાર હું વાળી શકું તેમ નથી. હવે હું ચાલી શકું તેમ છું. માટે મને જવાની રજા આપશો. મારા ઘોડાનું શું થયું હશે તે વિશે હું બહુ ચિંતાતુર છું.

**કલ્યાણકામ**—ઘોડાને પકડી લાવવા મેં માણસ મોકલ્યાં છે. તમે આ પાટા બાંધેલે જખમવાળે શરીરે શી રીતે જઈ શકશો?

**વંજુલ**—ઊભા અને આડા પાટા જોઈને લોકો આંગળી કરશે અને છોકરાં તાળી પાડશે.

**દુર્ગ**—જખમથી મારું કૌવત ગયું નથી, અને પાટાથી મને શરમ નહિ લાગે. શ્રીમતી સાવિત્રીદેવીની દયાવૃત્તિની એ પ્રસાદી નિત્ય મળતી હોય તો હું નિત્ય જખમ ખમું.

**વંજુલ**—શીરો ખાવાનો મળતો હોય તો હું પણ પાટા બંધાવીને સુઈ રહું. પણ જખમની શરત મારે કબૂલ નથી.

**કલ્યાણકામ** (દર્દીને)—તમે કોણ છો અને ક્યાં રહો છો?

**દર્દી**—જી, હું પરદેશથી આવું છું. આ નગર બહાર રંગિણી નદીને કિનારે આવેલી કિસલવાડીમાં હું માળીનું કામ કરૂં છું. મને 'રાઈ'ને નામે સહુ ઓળખે છે.

**કલ્યાણકામ**—આ શરીરકાન્તિને અને આ બુદ્ધિપ્રભાવને માળીનું કામ ઘટતું નથી, અને રાઈનું નામ ઘટતું નથી.

**રાઈ**—કાંઈ કાંઈ યોગાનુયોગ હોય છે.

(બહાર ઘોડાનું ખોંખારવું સંભળાય છે.)

**રાઈ**—એ મારો ઘોડો છે, અને મારી ગન્ધ પારખીને ખોંખારે છે.

**વંજુલ**—મને તો કંઈ ગંધ આવતી નથી. બાકી લુગડાંની ગન્ધથી હું ઘણા લોકોને પારખું છું.

**કલ્યાણકામ** (રાઈને)—તમારી અને ઘોડાની એકબીજા પર આટલી બધી આસક્તિ છતાં ઘોડો તમારે વશ કેમ ન રહ્યો?

**રાઈ**—નગર બહાર તળાવકિનારે હું બેઠો હતો અને ઘોડો પાસે ચરતો હતો, તેવામાં, પડી ગયલા મોટા વડનું ઝાડ ગાડામાં નાખેલું જતું હતું તે જોઈને ઘોડો ભડક્યો અને જોરથી દોડવા લાગ્યો. હું દોડીને પડખે આવી ઘોડા પર ચડી ગયો, પણ લગામ નીચે લટકેલી હોવાથી હું તેને બરાબર ખેંચી રાખી શક્યો નહિ. રસ્તામાં એક ઠેકાણે પડેલો મોટો પથ્થર ઘોડાને વાગ્યો અને લગામ તેના પગ સાથે અથડાતી હતી તેથી ઘોડો વધારે ચમકીને દોડવા લાગ્યો અને આખરે નગરમાં પેઠો. ઘોડો આપની હવેલીને માર્ગે આવતાં હવેલીના દરવાજાની દિશામાં વળ્યો ત્યારે બંધ કરેલે દરવાજે જઈ અથડાશે એમ લાગ્યું તેથી લગામ પકડી લઈ ઘોડાને રોકવા મેં ઊભેલા માણસોને બૂમ પાડી કહ્યું પણ કોઈ પાસે આવ્યું નહિ. માત્ર એક માણસ હવેલીને મેડે બારીએ ઊભો હતો તેણે કાગળ

ફેંક્યો તે મારા ફેંટામાં પડ્યો. દરવાજે પાસે આવ્યો ત્યારે હું કૂદી પડ્યો ને ઘોડો કૂટાઈને નાઠો.

**વંજુલ**—વડ સરખો કોઈ મહાન છત્રરૂપ પુરુષ ભાગી પડવાથી દેવ ઉતાવળી ગતિએ તમને ઠોકરાવતું વગાડતું પ્રધાનજીની મદદ મેળવવા લઈ આવ્યું છે, એમ મને તો ભાસ થાય છે.

**કલ્યાણકામ**—વંજુલ, તારું એ લક્ષણજ્ઞાન રહેવા દે. (રાઈને) એ કાગળ શાનો ?

**રાઈ**—વખતે મારા ફેંટામાં હજી હશે. (પડખે પડેલો ફેંટો હાથમાં લઈને તેમાંથી કાગળ કાઢીને) આ રહ્યો ! (કલ્યાણકામને કાગળ આપે છે.)

**કલ્યાણકામ** (બીડેલો કાગળ ઉઘાડીને વાંચે છે)—

**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ।**

વંજુલમિશ્ર ! આ તો આપના અક્ષર દેખાય છે !

**વંજુલ** (ગભરાઈને)—મારા શાથી ?

**કલ્યાણકામ**—આ જોડાક્ષરમાંના આડા જેવા 'ર', આ હેઠળ જતાં ડાબી તરફ લૂલા થઈ વળતા કાના, આ કાનાને મથાળે કાકપગલા જેવા થતા સાંકડા ખૂણા, આ હાથીની અંબાડીના છત્ર જેવો 'ભ' એ સહુ તારી હથોટી છે. તારો વાંકો અંગૂઠો ઢાંક્યો નથી રહેતો !

**વંજુલ**—મારા જેવા અક્ષર જણાય છે ખરા !

**કલ્યાણકામ**—તારા પોતાના અક્ષર નથી ?

**વંજુલ**—હું ક્યાં ના કહું છું ?

**કલ્યાણકામ**—એ લખવાનું પ્રયોજન શું ?

**વંજુલ**—ભગવન્ત ! હું બારીએ બેઠોબેઠો ગીતાજીનો પાઠ કરતો હતો, તેવામાં, આ માણસને ઘોડો રોકવાનું લોકોને કહેતો સાંભળી મેં ગીતાજીનું એ વચન લખીને કાગળ એના ઉપર ફેંક્યો.

**કલ્યાણકામ**—શા માટે ?

**વંજુલ**—સ્વભાવ ઉપર જતાં પ્રાણીઓને રોકવાની ગીતાજીમાં ના કહી છે, તે છતાં આ માણસ દોડતા ઘોડાને રોકવાનું કહેતો હતો,

તેથી, એ મિથ્યા પ્રયાસ મૂકી દેવા સારુ શાસ્ત્રવચનનું એને ભાન કરાવવા મેં એ કાગળ નાખ્યો.

**કલ્યાણકામ**—મૂર્ખ! એ ગીતાવચન દોડતા ઘોડા માટે છે એમ તને કોણે કહ્યું? સંકટમાં આવેલા મનુષ્યને સહાય થવું જોઈએ એટલું તાત્પર્ય પણ તું ગીતાના અધ્યયનથી સમજ્યો નથી?

**વંજુલ**—ભગવન્ત! શાસ્ત્રોના અનેક અર્થ થાય છે. આપ કાંઈ અર્થ કરતા હશો. હું કાંઈ અર્થ કરૂં છું. એમ તો કેટલાક કહે છે કે સાયણાચાર્યના ભાષ્ય પ્રમાણે વેદમાંથી કોઈ ઠેકાણે ઘડેથી ઘી પીવાનું નીકળતું નથી, પણ, અમે **आयुर्वै घृतम्** ની શ્રુતિને આધારે વેદમાંથી એવો અર્થ કાઢી આપી ગોરને ઘડેથી ઘી આપવાનું શાસ્ત્રોક્ત પુણ્ય સમજાવી ઘણા જજમાનોને કૃતાર્થ કરીએ છીએ.

( નોકર પ્રવેશ કરે છે. )

**નોકર**—ભગવન્ત! આમનો ઘોડો આવ્યો છે. તેને એટલું બધું વાગેલું છે કે તેના પર બેસીને જવાય તેમ નથી. ( નમન કરીને જાય છે. )

**કલ્યાણકામ** ( રાઈને )—તમને રથમાં સુવાડીને મોકલીશું.

**રાઈ**—ભગવન્ત! મને એવો લૂલોપાંગળો શા માટે બનાવો છો?

( વસન્તતિલકા )

સંક્ષુબ્ધ હું નથી થતો જખમોથી કિંચિત્,
બીતો નથી રુધિરના વહને હું લેશ;
જ્યાંસુધી શક્તિ વસશે મુજ દેહમાંહીં,
ધારીશ હું નહિ કદી અસહાય વૃત્તિ. ૨૩

( હાથમાં ઔષધ લઈ સાવિત્રી પ્રવેશ કરે છે. )

**સાવિત્રી** ( રાઈની પાસે આવીને )—આ ઔષધથી તમને વિશેષ આરામ થશે.

**વંજુલ**—આટલાઆટલા નોકરો છતાં, આપ આ ખલ કરવાનું અને ગોળી વાળવાનું શા સારુ લઈ બેઠાં છો? એ તે આપને શોભે?

**રાઈ**—શ્રીમતી! આપના શ્રમમાં સમાયલી કૃપા ઔષધથી પણ વધારે આરામ કરવા સમર્થ છે. (પથારીમાં બેઠો થઈને ઔષધ પીએ છે.)

**સાવિત્રી** (રાઈની કમ્મર તરફ જોઈને)—તમે કમ્મરે લટકતી તરવાર કાઢી નાખવા દીધી છે, પણ આ કમ્મરનો બંધ હજી કાઢી નાખતા નથી એ દુરાગ્રહ કરો છો. કમ્મરને છૂટી કરશો તો આ વેળા કરાર લાગશે.

**રાઈ**—શ્રીમતી! એટલી આપની અવજ્ઞા કરી હું અકૃતજ્ઞ દેખાઉં છું તેથી મુઝાઉં છું, અને તે માટે, આખરે ખુલાસો કરૂં છું કે એ માત્ર કમરબંધ નથી, એ મારું જીવન છે.

**સાવિત્રી**—અર્થાત્?

**રાઈ**—એ બંધ દેખાય છે તે મ્યાન છે અને અંદર તરવાર છે. હું તે રાતદિવસ કમ્મરે વિંટી રાખું છું; અને, પ્રહાર કરવાનો પ્રસંગ આવે તે વિના એ તરવાર હું બહાર કાઢતો નથી.

**વંજુલ**—શ્રીમતી! એમનું નામ તો ઝીણું રાઈનું છે પણ રાઈ દળાય એટલે ઝમઝમાટ આવ્યા વિના રહે નહિ! હવે સ્વરૂપ જણાયું! બબ્બે તો તરવારો! એક કમ્મરે લટકાવવાની અને એક કમ્મરે વિંટવાની!

**સાવિત્રી**—ગોળ વળી જાય એવી તરવાર જોવા જેવી હશે!

**રાઈ**—આપને તે જોવીજ હશે તો હું કાઢીને મારી આંગળી પર પ્રહાર કરીને પાછી મ્યાનમાં મૂકીશ, એટલે મારી પ્રતિજ્ઞાનો ભંગ નહિ થાય.

**સાવિત્રી**—સ્ત્રીજાતિને માથે અનિવાર્ય કુતૂહલનો આરોપ છે તે ખોટો પાડવા ખાતર હું જિજ્ઞાસા મૂકી દઉં છું.

**વંજુલ**—સારું કર્યું. એવું તરવારનું ગૂંછળું વખતે છૂટી જાય તો હરકોઈને વાગી બેસે.

**રાઈ** (ખાટલા પરથી ઉતરીને)—ભગવન્ત! હવે મને અનુજ્ઞા મળવી જોઈએ.

**કલ્યાણકામ**—તમારી એવી જ ઇચ્છા છે તો હું રોકીશ નહિ. પરંતુ, શરીર સ્વસ્થ થયે ફરી દર્શનનો લાભ આપવાનો તમારો કોલ છે એમ સમજી અનુજ્ઞા આપું છું.

**રાઈ**—હાલ થોડા વખત સુધી તો કદાચ આપને નહિ મળી શકું. પણ સમય આવે આપને મળીશ અને ઘણી વાર મળીશ. આપનો સમભાવ એ તો મહામૂલ્ય વસ્તુ છે.

**સાવિત્રી**—આવી અવસ્થામાં તમે ઘોડા પર સવારી કરશો શી રીતે? ઘોડો પણ અશક્ત છે.

**શર્ઈ**—ઘોડાને દોરીને લઈ જઈશ; અને એથી અમને બન્નેને જે પરસ્પર સંતોષ થશે તેથી ચાલવામાં મને કે ઘોડાને શ્રમ કે વેદના જણાશે નહિ.

( સર્વેને નમન કરીને શર્ઈ જાય છે. )

**વંજુલ**—આટલી બધી ઘોડાની શી ઊઠવેઠ! હું હોઉં તો એવો ઘોડો પાંજરાપોળમાં મોકલી દઉં.

**કલ્યાણકામ**—તું કદી ઘોડા પરથી પડયો છે?

**વંજુલ**—કોઈ દહાડો ઘોડે બેઠો જ નથી ને!

**સાવિત્રી**—આવતા લગનગાળામાં તારે ઘોડે બેસવાનું આવશે.

**વંજુલ (મોં મલકાવીને)**—ભગવન્તની અને આપની કૃપા.

**કલ્યાણકામ**—વંજુલ! ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારની પદવી પૂજ્ય થાય છે. પણ તારી આટલી થોડી બુદ્ધિ જોઈ તને કોણ પૂજ્ય ગણશે?

**વંજુલ**—આપની નજરમાં મારી બુદ્ધિ થોડી હશે, પણ મારી બાયડી આગળ તો હું પરમેશ્વરથી પણ અધિક થઈશ.

**કલ્યાણકામ**—તેં ગીતામાં નથી વાંચ્યું કે પરમેશ્વરના સમાન કોઈ નથી તો અધિક ક્યાંથી હોય?

**વંજુલ**—એ સિદ્ધાન્ત તો પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નથી. હું તો બાયડી પાસે નિયમ પળાવીશ કે નિત્ય હું બારણેથી આવું ત્યારે દીવો લઈને મારી આરતી ઉતારે.

**કલ્યાણકામ**—આરતી ઉતારવાને બદલે તને પીવાનું પાણી આપે તો વધારે સારું નહિ?

**વંજુલ**—તરસ્યો આવ્યો હોઉં તો આરતી પૂરી થતા સુધી વાટ ન જોવાય એ ખરું. પાણીએ હાજર રાખવાનો હુકમ કરીશ. હું પાણી પીતો જઈશ ને બાયડી આરતી ઉતારતી જશે.

**સાવિત્રી**—વંજુલ ! હું ભગવન્તની આરતી ઉતારતી નથી એ તને ઘણું અયોગ્ય લાગતું હશે ?

**વંજુલ**—મારી બુદ્ધિની આપને કિમ્મત નહિ તેથી શી રીતે કહું ? બાકી એ તો પરમ કર્તવ્ય છે. હું તો મારી બાયડી પાસે પતિવ્રતાના બધા ધર્મ પળાવીશ. મારા જમી રહ્યા પછી મારી અજીઠી થાળીમાં જમે, હું આરામ કરૂં ત્યારે મને પંખો નાખે, હું માર મારૂં તોપણુ એક શબ્દ ના બોલે, એ બધા સતીધર્મના નિયમો સખ્ત રીતે પળાવીશ.

**કલ્યાણુકામ**—તું પોતે કોઈ નિયમ સખ્ત રીતે પાળીશ ખરો કે ?

**વંજુલ**—સ્ત્રીઓ માટે પુરુષોએ ઠરાવેલા નિયમ સ્ત્રી પાસે પળાવવા એટલો જ નિયમ સ્ત્રી પરત્વે પુરુષે પાળવાનો છે.

**કલ્યાણુકામ**—તારી સ્ત્રીને તારી અજીઠી થાળીમાં જમાડીશ તેથી કયું ફળ પ્રાપ્ત થશે ? તારો હક્ક બજાવ્યાનો તને સંતોષ થશે કે તારી સ્ત્રીને પોતાનું કર્તવ્ય કર્યાનું પુણ્ય થશે ?

**વંજુલ**—આપ ઘરમાં એ નિયમ પળાવતા નથી તેથી આપને આવી શંકા થાય છે. આવા આચારથી ધણી તરફ બાયડીની પૂજ્યબુદ્ધિ કેળવાય. તે વિના બાયડીને ધણી પર પ્રેમ થાય નહિ, અને તેમનો સંસાર સુખી થાય નહિ.

**કલ્યાણુકામ**—તારી અજીઠી થાળીમાં જમ્યા વગર પણુ તારી સ્ત્રીને તારા પર પૂજ્યભાવ અને પ્રેમ થાય તો ?

**વંજુલ**—પણુ તે કાયમ રહે એનો શો ભરોસો ?

**કલ્યાણુકામ**—તારી સ્ત્રીની અજીઠી થાળીમાં જમ્યા વગર તારો તેના પર પ્રેમ કેમ કાયમ રહેશે ?

**વંજુલ**—મારે કાંઈ પૂજ્યભાવથી પ્રેમ કરવાનો છે ? મારે તો માલકીપણાથી પ્રેમ કરવાનો છે.

**સાવિત્રી**—સ્ત્રીઓને માટે બધા નિયમો પુરુષો જ કરશો કે થોડા નિયમો સ્ત્રીઓને પોતાની મેળે કરવા સારુ રહેવા દેશો ?

**વંજુલ**—ત્યારે અમારી આ મૂછો શા કામની?

**સાવિત્રી**—મૂછોથી બાયડીને મારવાની અને અજીઠું જમાડવાની પ્રેરણા થતી હોય તો એવી મરદાનગી વિના દુનિયાને ચાલે તેમ છે. દુનિયાને તો આ રાઈ આવ્યો હતો તેના જેવી મરદાનગીની જરૂર છે.

**કલ્યાણકામ**— (ઉપજાતિ)

જે શૌર્યમાં કોમલતા સમાઈ,
તેનેજ સાચું પુરુષત્વ માન્યું;
દ્રવન્ત લોખંડનું ખડ્ગ થાય,
પાષાણનું ખડ્ગ નથી ઘડાતું. ૨૪

**સાવિત્રી**—એ યુવકના રસોજ્જ્વલ શૌર્યના દર્શનથી જાણે પ્રથમ એવા કોઈ પુરુષ જોયા હોય એમ ભાન થતું હતું; અને, તે સાથે વળી એની આકૃતિ અપરિચિત લાગતી હતી.

**કલ્યાણકામ**—અનેક ભાવનાઓ મૂર્તિમંત થઈને ચિત્તને સંસ્કારોનો સાક્ષાત્કાર કરાવતી હતી, પણ, એ ભાવનાઓ એક પાત્રમાં સમગ્ર થયલી કદી જોવામાં આવેલી નહિ, તેથી, આદર્શની આકૃતિ પહેલી જ વાર નજરે પડેલી જણાતી હતી.

**વંજુલ**—મને તો રાઈ દીધેલું સૂરણ યાદ આવતું હતું. ખરો સ્મરણાલંકાર તો એ જ.

**કલ્યાણકામ**—અલંકારશાસ્ત્રમાં તું ભૂલે એવો નથી. પણ, સૂરણ સુંદર નથી દેખાતું.

**વંજુલ**—એ ગમે તેવો સુંદર દેખાતો હશે, પણ આખરે તો માળી જ!

**કલ્યાણકામ**—એવો જો કોઈ ક્ષત્રિય મળી આવ્યો હોત તો હું મહારાજ પર્વતરાયને કહેત કે જુવાન થવાના ઉપચાર કરવાને બદલે એવા યુવકને દત્તક લેવો એ શ્રેયસ્કર છે. યોગ્યતા જોઈ પદવી અપાતી હોય તો રાજપદ એને જ—

(નોકર પ્રવેશ કરે છે.)

**નોકર** (નમીને)—મળી ચૂક્યું છે, ભગવન્ત.

**કલ્યાણકામ** (ચમકીને)—શું ?

**નોકર**—પૂર્વમંડળેશ તરફથી દૂત આવ્યો છે તે કહે છે કે એટલા જ શબ્દો ભગવન્તને કહેવાના છે.

**કલ્યાણકામ**—ઠીક, એને ઉતારો આપો. અને, પુષ્પસેનજીને મારા નમસ્કાર સાથે કહી આવ કે આપની જરૂર પડી છે માટે કૃપા કરી સત્વર પધારશો.

**નોકર**—જેવી આજ્ઞા. (**નમન કરીને જાય છે.**)

**કલ્યાણકામ**—વંજુલ ! જા, એ દૂતના ભોજનનો બંદોબસ્ત કર.

**વંજુલ**—મારા ભોજનના બંદોબસ્તનું તો કહેતા નથી ! (**જાય છે.**)

**સાવિત્રી**—આ દૂતનો સંદેશો કાંઈ અગમ્ય છે !

**કલ્યાણકામ**—મહારાજ પર્વતરાય ગેરહાજર છે તે જાણી પૂર્વમંડળ પર ચડી આવવા કેટલાક શત્રુઓ તૈયારી કરતા હતા. તેમનું સૈન્ય સરહદ પર એકઠું મળે એટલે આવા શબ્દનો સંદેશો મુદ્દામ માણસ સાથે મોકલવા પૂર્વમંડલેશ સાથે સંકેત કર્યો હતો. એ તરફ સૈન્ય તો પ્રથમથી મોકલેલું છે. પણ, પુષ્પસેનને જ ત્યાં મોકલવાની હવે જરૂર છે. પુષ્પસેન આવે ત્યાંસુધીમાં હું આ કાગળો તૈયાર કરી રાખું.

**સાવિત્રી**—ભોજન કરીને થોડી વિશ્રાન્તિ લીધા પછી આ કામ કરવાનું રખાય તેમ નથી ?

**કલ્યાણકામ**— (હરિણી)

તમ વચનથી પામ્યો છું હું ઉરે રસપોષણ;<br>
ઉદરભરણે હાવાં કાંઈ સહીશ વિલંબન;<br>
શ્રમ ઘટી ગયો સુણી જે જે વદ્યો બટુ વંજુલ;<br>
શ્રમ–સુખ જુદાં થાયે ક્યાંથી ખભે ધરી જ્યાં ધુર? ૨૫

(**બન્ને જાય છે.**)

## રમણલાલ

### સંયુક્તા

#### અંક ૪: પ્રવેશ ૪

સ્થળ : નિર્જન વનમાં દેવીનું મન્દિર

**ચંદ**—અહો જગજ્જનની! તારી આજ્ઞા મેં પાળી છે! યુદ્ધમાં જતાં તારાં દર્શનની તેં પ્રેરણા કરી. એ પ્રેરણાને વશ થઈ હું આવ્યો, તારાં દર્શન કર્યાં, અને એ દર્શનના ફળરૂપે મને તેં તારો બંદીવાન બનાવી દીધો. એ બંધનમાં રહેરહે તારી આજ્ઞા પ્રમાણે ઓ અમ્બિકા! મેં આ રાસો રચ્યો છે. કૃપા કરી આ મન્દિરનાં દ્વાર મારે કાજે હવે ખોલી દે. દ્વાર નહિ ખુલે તો હું તારી કમલપૂજા કરવા તૈયાર છું.

(પોતાના માથા ઉપર ખડ્ગ મારવાની તૈયારી કરે છે. દેવીનો સાક્ષાત્કાર થાય છે.)

**દેવી**—વત્સ, તું ખરો દેવીપુત્ર છે. તારાથી હું પ્રસન્ન છું. માગ, માગ, જે માગે તે આપું!

**ચંદ**—દેવી, મંદિરનાં દ્વાર ખુલ્લાં કરો, અને મને યુદ્ધભૂમિમાં જવા દો. મારા વગર યુદ્ધમાં કોઈને રસ નહિ આવ્યો હોય. હું જઈશ અને એક સિન્ધુડો લલકારીશ એટલે વિજય આપોઆપ ચાલ્યો આવશે.

**દેવી**—મારી આજ્ઞા પાળી તેં રાસો લખ્યો. એ રાસો મહાભારત સમાન કીર્તિ પ્રાપ્ત કરશે. જા.

(દેવી તથા મંદિર અદશ્ય થઈ જાય છે.)

**ચંદ**—આ શો ચમત્કાર! મંદિર ક્યાં? દેવી ક્યાં? મારો રચેલો ગ્રંથ તો મારી પાસે જ છે. આ તે સ્વપ્ન કે સાચું? પાણીપતનો રસ્તો પણ મને જડતો નથી. લાવ આ રસ્તે જ જાઉં.

(જતાંજતાં સૂતેલા વીરભદ્રને અથડાય છે.)

**વીરભદ્ર**—અરે, ઓ મૂર્ખ માનવી, આંખો મીંચી ક્યાં દોડે છે? જોતો નથી કે હું અહીં સૂતો છું?

**ચંદ**—મને શી દરકાર છે? એવો કોણ છે તું કે તને જોવો જ પડે?

**વીરભદ્ર**—હું કોણ છું? જો મારી સામે. યાદ આવે છે?

**कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो।**

**ચંદ** (સ્વગત)—આજ તો ચમત્કારો જ દેખાયાં કરે છે. (પ્રકાશ) જટાજૂટ ધરેલા વિકરાળ મુખાકૃતિવાળા આપ કોણ છો? મને ત્વરાથી કહો. મારે યુદ્ધમાં જવું છે.

**વીરભદ્ર**—મહાકાલ શંકરના દેહમાંથી પ્રગટ થયલો હું કાળસ્વરૂપ વીરભદ્ર છું. યુદ્ધ સમાપ્ત થયું છે. હવે ત્યાં તારી જરૂર નથી. હમણાં જ ક્ષત્રીઓને ખાઈને હું આવ્યો છું!

**ચંદ** (તલવાર ખેંચી)—બસ, બસ કર તારી વાણી! ક્ષત્રિયોનું ભક્ષણ કરનાર ઓ પિશાચ, હજી હું બાકી છું. મગદૂર હોય તો આવ, મારી સાથે એક ઝપટ કર, અને મને જિતીને આગળ જા.

**વીરભદ્ર** (હસીને)—ઓ ક્ષુદ્ર માનવી, તું શાનો તલવાર ખેંચે છે? હું કાળરૂપ છું તે ભૂલી જાય છે?

**ચંદ**—કાળને પણ વશ કરનાર અમારી તલવાર હજી સાબિત છે.

**વીરભદ્ર**—નહિ, નહિ. એ તલવાર કટાઈ ગઈ માટે તો મારે આવવું પડ્યું. જો, જરા નજર કર. તારી તલવાર ચાલે એમ છે?

(ચંદ તલવાર તરફ જુએ છે.)

**ચંદ**—શું આશ્ચર્ય ? અરે ! મારી તલવાર કટાઈ ગઈ છે. એટલું જ નહિ, તે બુઠ્ઠી થઈ ગઈ છે. ઓ દેવ, ક્ષણ પૂર્વે તો તેમાંથી વિજળી વરસતી હતી ! આ બધું શું થાય છે ?

**વીરભદ્ર**—કવિરાજ, એ ક્ષણ પણ ગઈ, અને ક્ષણના ઉપરની શમશેર પણ ગઈ. તારી શમશેર જેવી તેવી નથી. તે તો હાલના ભરતખંડની સકલ શમશેરોનું દર્પણ છે.

**ચંદ**—શું કહો છો ? ત્યારે તો આર્યોનું આવી બન્યું અને મ્લેચ્છો ફાવ્યા!

**વીરભદ્ર**—સ્વર્ગમાં વસતા દેવો તો આર્યઅનાર્યના સ્થળકાળને અંગે ભેદ પાડતા જ નથી. આર્યાવર્તમાં આવી જે જિત મેળવે તે આર્ય, અને હાર ખાય તે અનાર્ય. પરાપૂર્વથી એમ બનતું આવ્યું છે.

**ચંદ**—શું મ્લેચ્છો એ આર્ય, અને અમે આર્યધર્મીઓ અનાર્ય ?

**વીરભદ્ર**—તમને આર્યધર્મી કોણે કહ્યા ? ગળે માળા પહેરો છો, કપાળે તિલક કરો છો, સ્પર્શાસ્પર્શમાં દક્ષતા દાખવો છો, અને મુખેથી રામકૃષ્ણ કહો છો, માટે તમે આર્ય થઈ ગયા ? ઓ આર્યોનાં હાડપિંજર ! તમારી આર્યતા તો હવે ઉડી ગઈ. તમારે સ્ત્રીઓ માટે કપાઈ મરવું છે, જમીનના ટુકડા પાછળ લોહીની નદીઓ વહેવરાવવી છે, કૃતઘ્ની બનવું છે, સ્વદેશદ્રોહ કરવો છે, સંપ અને એકતાને સ્વપ્નવત્ મિથ્યા કરવાં છે અને છતાં આર્યપણાનું અભિમાન કરવું છે ! એ નહિ ટકે. તમારાં પાપનું તમારે પ્રાયશ્ચિત્ત કરવું જ પડશે. આર્યતાનું ખરું અભિમાન મુકી જાતિભેદમાં પડ્યા છો, તો તમારા અનેક બંધુઓને યવનોની સેવા કરતા જોશો......

**ચંદ**—અરે, અરે, ઓ શંકરસ્વરૂપ વીરભદ્ર, આવા શાપ શાને દો છો ? અમારા દોષ હોય તેની ક્ષમા આપો.

**વીરભદ્ર**—દોષની ક્ષમા છે જ નહિ. દોષની તો શિક્ષા જ હોય.

**ચંદ**—સકલ આર્યાવર્તનો દોષ હું મારો કરી લઉં છું. મને શિક્ષા કરો. પરંતુ આર્યોને બચાવવાનો માર્ગ બતાવો.

**વીરભદ્ર**—એકના દોષને બદલ બીજાને શિક્ષા કરવા દેવો તૈયાર નથી. એ અન્યાય માનવીઓને જ મુબારક હો !

**ચંદ**—તો મને કાંઈ માર્ગ બતાવો ! મારે શું કરવું ?

**વીરભદ્ર**—તારે કરવાનું તેં કર્યું છે. આર્યતાના રહેલા અંશો તારા સ્વામીની સાથે હાલ તો લોપાઈ ગયા છે. એ આર્યતાનું તું સ્મરણ છે. વર્તમાનમાં હવે તું રહ્યો નથી. ભૂતના પડઘા પાડવાનું તારું કાર્ય હતું. તે કાર્યને અર્થે દેવીએ તને મંદિરમાં પૂર્યો, અને પૃથુરાજ-રાસો તારી પાસે લખાવ્યો. હાલ તો નહિ પણ ભવિષ્યમાં એ સ્મરણથી આર્યતા પાછી જાગશે.

**ચંદ**—અરેરે! તો મને યુદ્ધમાં જઈ મરવા કેમ ન દીધો ?

**વીરભદ્ર**—યુદ્ધમાં તું જાત, તો આ કહેવાતા આર્યોની શિક્ષાનો સમય જરા આગળ લંબાત. તારી વાણીમાં સરસ્વતી વસે છે. એ વાણીના બલે યુદ્ધનું સ્વરૂપ પલટાત. પરંતુ એમ થવા દેવું એ હિંદની વિધાતાને ઠીક ન લાગ્યું.

**ચંદ**—હિંદની વિધાતા ? ઓ વીરભદ્ર, તમે શું કહો છો ? ભરતખંડનું ભાગ્ય જ ફરી ગયું ! આ કલેશમય જીવન હવે શા કામનું છે ? હિંદ ગયું, હિંદનો પાળનાર ગયો. અનાર્ય આર્યાવર્ત ! તારા પ્રદેશમાં હું જીવતો કેમ રહી શક્યો ? સઘળા ગયા અને હું શું ભૂત સરખો ભટકીશ ? ના...

**વીરભદ્ર**—કવિરાજ, તમારા જીવનનો ઉદ્દેશ તમે પાર પાડ્યો છે. હવે શોક શાને કરો છો ? ટુંકી દૃષ્ટિમાં જ શોક રહ્યો છે. અને તેથી પ્રભુના ઉદ્દેશો સમજાતા નથી. સાંભળો. આર્યાવર્તમાં જે પ્રજા આવશે તે આર્ય થઈને જશે. પ્રભુની શિક્ષામાં પણ દયા છે. પ્રભુ એકલા આર્યાવર્તને જ આર્ય રાખવા માગતો નથી. સમગ્ર જગતને તે આર્ય બનાવવા માગે છે. આર્યાવર્તમાં પરદેશીઓ આવે નહિ ત્યાંસુધી જગતમાં પૂરી આર્યતા ફેલાવાની નથી. હિંદ એ જગતનું ત્રિવેણીસંગમ છે, તીર્થરાજ છે. આર્યો આવ્યા. મુસલમાનો આવે છે. તે પણ આર્ય બનશે; અને પશ્ચિમની ગોરી પ્રજા

આવશે, તે પણ આર્ય બનશે, એક બીજાની જુદી આર્યતા આમ પરિપૂર્ણ થતી જ જશે. એ સઘળા આર્ય બનશે તેમાં જ જગતનો ઉદ્ધાર છે. અને આજનો આર્યોનો પરાજય ભવિષ્યમાં તેમનો વિજય બનશે ! જુઓ હિંદના ભવિષ્યમાં દૃષ્ટિ કરો !

(હિંદ દેવીનું એક ચમત્કારિક સ્વરૂપ સ્મિત કરતું અચાનક પ્રકટ થાય છે. આશ્ચર્યચકિત થઈ ચંદ બીરદાઈ હિંદમાતાનું અદ્‌ભુત સ્વરૂપ નિહાળે છે. દિવ્ય સત્ત્વો હિંદમાતાના સ્વરુપનું વર્ણન કરતાં ગાય છે.)

**દિવ્ય સત્ત્વો—**

(લાવણી)

એ એજ અમારી માત પુનિત રઢિયાળી !
જગ ઝંખવતી અહા ! ઊભી પ્રકાશિત બાળી !

એ જુઓ, ગગનપટ ફોડી ધ્વજા ફરફરતી !
સ્મિત વેરંતી દસ દિશે માત મદ ઝરતી.

ઘુઘવે રત્નાકર રત્નભર્યો નિજ ખોળે,
જગમુકુટ હિમગિરિ ઊભો ગગનને તોળે.

જન-પ્રજાતણાં શિર ઝૂકે માતને ચરણે,
સહુ તૃષા નિવારે હિન્દપ્રેમને ઝરણે.

જુઓ હિન્દતણાં સંતાન દેવ સમ સોહે,
ઇતિહાસે નિજનાં પ્રેમશૌર્ય પર મોહે.

સહુ સંયમી ને શીલવાન પ્રતાપી પવિત્ર !
વિધિ આલેખે શું જગ પર પ્રભુનાં ચિત્ર ?

જનકુલ ઉદ્ધારતી માત પ્રણામ અનેક !
જય જય જગમાં ચિરકાલ ! માત અહાલેક !

**વીરભદ્ર** (અદૃશ્ય થતાં)—કવિરાજ, મૈયાનો અહાલેક ઉપાડી લે ! ગયલું પાછું આવશે અને નહોતું તે નવું મળશે ! બોલ, અહાલેક !

**ચંદ**—અહાલેક ! મૈયા, અહાલેક !

(દૃશ્ય સમેટાઈ જાય છે.)

# રમણલાલ

## શંકિત હૃદય

### અંક ૨ : પ્રવેશ ૬

સ્થળ : કવિનું ઘર

(કવિપત્ની ગાતાં ગાતાં પ્રવેશ કરે છે.)

**કવિપત્ની—**

મોરો ઝાંઝર ઝમકે, ઝમક ઝમક, પિયુ આજ!
મોરી ઘુઘર છમકે, છમક છમક, આવે લાજ!
હાં મોરો ઝાંઝર ઝમકે—

બળ્યું, આ તે ગીત છે? આવાં આવાં ગીત તે શું બનાવતા હશે? મને સમજાવે છે કે આ તો ભજન છે! જાણે મને કશી ખબર જ ન હોય? શું કરે બિચારા? રાતદિવસ મહેનત કરે છે, પણ મનભર પૈસો મળતો નથી. હવે શું કરવો છે પૈસો? કલેશકંકાસનું તો નામ જ નહિ. આખોય દહાડો હસવું અને હસાવવું. પછી બીજાં સુખને શું કરવું છે?... આજકાલ તો બહુ જ મોડા આવે છે... કહેતા નથી કે શું કામ કરે છે. આમ શરીર શી રીતે પહોંચશે? આજ તો ખૂબ લડીશ.

જલદી બારણું ઉઘાડીશ જ નહિ ને. જીવ સાટે મારે પૈસો ના જોઈએ. આછુંપાતળું જે હશે તેનાથી ચલાવીશ પણ આમ દુઃખ વેઠવા નહિ દઉં.

( બહાર કવિ આવે છે. )

કવિ ( સ્વગત )—આજ તો ખૂબ મોડું થઈ ગયું. રાતના પગ લાંબા થયા હોય એમ લાગે છે ! નહિ તો આવાં ડગલાં ભરે ? અકર્મીની જાત, બીજું શું ?...બારણું બંધ થઈ ગયું છે ! બિચારી થાકી-પાકી સૂતી હશે ! સુખ દેખતી નથી તોયે સંતોષી છે. પરણવું તો પૈસાદારે જ ! ભિખારીએ પરણવાના ચસકા ન કરવા જોઈએ !... અરે, યાર, પણ એ કાંઈ ચાલે ? હવે બારણું ઉઘડાવવું જ પડશે. પાડો બૂમ ! ( બૂમ પાડે છે. ) એ...પડોશી જાગતા ન હોય તો પ્રિયા ! નહિ તો, એ !...કોઈ બોલતું નથી. શારીરિક કસરતના ફાયદા પૂરા જણાય છે. ઊંઘ તો બરાબર આવે છે. ઓ રાતભર તમાશામાં તરવરતા તવંગરો ! જુઓ ! હાથ કરડો ! તમારી દવાઓ ઢોળી દો ! તમારા ડાકટરોને બદલે મને પૈસા આપો ! ઊંઘની ઔષધિ ખોળવી હોય તો આવો મારા ઘરમાં....અરે, પણ મને જ ઘરમાં જવાનાં ફાંફાં તો તવંગરોને ક્યાં બોલાવું ? અરે આ ટાઢમાં મારું કવિત્વ થીજી જાય છે, ઠરી જાય છે ! વેપારીઓ, ઘીના ભાવ સોંઘા કરો....એ ! ખોલો ખોલો...शांताकारं भुजगशयनं. આ ઠંડીમાં બન્ને જડબાંએ શો વેગ ધારણ કર્યો છે ! શો કડકડાટ ચાલે છે. તારમાસ્તરોને પ્રૅક્ટીસ આપી શકું એમ છું....અરે, ઘરમાંથી, પડોશમાંથી કોઈક તો જાગો. એ તો હું કવિ ! મહાકવિ ! શીઘ્ર કવિ ! થથરતો કવિ !...અત્યારે મારી કલ્પના કુદરતમાંથી ઉડી આવી ઘરમાં ભરાઈ છે, અને મારાં સ્ફુરણોમાં ગોદડાંનું ગાન આવે છે !

( અંદરથી પ્રશ્ન થાય છેઃ ‘ કોણ એ ? ’)

હજી તો ‘ કોણ એ ! ’ કવિરાજ જીવતા રહેવું હોય તો થોડી બેઠક ખેંચી કાઢો, નહિ તો શરીરમાં એક બીજો હિમાલય ફૂટી નીકળશે.

( ફરી પ્રશ્ન થાય છેઃ ‘ કોણ હશે ? ’ )

હવે આવી રહ્યા ! બૂમ પડાય એમ નથી !

(ત્રોટક)

નથી જોર, બૂમો ક્યમ પાડું સખિ ?
નથી ચોર હું કે ઘર ફાડું સખિ !
નથી કૂંચી, શી વિધ્ય ઉઘાડું સખિ ?
નથી આદર, ને ક્યમ આવું સખિ ?
નથી પાંખ, શી વિધ્ય ઉડાય સખિ ?
નથી કંઠ, પછી શું ગવાય સખિ ?
નથી ચેતન, કેમ લવાય સખિ ?
ઘર ખોલ્યું નથી, શું અવાય સખિ ?
ઘર ખોલ સખિ !
કંઈ બોલ સખિ !

( બારણું ખૂલે છે. )

બસ, બસ ! કવિતા દેવી, તું અલોપ થઈ જા ! અને ગૃહદેવી ! મને અંતઃપુરમાં અલોપ કરી દે ! ગૃહદેવી, ગૃહલક્ષ્મી !

( કવિપત્ની આવે છે. )

**પત્ની**—આપ કોણ છો ? કોને બોલાવો છો ? ભૂલા પડ્યા લાગો છો.

( ઝીંઝોટી )

જાઓ, જાઓ, જ્યહાં રાત ગુજારી,
ભૂલી પડી મદભર તુજ નયનાં !
ચરણ ચલિત, તંબોલ અધર પર,
લાલ છૂપે નહિ છલબલ ચૈનાં !—જાઓ.

**કવિ**—નાયિકાભેદનાં મારા જ ઘરમાં દષ્ટાંત ? મારું કાવ્ય મારી જ સામે ? હું હસું કે રડું ?

**પત્ની**—બેમાંથી એક !

**કવિ**—બન્ને વચ્ચે હ્રદય વહેંચાઈ ગયું છે. માટે અડધો હસું છું અને અડધો રડું છું !

**પત્ની**—એમ કેમ ?

**કવિ**—જો, હું હસું છું એટલા માટે કે તેં આપેલા માનને હું બિલકુલ લાયક નથી; છતાં તું મને કૃષ્ણ કનૈયા જેવો દક્ષિણ માને છે! અને રડું છું એટલા માટે કે મારી તીવ્ર ઈચ્છા છતાં તે માનને લાયક હું બની શકીશ નથી. રાત ક્યાં ગુજારી તે મારું મન જાણે છે! પ્રભુ, વકીલ ડાક્ટરનું સ્વપ્નું પણ રાતમાં ન હજો! પગ તો ટાઢમાં થથરી ઊઠ્યા હતા અને હોઠ ફાટીને લાલ બન્યા છે. બીજું કાંઈ જ નથી. તંબોલ તો કોઈ ખવરાવે એમ નથી, પણ જો, આજે તો હું ભારેમાં ભારે ખુશખબર લાવ્યો છું!

**પત્ની**—કોઈ કવિતા લખી? કે કાંઈ ભાષણ આપ્યું?

**કવિ**—શી કવિઓની આબરૂ હોય છે? ધાર, એ સિવાય બીજું કાંઈ.

**પત્ની**—ચિદ્દ્ધનનો પત્તો લાગ્યો હશે.

**કવિ**—આ સંસાર એવો અંધારો કૂવો છે કે તેમાં કોઈનો પત્તો જ ન લાગે.

**પત્ની**—નોકરીમાંથી તમને કાઢી મૂક્યા હશે!

**કવિ**—સ્ત્રીઓથી કોઈ દિવસ રાજ્ય ચલાવાનું નથી તેની આ ઉપરથી ખાતરી આપું છું. જો આમ આવ! વાત કહું!

**પત્ની**—પાસે આવવાની શી જરૂર છે? જ્યાં છો ત્યાંથી જ વાત કરોને?

**કવિ**—અરે, તું ગભરાઈશ નહિ. અત્યારે હું પ્રેમનાં પંજામાં સપડાયો નથી. પાસે આવવામાં જરા પણ સંકોચ ન લાવીશ. (પાસે આવે છે.) હાં. એમ. જો, આજ તો હું હજારો રૂપિયાનો માલિક બન્યો છું.

**પત્ની**—હજારો!

**કવિ**—લાખ!

**પત્ની**—લાખ રૂપિયા?

**કવિ**—અરે લાખ શું? કરોડ!

**પત્ની**—કરોડ?

**કવિ**—તેથી યે વધારે; અબજ!

**પત્ની**—અબજ? અરે વાહ!

કવિ—ખર્વ !

પત્ની—ખર ?

કવિ—આ અભણ બૈરાનું મહા દુ:ખ છે! ક્યે વખતે ખર્વના ખર બનાવશે એ કહેવાતું નથી !

પત્ની—મારા મનમાં કે ગુણ ભરાય એટલા પૈસાને 'ખર' કહેતા હશે.

કવિ—તારું કહેવું ખરું છે. કોઈ વૈયાકરણીને વ્યુત્પત્તિમાં ઉપયોગી થઈ પડશે! આ રીતે તો તું શબ્દાર્થની એકાદ ચોપડી પણ બહાર પાડી શકશે! અસ્તુ. કરોડ, અબજ, અને ખર્વની વાત તો નહિ. પણ લાખોની લાલચ તો છેજ.

પત્ની—કંઈથી ચોરી લાવ્યા કે લૂંટ કરી ?

કવિ—થોડી ચોરી અને થોડી લૂંટ! પણ કશો ગુનો નથી કર્યો, હોં!

પત્ની—ચોરી અને લૂંટ બન્નેમાંથી એકે ગુનો નથી, ખરું?

કવિ—આ બાઈ બિલકુલ જૂના જમાનાની છે! બારમા સૈકામાં જન્મી લાગે છે! ગુનો ક્યારે થાય એ ખબર છે?

પત્ની—ગુનો કરે ત્યારે.

કવિ—એજ મોટી ભૂલ છે! ગુનો કરે ત્યારે નહિ, પણ પોલિસ પકડે ત્યારે ગુનો બને છે. અમારા વકીલ મિત્રને પૂછી જોજે. જો તારા કહેવા પ્રમાણે ફક્ત ગુનો કરવાથી જ ગુનેગાર થવાતું હોત તો બસ આખી દુનિયાને કેદખાનામાં રહેવું પડત!

પત્ની—પણ એ કોના પૈસા ?

કવિ—કુંજબિહારીની મિલકત અમે ત્રણે જણ વહેંચી લેવાના છીએ. જોજે, કોઈને વાત કરતી !

પત્ની—તમને દત્તક લીધા કે શું ?

કવિ—આપણી તો બહુએ ઇચ્છા છે કે કોઈ માલદાર આપણને દત્તક લે! પણ એ તો હાલમાં બને એવું નથી. વૃદ્ધાવસ્થામાં કોઈ નીકળી આવે તો જુદી વાત છે. પણ હાલમાં તો કુંજબિહારીનો

બધો કારભાર અમારે ત્રણ જણને કરવાનો છે. વકીલ, ડાક્ટર અને હું. પૈસા મારી લેવાની પેરવીઓ થયે જાય છે.

**પત્ની**—તમે પણ એ પેરવીઓમાં સામેલ છો કે?

**કવિ**—મારા વગર ચાલે? પણ એ પૈસાનો મને એક જ ડર લાગે છે.

**પત્ની**—શો ડર?

**કવિ**—મારા હાથમાં ટકશે નહિ, અને બીજી ઉપાધિ સાથે આવે એ જુદી! એટલે હું તારી સલાહ માગું છું.

**પત્ની**—એવો પરાયો પૈસો મારે ન જોઈએ! આપણે શી ખોટ છે?

**કવિ**—ખરી વાત! આપણે શી ખોટ છે? પણ જોજે, આ પૈસો જવા દઈશું તો પછી છોકરાંને ગાડી નહિ મળે. તને ઘરેણાં નહિ મળે. અને મને શું નહિ મળે તે ખબર નથી. ચોરી કે લૂંટ સિવાય પૈસો મળતો નથી એ ધ્યાનમાં રાખજે.

**પત્ની**—એવા પૈસા વગર ચલાવીશું! એવા લલચાશો નહિ; નહિ તો પછી મને તમે ગમશો નહિ!

**કવિ**—નહિ, નહિ, નહિ! એવા પૈસાને લાત મારૂં છું! તને ના ગમું તો પછી પૈસાને લઈ શું કરૂં?–(સ્વગત) ગરીબો, સદાય ગરીબ રહેજો! પૈસામાં મજા નથી!

# હંસા મહેતા

## અનારકલી

### અંક ૨

સ્થળ : ફત્તેહપુર સિક્રીનો નવરત્ન સભામહેલ

(કિનખાબની ગાદી પર બાદશાહ : અનારકળી પંખો નાખવા ઊભી છેઃ ગાદીની સામે મોટો અરીસો : બાદશાહની જમણી બાજુએ બીજી ગાદી પર સલીમ બેઠો છે.

નવ રત્ન ઉપરાંત, જુદાજુદા ધર્મના પંડિતો બિરાજે છે. બધા ધર્મનાં સારાંસારાં તત્ત્વોવાળો નવીન ધર્મ સ્થાપ્યો હોય તો સારું કે નહિ, તેની ચર્ચા ચાલી રહી છે. એટલામાં બાદશાહની નજર સલીમ પર પડે છે. એને કોઈ સાથે હસતો અને ઇશારતથી વાતો કરતો જુએ છે. સામે અરીસામાં જોતાં પાછળ ઊભેલી અનારકળીને પણ આંખોથી વાતો કરતી ને હસતી જુએ છે. બાદશાહ ગુસ્સે થાય છે ને દરબાર જલદી બરખાસ્ત કરી દે છે. બાદશાહ અને સલીમ રહે છે. અનારકળીને પણ બીજા ખંડમાં જવાનું કહે છે.)

બાદશાહ—સલીમ, તું સભામાં આવ્યો તેથી મને ખુશી થઈ કે આમાં તને રસ પડે છે. પણ હવે મને સમજાયું કે તારું આવવાનું કારણ કાંઈ જુદુંજ હતું. તારી મહોબતોનો પાર જ આવતો નથી. એક જાય અને બીજી. બોલ અનારકળી સાથે તારે ક્યારથી ઓળખાણ થઈ?

**સલીમ**—જહાંપનાહ, આપનો ધર્મ જુદો છે, મારો ધર્મ જુદો છે. મેં અનેક વાર કહ્યું તેમ હું સાધારણ મનુષ્ય છું. કોઈ સુંદર વસ્તુને ચાહવી તેમાં હું પાપ સમજતો નથી. અનારકળી સુંદર છે. એને માટે મને પ્રેમ આવે તો એમાં મેં શો ગુનો કર્યો કહેવાય? આપની આજ્ઞા હોય તો મારે એની સાથે લગ્ન કરવાં છે.

**બાદશાહ**—(ગુસ્સે થઈ) એક ગુલામ સાથે લગ્ન! મારે તારાં આવીજ રીતે લગ્ન કરવાં હોત તો મહેર–ઉન્નિસા બહેતર હતી. સલીમ તારાં લગ્ન મેં નક્કી કર્યાં છે.

**સલીમ**—(ચમકીને) હેં! કોની સાથે?

**બાદશાહ**—(જરા નરમ બની) એક રજપૂતાણી સાથે. રાજા માનસિંહની બહેન સાથે.

**સલીમ**—(ગુસ્સામાં) આપ હિંદુઘેલા બન્યા છો ને મને બનાવવા માંગો છો. એક સ્ત્રી જેને મેં જોઈ પણ નથી, તેની સાથે કદી પણ હું લગ્ન કરીશ નહિ.

**બાદશાહ**—બધાં રાજલગ્નો એવાં જ થાય છે. એમાં જોવાની જરૂર રહેતી નથી. રાણા પ્રતાપને જિતવાનો આ જ ઉપાય છે. રાજા માનસિંહ સિવાય એને જિતે એવું કોઈ દેખાતું નથી, એટલે એને આપણો સંબંધી બનાવવામાં જ સાર છે.

**સલીમ**—એ ખટપટ મારે ના જોઈએ. પ્રતાપને જિતવો બાકી શું રહ્યો છે? ખાલી મમતને માટે સ્વાર્થનો હું શામાટે ભોગ આપું?

**બાદશાહ**—(ગુસ્સામાં) ખરે જ તું સાધારણ મનુષ્ય છે. જેનામાં મહત્ત્વાકાંક્ષા નથી તે સિંહાસને બેસવા લાયક નથી. અરે! શાહજાદો થવાને પણ લાયક નથી. મારી ઇચ્છા પ્રમાણે નહિ થાય તો જોઈશ કે તું મારી પાછળ સિંહાસન પર કેમ બેસે છે.

**સલીમ** (ગુસ્સામાં)—તે તો પાછળથી થઈ રહેશે. (જાય છે.)

(બાદશાહ થોડી વાર વિચારમાં બેસે છે. પછી અનારકળીને બોલાવે છે.)

**બાદશાહ**—બોલ, શાહજાદા સલીમ અને તારે શો સંબંધ છે?

**અનારકળી** (નીચું જોઈ)—જહાંપનાહ, આ દાસી શાહજાદાને ચાહવાની ધૃષ્ટતા કરે છે.

**બાદશાહ**—એ ખરે જ ધૃષ્ટતા કહેવાય. એક ગુલામ થઈને આટલી છૂટ લેવી.

**અનારકળી**—શરીર ગુલામ છે, હૃદય ગુલામ નથી. એને તો જ્યાં ચાહવું હોય ત્યાં ચહાવાની છૂટ છે.

**બાદશાહ**—એક ગુલામ થઈને મારી આગળ આમ બોલતાં અચકાતી નથી? મારી આજ્ઞા છે કે આજથી શાહજાદા સાથે તારે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો નહિ.

**અનારકળી**—જહાંપનાહ, મારું હૃદય જેનું ગુલામ છે તેનું જ ફરમાન માનશે. આપના કહ્યાથી હું મારા હૃદયને વારી નહિ શકું.

**બાદશાહ** (ગુસ્સે થઈ)—તને ખબર છે કે મને ગુસ્સે કરવામાં શી શિક્ષા છે?

**અનારકળી**—મોટી–પણ તેથી હું શારીરિક ગુલામગીરીમાંથી મુક્ત થઈશ.

**બાદશાહ** (થોડી વાર એના સામું જોઈ, એના રૂપથી નરમ બની)—ખરે, સલીમ તારી સાથે પ્રેમમાં પડે તેમાં નવાઈ નથી. પરંતુ એ તો પતંગિયું છે, આજે આ ફુલ પર તો કાલે બીજાં. થોડા દિવસમાં એ તને ભૂલી જશે તો પછી મને ગુસ્સે કરવામાં શો ફાયદો?

**અનારકળી**—સલીમ ભલે પતંગિયું હોય. હું તો એટલું જાણું છું કે હું એને ચાહું છું. પછી ભલે એથી મને મૃત્યુની શિક્ષા મળે.

**બાદશાહ**—તારા જેવી સુંદરતાને નષ્ટ કરવી એ તો ઘાતકી મનુષ્યનું જ કામ. (થોડી વાર આમતેમ આંટા ફરી) શું સલીમના ક્ષણિક મોહની ખાતર મારી બધી આશાઓ નષ્ટ થશે? (નિશ્ચય પર આવતો હોય તેમ) અનારકળી, તું પ્રેમની ખાતર તારો ભોગ આપવા તૈયાર થઈ છે, એટલે તારો પ્રેમ તો સાચો છે. પણ સલીમનો તો માત્ર મોહ જ છે. માટે મારી આશાઓ નષ્ટ કરવાની શિક્ષા હું એને જ કરીશ. સલીમ સાથે તુ કાંઇ પણ વ્યવહાર રાખશે તો હું એને શાહજાદાના પદ પરથી ભ્રષ્ટ કરીશ, એને ભિખારી બનાવીશ,

**અનારકળી** (ગભરાઈને)—શું આપ ખરેખર આવી શિક્ષા ફરમાવશો?

**બાદશાહ**—જરૂર.

**અનારકળી**—આ શિક્ષામાંથી હું એમને કેવી રીતે બચાવી શકું?

**બાદશાહ**—મને વચન આપ કે જીવન પર્યંત તું એને મળીશ નહિ.

**અનારકળી**—જહાંપનાહ, હું એમને નહિ મળું. પણ એ મને મળવા આવશે તો?

**બાદશાહ**—તું એવી જગાએ જા કે એ તને શોધી ન કાઢે.

**અનારકળી**—એટલે મારે એક જીવતી ઘોરમાં જ દટાઈ રહેવાનું.

**બાદશાહ**—જો તારો પ્રેમ સાચો હોય તો એટલો ભોગ ભારે નહિ પડે.

**અનારકળી** (રડતાં)—મારા વચનથી જ એ શિક્ષામાંથી બચે એવું હોય તો આપને વચન આપું છું કે જીવન પર્યંત એમની આડે આવીશ નહિ. (જાય છે.)

**બાદશાહ** (એકબે આંસુ આંખમાંથી સરી પડે છે. તે લૂંછતાં)—શું મારી મહત્ત્વાકાંક્ષાને માટે મારે આવા પ્રેમાત્માઓના ભોગ આપવા? સલીમ, તું નસીબદાર ખરો કે તને આવાં ચાહનારાં મળે છે. હું તો મહદાશાઓના શિખર પર એકલો અટુલો યોગી જેવો ઊભો છું. (જાય છે.)

## અંક ૩

### સ્થળ: અનારકળી બાગ

(લાહોરમાં જે જગા અનારકળી બજાર તરીકે ઓળખાય છે ત્યાં અનારકળી બાગમાં એક નાના મકાનનો ઓરડો. દીવો મંદ મંદ બળે છે. પલંગ પર એક ફીકી સ્ત્રી સૂતી છે. બાદશાહ જહાંગીર એની પાસે બેઠા હોય છે.)

**સ્ત્રી**—આપે મને ઓળખી?

**જહાંગીર**—કેમ નહિ? શું અનારકળીનું રૂપ એકદમ ભૂલી જવાય એવું હતું?

ઓી—( ફીકકું હસી ) મારું રૂપ તો ફતેહપુર છોડયું ત્યારેજ મારા આત્મા સાથે ઉડી ગયું. આપ જુઓ છો એ માત્ર ખાલી ખોખું.

જહાંગીર—મેં તારી કેટલી શોધ કરાવી હતી, અનારકળી !

અનારકળી—મને ખબર છે. મારું હૃદય એ જાણી ઘણી વાર રડી ઊઠતું. તમારો પ્રેમ સાચો છે જાણી ઘણી વાર જાહેર થવાનું મન થતું. પણ લાચાર. બાદશાહને મેં વચન આપ્યું હતું કે જીવન પર્યંત તમારી આડે ન આવવું. આજ મરવાની અણી પર છું ત્યારેજ બોલાવ્યા.

જહાંગીર—બાદશાહે તને મારી નાખવાની ધમકી આપી હતી કે તું વચનથી બંધાઈ ગઈ?

અનારકળી—મોતથી તો હું ડરતી નહોતી. જે જીવન મેં ગાળ્યું છે તેના કરતાં મરવું બહેતર.

જહાંગીર—ત્યારે શાને માટે તું છુપાઈ હતી ?

અનારકળી—બાદશાહે ધમકી આપી કે હું તમારી સાથે સંબંધ રાખું તો તમને રઝળતા કરે.

જહાંગીર—( ગળગળો થઈ જઈ એના હાથ પકડી ) શું મારે ખાતર આ જીવતી ઘોરમાં તારે સડવું પડયું ? જ્યારે હું બાદશાહ થયો ત્યારે કેમ મને ખબર ન કરી ?

અનારકળી—એક તો બાદશાહને વચન આપેલું; બીજું, વર્ષો વીતી ગયલાં. મારું સૌંદર્ય તો જતું રહ્યું હતું એટલે એક ગુલામડીને આપ કબૂલ કરો કે ના કરો.

જહાંગીર—શું મને એવો નીચ ધાર્યો ? પણ હવે જરૂર તને મારી સાથે લઈ જઈશ. મારા હકીમો તને સારી કરશે.

અનારકળી—( મંદ હસીને ) મુડદાને લઈ જવામાં શો ફાયદો ? મેં માત્ર તમારાં છેલ્લાં દર્શન કરવાને તમને બોલાવ્યા છે.—ને એક વસ્તુ જાણવા.

જહાંગીર—શું ?

**અનારકલી**—અકબર બાદશાહનું સ્વપ્નું કેટલેક અંશે ખરું પડ્યું ? તમને એક મહાન દેશ એ સોંપી ગયા છે. આપ એને અધિક મોટો બનાવી જશો કે કેમ ?

**જહાંગીર** (નિઃશ્વાસ નાખી)—મારા પિતા તો મહત્ત્વાકાંક્ષી હતા. હું તો મોજીલો માણસ છું. દેશને અધિક મહાન કરવાની સત્તા તો મારામાં નથી, પણ મારા સદ્‌ભાગ્યે મને એવી સ્ત્રી મળી છે કે જે એને ટકાવી રાખવામાં મદદ કરે છે.

**અનારકળી**—મહેર-ઉન્નિસા હંમેશાં જ મહત્ત્વાકાંક્ષી હતી. એક મહારાણી થવાને લાયક હતી. એને એનું સ્થાન મળ્યું છે, એ શોભાવે છે જાણી આનંદ થયો.

**જહાંગીર**—અનારકળી, તું પણ ચાલ. આપણે ત્રણે આનંદમાં દિવસો ગાળીશું.

**અનારકળી**—સલીમ ! એ આશા ખોટી. મારો શ્વાસ જોતજોતામાં ચાલ્યો જશે. મારા માથા પર હાથ ફેરવ એટલે હું સુખે મરું.

(જહાંગીર એના માથા પર હાથ ફેરવે છે. અનારકળી જરા ઊંચું જોઈ હસે છે: અત્યાર સુધી હું મરેલી હતી; આજે હવે જીવું છું. આંખ બંધ કરી દે છે. શ્વાસ ધીમે રહીને બંધ પડી જાય છે. એનાં મોં પર પહેલાંનું સૌંદર્ય ઝબકી ઊઠે છે.)

# મણિશંકર

## સમરસિંહ અને ચંદ

**ચંદ**–મહારાજ, આકાશમાં નક્ષત્રો દેખી શકાતાં નથી, પણ મધ્યરાત્રિ વીતી ગઈ છે. સંગ્રામ થોડા વખતમાં શરુ થશે એમ હું સમજું છું. માત્ર ફરી અવકાશ ન મળે તેટલા માટે, અને આપ જાગ્રત્ છો એમ જાણીને દર્શન કરી લેવા આવ્યો છું. સાથે, મહારાજ શ્રમિત ન હો તો, ભાવિ સાંભળવાની પણ ઇચ્છા રાખું છું.

**સમરસિંહ**–ચંદ! તું જાણે છે કે હમણાંનું ભાવિ તો નિર્ણીત છે. આપણે એક એક દશ દશને મારીએ તો પણ ગોરી બધા ખપી જવાના નથી, તથા તેમનો નાયક પાછળ પડીને જીવતો રહી જવાથી જિત્યો ગણાવાનો છે. અને પાછળનું ભવિષ્ય જાણવાની તો તારે શી જરૂર છે? પાછળ તારે ભૂતાત્મક કાવ્ય વગર બીજું શું કરવાનું છે?

**ચંદ**–પણ મહારાજ, પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે સમજાવી શકીશ? આપ મને અનધિકારી તો નથી ગણતા?

**સમર૦**–જગદમ્બાના અનન્ય ભક્તને અનધિકારી ગણું? કેમ ગણી શકું? નહિ, ચંદ! હું પોતે જ ઘણું થોડું જાણું છું, અને જાણી શકું છું.

**ચંદ**—આપ સરખાનું થોડું એ મારા જેવાનું ઘણું છે. આપ જે જાણતા હો તે કૃપા કરીને મને જણાવો, મહારાજ, આપને દેશનું પાછળથી શું થવાનું સમજાય છે?

**સમર૦**—મને તો એવું સમજાય છે કે અધોગતિ નિર્ણીત અને ઉન્નતિ અનિર્ણીત છે; અધોગતિનાં કારણો પ્રાપ્ત છે અને ઉન્નતિનાં પ્રાપ્ત કરવાનાં છે. એમાં વિસ્તારથી કહેવાની જરૂર છે?

**ચંદ**—હા, મહારાજ. અધોગતિ નિર્ણીત છે એમ સમજતાં જ મને મુશ્કેલી પડે છે. આપને તેનાં શાં કારણો પ્રાપ્ત દેખાય છે?

**સમર૦**—સાંભળ, ચંદ. તુર્કોના ઇતિહાસની તને ખબર છે. મક્કા-મદિનામાંથી પ્રસરેલો તેમનો પ્રવાહ હજી સુધી કોઈ સ્થળે ખાળી શકાયો નથી. અને તને ખબર છે કે એ પ્રવાહનું સામર્થ્ય તેમના ધર્માગ્રહનું સામર્થ્ય છે. તેઓ મૂર્તિપૂજા, મિથ્યાભિમાન, અને ઇતર અધર્મીઓનો સંહાર કરવામાં એટલું પુણ્ય સમજે છે કે ક્વચિત્ હિંસા થાય તેને પણ ગણુતા નથી. તેમની સંસારઘટનામાં ઘણાં ઓછાં બંધન છે. ઉપરાંત, હાલ તો જિજ્ઞાસા અને નમ્રતાના અમીરી ગુણો પણ તેમનામાં વધારેવધારે આવતા જાય છે. તો આપણા જેવા અજ્ઞાન અને મિથ્યાભિમાની લોકોને તેમને હરાવવા જેટલી બુદ્ધિ, નીતિ કે અનુકૂળતા ક્યાંથી મળી આવશે? નહિ, ચંદ, આપણી અધોગતિ નિર્ણીત છે; અને તે એવા પ્રકારની નિર્ણીત છે કે સેંકડો વર્ષ સુધી તે જીવંત રહીને, આપણા દુર્ભાગી દેશને જોયાં કરવી પડશે!

**ચંદ**—ખરે જ, લાંબા વખતનું કોઈ મોટું પાપ પ્રજાને આડે આવ્યું છે, નહિ તો મહારાજના શબ્દોમાં નિરાશા ક્યાંથી હોય? પણ શું કેથે જ આપને આશાસ્થળો દેખાતાં નથી?

**સમર૦**—ચંદ, મારા શબ્દો નિરાશાના નહિ પણ જ્ઞાનના છે. હું જાણું છું કે આશાસ્થળો અને સર્વ, ઇશ્વરેચ્છાને અધીન છે; પણ તે હાલ મને દેખાતાં નથી. બેશક, ઇશ્વરપ્રેરિત અસાધારણ બુદ્ધિ કે અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે, અને તેટલા માટે ભાવિની કોઈને બરાબર ખબર પડી શકતી નથી. તોપણ આ લોક અને પરલોકમાં સતત ઉદ્યોગ કર્યા વગર તો કોણ સમાધાન મેળવી શકે?

ચંદ—કોઈ જ નહિ, મહારાજ. તોપણુ શું ? આપને એટલે સુધી દેખાય છે કે તેઓ દેશને વટલાવવામાં સુદ્ધાં વિજયી થશે ? કે દેશ સમસ્ત, મંદિરોને બદલે મસજિદોથી ભરાઈ જશે ?

સમર૦—નહિ. આપણામાં ધર્મનું તો નહિ પણુ વહેમનું હજી ઘણું પ્રાબલ્ય છે. આપણા લોકો તુર્ક નહિ થાય; અને બધાં મંદિરોને ઠેકાણે મસજિદો નહિ બંધાય. મંદિરો રહેશે; અધોગતિ રહેશે; અને દેશ પણુ પ્રાયશઃ નિર્જીવ છતાં આકૃતિમાં સજીવ દેખાયાં કરશે.

ચંદ—મહારાજ ! શું કહો છો ? મારાથી સમજી શકાતું નથી ! શું મંદિરો રહેવાને લીધે જ અધોગતિ રહેશે અને ચેતના અદૃશ્ય થઈ જશે ?

સમર૦—ઊતાવળ ના કર. ચંદ ! આપણાં મંદિરો હાલ સ્વાતંત્ર્યપ્રિય ધર્મનાં નહિ, પણુ હવા અને પ્રકાશ વગરનાં, દંભ અને અજ્ઞાનનાં મંદિરો છે. પણુ જ્યાં ચેતના મંદ થતી જતી હોય ત્યાં વસ્તુસ્થિતિનો ક્યાંથી અનુભવ થાય ? તેટલા માટે મંદિરો રહેવાનાં છે; અને એ રહેવાનાં હોવાથી અધોગતિ પણુ રહેવાની છે. તથા જૂનાને જમીનદોસ્ત કરવાની જરૂર ન સમજતાં નવાં ઉઠાવવાની વેળા વીતવાની છે. પછી છેવટે ધર્મનો ક્ષય થતાં, શેનો નહિ થાય ?

ચંદ—શું ધર્મ ઉપર જ દેશની સમગ્ર સ્થિતિનો આધાર છે ? મહારાજ ! અને શું બુદ્ધિનીતિ ધર્મનું રક્ષણુ ન કરી શકે ?

સમર૦—નહિ; ધર્મને બુદ્ધિનીતિથી નહિ પણુ બુદ્ધિનીતિને જ ધર્મથી પોષણુ મળે છે; ઇશ્વિરી કૃપાથી ભૂમિમાં ઉદ્ભૂત થયલો ધર્મ જ દેશની સમગ્ર વિસ્તૃત સ્થિતિના મૂળરૂપ છે; અને ત્યાં જ્યારે પ્રવેશ થયો ત્યારે વધારે અથવા થોડા વખતમાં બધે જ વિનાશની આશા રાખવી. આપણા ધર્મમાં એ પ્રવેશ આવી ચૂક્યો છે. બુદ્ધિનીતિનો ક્ષય સુદ્ધાં શરુ થયો છે. સ્થિતિ વિષમ છે; દાસત્વ પ્રાયશઃ અનિવાર્ય છે.

ચંદ—પણુ બુદ્ધિનીતિનો ક્ષય થયો જ છે, મહારાજ ! સંસ્થિતિથી ભાસ તો માત્ર નથી ?

**સમર૦**—છે તેજ ભાસે છે, ચંદ! સંસ્થિતિમાં આપણે જૂઠા દોષ દઈએ છીએ. આપણી તો શક્તિ જ ઓછી થતી જાય છે. પ્રથમ બુદ્ધિ તરફ દૃષ્ટિ કરીએ; તો કોઈ પણ પ્રજામાં આપણા કરતાં વધારે બંધનો અને વહેમો નથી; અને માત્ર પ્રવાસમાં નહિ પણ બધા જ્ઞાનના વિષયમાં સમગ્ર પ્રજાની બુદ્ધિ, અટકથી અટકી જવા જેટલી અશક્ત હોવાને લીધે, બેહદ બાબતોમાં આપણું બિલકુલ અજ્ઞાન છે. બીજી તરફ, કોઈ પણ પ્રજામાં અમારામાં જે કાંઈ હોવું જોઈએ તે છે, એવા પ્રકારનું દુષ્ટ જડ મિથ્યાભિમાન નથી. ઉપરાંત, આપણાં શાસ્ત્રોનો પ્રકાશ એટલો ઓછો અને એવા પ્રકારનો થઈ ગયો છે કે તેથી આસપાસના અંધારામાં સંહાર થતો જોઈ શકવા છતાં, અનેક ઐન્દ્રજાલિક ભ્રમોને લીધે બધી સ્થિતિ જોઈ શકાતી નથી. નીતિ તરફ દૃષ્ટિ કરતાં પણ એ જ પ્રકારનાં સંકોચ, અલ્પત્વ, અને મિથ્યાભિમાનનું દર્શન થાય છે. વર્તમાનને થયલો એ બધો વિકાર એટલા દુષ્ટ પ્રકારનો છે કે ભૂતનો સંબન્ધ ન હોય તોપણ તેના ઉપર દયા આવી જાય; છતાં–હવે તો દયા કે દવાથી કશું થવાનો સંભવ નથી; અને સાર્વત્રિક દાસત્વ અનિવાર્ય જ દેખાય છે.... અસ્તુ. જેવી ઇશ્વરેચ્છા!

**ચંદ**—પણ શું એવું છે, મહારાજ! કે ક્ષયનું સ્વરૂપ સમજાયા પછી પણ પ્રતિકાર સમજાય નહિ?

**સમર૦**—એવું છે, ચંદ,! કે દેશોના વ્યાધિઓ, વ્યક્તિઓના વ્યાધિઓ જેવા હોતા નથી. હંમેશાં કષ્ટસાધ્ય હોય છે; ઘણી વાર અસાધ્ય થઈ જાય છે.

**ચંદ**—ધર્મનું તો કોણ જાણે! પણ બુદ્ધિ અને નીતિના વ્યાધિઓ તો મને હંમેશાં સાધ્ય લાગે છે, મહારાજ! વ્યક્તિના તેમજ દેશના.

**સમર૦**—નહિ, એ શ્રદ્ધા દરદીઓ અને દીનોની છે. વૈદ્યો અને વીરો કદાપિ અસાધ્યને સાધ્ય સમજતા નથી.

**ચંદ**—ત્યારે ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં કારણો પણ ક્યાં રહ્યાં? મહારાજ! આપ જીવિતના સંભવને જ ક્યાં સ્વીકારો છો?

**સમર૦**–સ્વીકારૂં છું, ચંદ. અસાધ્ય દરદોમાં પણ, પોતાના જીવિત-દાનથી ઘણી વાર ઇતરનું જીવિત લંબાવી શકાય છે. જો માત્ર સંગ્રામના નહિ પણ સકલ સંસારના વીરો અને વૈદ્યો શબ્દમૂર્ચ્છામાંથી મુક્ત થઈ દેશસેવામાં પોતાનું રુધિર અર્પણ કરવા લાગે તો હજી પણ ઉન્નતિ અસંભાવ્ય નથી. પણ તેની કેટલી આશા ?

**ચંદ**–નિરાશા કાંઈક સમજાય છે, મહારાજ.

**સમર૦**–અને તોપણ હાલ તો ચંદ, નિરાશાને લીધે જ આપણે કર્તવ્યમાં વધારે આગ્રહ બતાવવાનો છે. આપણે જે કાંઈ કરી શકીશું તે નિષ્ફળ જશે નહિ. વર્તમાન નિરાશાના બલે જ, કદાચ ભવિષ્યના કોઈ ભવ્ય દિવસે આશાનો સુખદ જન્મ થઈ શકશે; અને દેશને ઉન્નતિ મળી શકશે.

**ચંદ**–મહારાજ, ખરે આપ શિવસ્વરૂપ, સર્વજ્ઞ છો. સાન્નિધ્યના પ્રતાપથી હું દેશના મોક્ષનો માર્ગ જોઈ શકું છું; અને ભવિષ્યની પ્રજા પણ જોઈ શકશે એવું ધારૂં છું.

**સમર૦**–મોહમાં ન પડ, ચંદ. છૂટા છૂટા પુરુષો જે જોઈ શકે તે આખી પ્રજા જોઈ શકશે એમ માની ન લે. અને હું પણ કાંઈ સર્વજ્ઞ નથી; મારા શબ્દો માત્ર આશાના છે. ચંદ, હું પ્રાયશઃ કર્તવ્યજ્ઞ–દેશના નહિ પોતાના મોક્ષના માર્ગનો જ જોનાર છું; શિવસાગરનો હું એક તરંગ માત્ર છું; અને ઇતર તરંગોને કંઈક પ્રકાશ અપાય એવી રીતે નષ્ટ થવા પ્રયત્ન કરૂં છું. ઉપરાંત,—પણ વખત ભરાઈ ગયલો દેખાય છે. તને નથી લાગતું કે પૃથ્વીરાજને હવે જાગ્રત્ કરવા જોઈએ ?

**ચંદ**–વિસ્મૃત થવા જેટલી નિદ્રાને માટે ક્ષમા કરો, મહારાજ. પણ હવે ગુરુકૃપાથી પ્રબુદ્ધ છું; અને પૃથ્વીરાજને પ્રબુદ્ધ કરવા જાઉં છું.

**સમર૦**–આટલું સાંભળતો જા, ચંદ. પ્રબુદ્ધ થવું કે રહેવું એ સહજ વાત નથી; અને જીવિતદાન કર્તવ્યમાં જ અને પૂર્ણ અંશે થાય એવી પ્રવૃત્તિ

વિકટ છે. જગત માત્ર મોહમય પ્રમાદમદિરાના પાનથી ઉન્મત્ત રહે છે; અને યોગ વગર તેમાં સ્વસ્થ રહી કર્તવ્ય કરી શકાતું નથી. તો તું યોગભ્રષ્ટ ન થતો; પરાક્રમની તૃષ્ણાથી અસ્વસ્થ થઈ, મોહનીના પ્રવાહમાં ન પડતો. તારું કર્તવ્ય પાછળ છે. ઉન્નતિનાં જે કારણો આપણે નહિ પણ વંશજોએ પ્રાપ્ત કરવાનાં છે, તેનો તારા કવિત્વ પર થોડો આધાર રહેશે, એ સ્મરણ રાખજે.

ચંદ—આપનો ઉપકાર માનું છું, મહારાજ! બીજી કંઈ આજ્ઞા?

સમર૦—ચિરંજીવ રહે, ચંદ. તારા જેવી ઘણાની જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્યપરાયણતા હોત, તો આપણી હાલ આ સ્થિતિ ન હોત. હવે પછી પણ તારી વાણીની શક્તિથી એ જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્ય-પરાયણતાનો જો સંચાર થશે તો—પણ આ પૃથ્વીરાજ પોતે આવી પહોંચ્યા છે!

# નર્મદાશંકર

## સ્વદેશાભિમાન

### ભારતનું ગૌરવ

અસલ કોણ રાજાઓ હતા? હિન્દુ રાજાઓ જ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી? દેશ તાજો હતો—લોકો સુખી હતા—બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા—ક્ષત્રીઓ શૂરા હતા—વૈશ્યો મોટા વ્યાપાર ચલાવતા—અને શૂદ્રો મન દઈ સેવા કરતા. બ્રાહ્મણ વગેરે એકેકું કામ પોતાને માથે લઈ હોંસથી દેશનો ઉત્કર્ષ કરતા હતા. તેઓ દેશાટન કરતા. નવા દેશની નવી વસ્તુઓ, નવા રિવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને શણગારતા. રાજા રાજ્યનીતિમાં કુશળ થઈ રૈયતના હકમાં સુખ કરતા. ટુંકમાં, રાજારૈયત પરસ્પર એકબીજાનો ધર્મ જાણી, વર્તતા. વિદ્વાનો પોષાતા. લોકમાં સદાચાર હતા. માતાઓ ભણેલી હતી. ન્યાતપ્રતિબંધ થોડા હતા. રાજાઓ, વિદ્વાનો, હુન્નરીઓ, પુરુષ સ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો પોતાના કામમાં યશ મેળવવા સ્પર્ધા કરતા. એ સર્વ હમણાં ક્યાં બળી ગયું છે?

રાજા મનુને હજુ સંભારો. મહર્ષિઓના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. વેદાન્તશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ અને જૈમિનીએ ખૂબ બુદ્ધિ પહોંચાડી છે. પતંજલિ અને ન્યાયશાસ્ત્રીઓ, તેમ પાણિનિ વગેરે વૈયાકરણોએ

ઘણા શ્રમ લઈ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તે પર સાયણાચાર્યાદિનાં ભાષ્યો અને સ્મૃતિઓ તથા પુરાણો, હિન્દુધર્મ હિન્દુભાષા અને હિન્દુસ્તાનને દીપાવે છે. વાલ્મીકિ અને વ્યાસનાં કરેલાં રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. ઉજ્જન નગરીના વિક્રમ, પ્રતિષ્ઠાનના શાલિવાહન અને ધારાનગરના ભોજ, એઓનાં રાજ્યો પરદુઃખભંજન કહેવાયાં. એઓના વખતમાં વિદ્યા અને હુન્નરોએ સારાં રૂપો લીધાં. ભવ્ય દેવળો વગેરે ઇમારતોની ઉમદા બાંધણીમાં અને તેમાં નકશી કરવામાં સલાટોએ થોડો કિસબ જણાવ્યો નથી. એ કિસબ જોવાને યુરોપના વિદ્વાનો તડકા સહન કરી ગુફાઓમાં ભમે છે ને ત્યાંના શિલાલેખો જર્મન પંડિતો ઉકેલે છે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્ર વગેરેમાં કાલિદાસ, ધન્વન્તરિ, ક્ષપણક, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, વરાહમિહિર અને વરરુચિ એઓએ, નવરત્ન એ ઉપનામે, રાજા ભોજની કચેરી શોભાવી છે. રે! તમારો મોટો જ્યોતિષી ભાસ્કરાચાર્ય, હિન્દુનું નામ રાખી આખા પૃથ્વીમાં દીવા જેવો પ્રકાશે છે. ગૌતમ, શંકર, વલ્લભ આદિ મહાપુરુષો ધર્મબોધ કરવાની કીર્તિ મેળવી ગયા છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પૃથુરાજ અને શિવાજી વગેરે લડાઈમાં શૂરા કહેવડાવી ગયા છે. આ વિષય બંધ કરવાને મારું મન થતું નથી, પણ આટલી સૂચનાથી આપણી હમણાંની અવસ્થામાં કેટલી ન્યૂનતા છે, તે સહજ માલૂમ પડશે.

*　　　*　　　*

## હિન્દુઓને ઉદ્બોધન

ઓ હિંદુઓ! તમે કોઈ દિવસ મંડળીમાં મળી એકમત થવાનો વિચાર નથી કીધો. તમે સુધારાના કામમાં આગળ નથી પડ્યા. તમે દેશને, રોજગારે ને કારખાનાંઓએ પ્રખ્યાત કરવાનું સપનામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યા છો? દેશમાં ભાજીરોટલા મળે તે સારું, પણ પરદેશમાં લાખ મળે તે ખોટા, એમ બોલી સંતોષ કાં રહો છો? તમારો દેશ એ તો તમારું ઝુંપડું ને તમારું કુળ; એ છોડવાની હિમ્મત ધરી પરદેશ જઈ સન્માર્ગે વિદ્યા, ધન, યશ, મેળવી આવી પછી દેશમાં ઉતરતી વયે ચહેનમાં દિવસ ગુજારો. થવાનું તે થશે, દેશમાં ખાઈપીને મોજ કરીએ

છીએ, એમ બાયલાના બોલ કાઢીને જ દુશ્મનોને લગાર હઠાવ્યા વિના પાછાં પગલાં તમે કર્યાં છે. તમારો માણુસરૂપે શો હક્ક છે? એકબીજા સાથે, સ્ત્રીબાળક સાથે, સગાંનાતીલા સાથે ચાલવાની પરસ્પર શી રીત છે? સ્વતંત્રતા શી વસ્તુ છે? રાજ્યકારભાર એટલે શું? વિદ્યા તે શું? સુધારો તે શું? તમારા ઉપર હાલની સરકારનો શો હક્ક છે ને શી રહેમ છે? અગાઉની સરકારનો શો હતો ને શી હતી? ને શું જોઈએ? એ બધી વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો.

હવે રાજાઓની વાત છોડી દો. સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહિત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મૂકી ભણાવો. કંપનીએ વેપાર કરો. તમારી રહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો. વ્યસનોથી દૂર રહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે. તેઓએ વિદ્યા શીખી ભૂમિસંબંધી રસાયનશાસ્ત્ર જાણી ખેતીના કામમાં સુધારો કરવો જોઈએ. યાંત્રિક બળ હસ્તબળ કરતાં ઘણું જ વધારે છે. અસલ થોડા જ લોકો પુસ્તકો વાંચતા અને હમણાં ગરીબ પૈસાદાર સર્વે થોડી કિંમતે ચોપડીઓ ખરીદ કરી વાંચે છે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ, વિદ્યાનાં ફળો વિલાયતમાં કેવાં થાય છે! અહીં નામાઠામાં ને તોલબારદાન અને ચીનવિલાયતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂપિયા ૧૫૦) નું વર્ષાશન લાવતા થયા કે પાર પડયા એમ આપણે સમજીએ છીએ. પૂરું ગુજરાતી પણ જાણતા નથી. યુરોપ અને અમેરિકામાં આપણી દેશભાષા જે સંસ્કૃત તેના વેદ ભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથો, ઉલ્લાસ લાવી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટા મોટા ત્યાંના પંડિતો અહોનિશ મહેનત લે છે. સંસ્કૃત શીખવાને ત્યાં મોટી મોટી પાઠશાળાઓ છે. પણ હિંદુસ્તાન, જ્યાં સંસ્કૃત ભાષાનો સઘળો વિકાસ થયો ત્યાં એક પણ એવી પાઠશાળા દેખાડશો? આપણી સર્વ વિદ્યા તો મૂળ સંસ્કૃતમાં, તેને પ્રાકૃતમાં ઉતારવાને પણ હજી કેટલા બહાદુરો બહાર પડયા છે?

તમે શરીરે નબળા નથી. બુદ્ધિએ બલવત્તર છો. તમે અસલ પ્રખ્યાત દેશના જન છો, છેક નઠારી અવસ્થામાં નથી, પૈસે ખાવેપીવે છેક કંગાળ નથી, ને કેમ પોકારો છો કે નસીબમાં હશે તે થશે? જ્યારે એકેએક

માણસ છાતી તોડી કામ કરી, આ સંસાર લડાઈનું ઠેકાણું છે એમ સમજી દેશને સારુ પોતપોતાની ફરજો બજાવશે ત્યારે દેશનો જયજયકાર થશે. શું તમારી તબિયત છે ભાઈઓ! કે ફલાણી રસમ નઠારી છે એમ જાણો છો, તે છોડયાથી ધર્મબાધ નથી આવતો એવું સમજો છો, તોપણ સંપ કરી તે કાઢી નાખવાને મહેનત નથી લેતા. મંડળીઓ મધ્યેના નિબંધીઓને હસી કાઢો છો, ને જ્યારે સરકાર કાયદા કરી તે ચાલ કઢાવે છે ત્યારે જખ મારીને કબૂલ કરો છો. એમાં આબરૂ આપણી, ભાઈઓ? પુનર્વિવાહ સંબંધી કલકત્તે કાયદો પસાર થયો તે સહુને જાણીતું હશે જ. માટે સંપ બાંધી નઠારા ચાલો તોડી નાખો. પોતાનું ઘર ને પોતાની આબરૂ, એને વાસ્તે સહુ કરે, પણ દેશના લાભમાં કંઈ ધ્યાન દોડાવવું એવી ઇચ્છા કરવી તો થોડાનીજઃ પણ એ સહુની થાઓ.–અસ્તુ.

બાળક છોકરાઓનો વિવાહ કરી બંધનમાં રાખો છો; પંદર વર્ષનો થશે કે ગૃહસ્થાશ્રમ લઈ દોડશે. હવે એ છોકરા શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય? શું સ્ત્રીને સુખ કરી પોતે પામે? શું શોધ કરે ને શું નામ કરે? વીસ વર્ષની અંદર તો ઓછામાં ઓછાં બે છોકરાંથી વીંટલાયલા ન હોય! શું દેશનું અભિમાન રાખે? કયા અનુભવ ઉપરથી તે અર્થે કંઈ પણ કામ કરે? ઘરની જંજાળમાંથી પતે ત્યારે ને?

નાખુશ છું કે જુવાન, સમજેલા, તેઓ પણ જાણી જોઈને ખાડામાં પડ્યા છે ને પડે છે. રે ન પડે? નાત જમાડી વરા, ફુલેકાં, વરઘોડા, બડવા, સાએલા, સરઘસ, નાચરંગમાં ફૂલાઈફૂલાઈ પૈસો ઉરાડી દો છો તે તમને ઘડપણે સાલશે. એ નાણામાંથી અડધાં, ધર્મશાળાઓ, મુસાફરીનાં મકાનો, તરસ્યાને માટે કૂવા વાવ તળાવ, થાક્યાને માટે ચોતરાઓ, એ સર્વ બંધાવવામાં, આંધળા લૂલા વગેરે ગરીબ નિરાશ્રિતને ધર્મ કરવામાં તથા તેઓને કામે લગાડવામાં, બાળકોને સારુ મક્તબો તથા લોકોને વાસ્તે કિતાબખાનાંઓ અને દવાખાનાંઓ વગેરે કાઢવામાં નાખ્યાં હોય, તો દેશમાં કેટલું પુણ્ય અને સુખ થાય? અને કીર્તિ કેવી સ્થિર રહે! કહ્યું છે:

अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरम् ॥

પ્રાણીમાત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બૈરીનો, કોઈનો ભરોસો નથી; આજ છે ને કાલે નહિ, પણ ધર્મ અને કીર્તિ એ બે તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાય છે પણ તેનાં સુકૃત્યો વિસરાતાં નથી.

રે, તમે સુધારાનું નામ સાંભળી આઘા જાઓ છો, સ્વધર્મ પાળીએ છૈયે એમ કહો છો, પણ વાસ્તવિક જોતાં ધર્માભિમાન પણ કોઈનામાં હું જોતો નથી. પરોપકારને મોટો ધર્મ જાણો. સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે વિશ્વાસઘાત સરખું મોટું પાપ નથી અને પરોપકાર જેવું બીજું મોટું પુણ્ય નથી. વહેમો, કવિઓના અલંકારો, પુરાણોની પરસ્પર વિરુદ્ધતા અને સર્વ પંથો માંહેના મતીઆઓની જીદ એ સહુને ધર્મ ગણો છો, ને ખરો ધર્મ તે શું છે તે ઉપર કોઈ ધ્યાન આપતું નથી. માટે એ સર્વેને તાવી કાઢી શુદ્ધ ધૃત જે ધર્મતત્ત્વ તેની શોધમાં રહો. વહેમી અને દુઃખ દેતા ભૂત, પિશાચ, પ્રેત વગેરેના વિચારો વિશે સાવધ રહેતા જાઓ. કવિઓના અલંકારને ખરા ન માનો. કવિઓનું લક્ષણ જ છે કે નાની વાતને વિસ્તાર કરી બતાવવી કે તુરત મનમાં પેસે. **निरंकुशाः कवयः ।** ધીમેધીમે નઠારા ચાલ કાઢી નાખતા જાઓ, ને તેને બદલે તમારાં વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિ જેની સૂચના કરે તે તે વાતો દેશમાં ઊભી કરો.

હિંમત! હિંમત! હિંમત! ધરો. જેની પાસ સાધન ન હોય તેને સઘળી વાતની વાર લાગે, પણ તમારી પાસે રસાળ જમીન છે, અમૂલ્ય ખાણો છે, જે જોઈએ તે તમારી પાસે જ છે. વિદ્યા અને શ્રમ એ પણ તમારા જ હાથમાં છે. ત્યારે કહો ભાઈ, હવે શા માટે ન મંડી પડીએ? દેખતી આંખે, કુમળી ચામડીએ અને નાજુક દિલે, દુઃખના બળાપા શા સારુ સહન કરીએ? આવો, આપણે રણમાં શ્રમ અને બુદ્ધિની તરવાર ઉછાળીએ. ગરમ લોહી વહેતે મરવું બહેતર છે—શરીરને દુઃખ ન ખમવું પડે ને મુક્તિપદ પામીએ. હે પ્રભુ! અમે હિંદુઓ લાચાર થઈ ગયા છીએ; અમારી તરફ જો, સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપ, તારે વિશે અમારું ચિત્ત રહે એમ કર, અને હિંદુસ્તાન દેશમાં દશે દિશાએથી, હું મારા સ્વદેશીનું સારું કરીશ, હું મારા દેશને માટે જાન આપીશ, એવાં રૂડાં અને શુભ વેણો નીકળે એવો સમય જલદીથી આણ.

# મણિલાલ

## સદ્વૃત્તિ

સદ્વૃત્તિ એટલે સારી વૃત્તિ; વૃત્તિ એટલે મનનું વલણ. આપણાં કામ આજ કરાય છે, કાલે નાશ પામે છે, ને વિસારે પડે છે; પણ જે નિત્ય ટકે છે, જે કદી વિસારે પડતું નથી, અને જેની વાસનાથી બીજાને પણ તેવાં થાવાનું શૂર પેદા થાય છે, તે તો આપણી સદ્વૃત્તિ જ છે. એટલાજ માટે એમ કહેવાય છે કે મનુષ્યોનો અમર દૈવી અંશ તેની સદ્વૃત્તિ છે. સદ્વૃત્તિથીજ આ જગતનો વ્યવહાર નીભે છે, માણસો એક બીજા સાથે મળી કુટુમ્બમાં વસે છે, કુટુમ્બો ભેગાં મળી ગામ બાંધે છે, ને અનેક ગામ ભેગાં થઈ દેશ ઊભો કરે છે. સદ્વૃત્તિથી વિશ્વાસ પેદા થાય છે, ને વિશ્વાસ એ જ વ્યવહારનું મૂલ છે. સદ્વૃત્તિવાળાં માણસ માન પામે છે, ને સર્વનો સ્નેહ મેળવી શકે છે.

કોઈ બહુ બુદ્ધિમાન હોય તો તેની બુદ્ધિના ચમત્કારથી આપણને આશ્ચર્ય લાગે, પણ તેમનામાં સદ્વૃત્તિ ન હોય તો તે આશ્ચર્યથી તેના ઉપર આપણને કોઈ દિવસ પ્રેમ આવે નહિ. કુશળતા છે તે મનની એક પ્રકારની કસરત છે, પણ સદ્વૃત્તિ પ્રેમ કરનાર વસ્તુ છે. એટલે કુશલતાથી આશ્ચર્ય પેદા થાય છે, પણ સદ્વૃત્તિથી આપણે પીગળી જઈએ છીએ.

કુશલતાને લોક વાહ વાહ કહે ખરા, પણ અધીન તો સદ્‌વૃત્તિને જ થાય. અમુક પ્રકારની બુદ્ધિ કે કુશલતા એ જેમ સદ્‌વૃત્તિ નથી, તેમ ગમે તેટલી વિદ્યાનો ભંડોળ પણ સદ્‌વૃત્તિ નથી. આપણાં પુરાણમાં જોઈએ તો રાવણ ચાર વેદ ભણેલો મહાપંડિત હતો, પણ સદ્‌વૃત્તિનો તેનામાં છાંટો પણ હતો નહિ. ઇતિહાસમાં જુઓ તો ઔરંગઝેબ ઘણો વિદ્વાન હતો, પણ તેની દગલબાજી અને ક્રૂરતા બહુ તિરસ્કાર કરવા જેવી હતી. વિદ્યાથી જો સદ્‌વૃત્તિ ન આવે તો તે વિદ્યા કાંઈ કામની નથી; ને વિદ્યા હોય માટે સદ્‌વૃત્તિ હોય એમ માનવું એ ભૂલ છે. જેમ વિદ્યા એ સદ્‌વૃત્તિ નથી, તેમ પૈસાને કે સમૃદ્ધિને પણ સદ્‌વૃત્તિ જોડે સમ્બન્ધ નથી; એ તો નબળા મનના માણસના હાથમાં ઉલટાં સદ્‌વૃત્તિને બદલે અતિ દુષ્ટ સાધન થઈ પડે છે. અધિકાર, પદવી, કશાથી સદ્‌વૃત્તિ આવેલી ગણાતી નથી. સદ્‌વૃત્તિ પોતે એવી વસ્તુ છે કે તેનાથી બુદ્ધિ, વિદ્યા, પૈસો, અધિકાર, પદવી, બધાં દીપી શકે છે; તેના વિના એ બધાં લુખાં નકામાં, અને ઘણી વાર ખોટે રસ્તે લઈ જનારાં નીવડે છે.

કુશળતા ઘણાંનામાં હોય છે, તેમ વિદ્યા, ધન ઇત્યાદિ પણ કાંઈ નથી હોતાં એમ નથી, છતાં માણસોને સંપૂર્ણ વિશ્વાસ કોના ઉપર આવે છે? જે માણસ સત્યનિષ્ઠ એટલે સત્યને જ સર્વદા વળગેલું હોય તેના જ ઉપર સર્વનો વિશ્વાસ રહે છે, તેનાં વચન સર્વ માનવા યોગ્ય ગણે છે, ને તે જ બધાંને વશ કરી સર્વ તરફથી માન પામે છે. સત્યનિષ્ઠા એ સદ્‌વૃત્તિનું પ્રથમ લક્ષણ છે. એનું જ નામ પ્રામાણિકતા કહેવાય છે.

આપણે ભવ્ય પરાક્રમ કરી સર્વની નજર આપણા તરફ ખેંચવી, કે ધન કે અધિકાર મેળવી સર્વને માથે ચડવું કે ઘણી વિદ્યાના ભંડોળથી ચમત્કાર ઉપજાવવો, એ બધું છેક આપણા હાથમાં નથી. મહેનત કરતાં પણ તે કોઈ વાર નથી મળતું. પણ સત્યનિષ્ઠાથી વર્તવું એ વાત સર્વદા આપણા હાથમાં જ છે. ધન, અધિકાર કે એવી જ બીજી સમૃદ્ધિ મેળવવમાં બહારનાં એટલે આપણા વિના બીજાં સાધનોની બહુ જરૂર પડે છે; એટલે તેવાં સાધનની ખોટ હોય તો તે વાતો ન પણ મળે; પરન્તુ

સત્યનિષ્ઠાથી ચાલવામાં આપણા પોતાના વિના કોઈની જરૂર પડતી નથી, એટલે સદ્વૃત્તિથી ભલાઈ લેવી કે દુષ્ટ વૃત્તિથી ભૂંડાઈ વહોરવી એ આપણા જ હાથમાં છે. જે સત્યને વળગી રહે છે તે નિરન્તર એટલું તપાસશે કે મેં શું કર્યું, મારે શું કરવાનું છે, મેં કર્યું તેમાં કેટલું અયોગ્ય છે, હવેથી મારે શું સાચવવાનું છે. આનું નામ આત્મપરીક્ષા કહેવાય છે, ને તે પ્રત્યેક માણસે ઘડી ઘડી કરવી જ જોઈએ; થોડામાં થોડી દિવસમાં એક વાર એટલે સુવાને સમયે કે ઊઠવાને સમયે તો કરવી જ જોઈએ. એમ કરવાથી સત્યનિષ્ઠામાં વિક્ષેપ પડતો નથી અને સદ્વૃત્તિનું મૂળ દૃઢ થતું જાય છે. એકલી સત્યનિષ્ઠાથી સદ્વૃત્તિ સિદ્ધ થતી નથી. ઉદારતા અને ન્યાય તથા પ્રેમ એ સદ્વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે. મનનું જે સાંકડાપણું આપણને બીજાના દોષ જોવા ઉપર દોરે છે, કે આપણા પોતાના ગુણ ગાવાના અભિમાનમાં પાડે છે, તેને તજી સર્વત્ર આદરથી જોવાં એનું નામ ઉદારતા છે. ન્યાય એનું નામ કે આપણે આપણને જે યોગ્ય હોય તે કરતાં અધિક ઇચ્છવું કે લેવું નહિ, તેમ બીજાને તેને જે યોગ્ય હોય તે નિરન્તર આપવામાં પાછાં હઠવું નહિ. જ્યારે ઉદારતા અને ન્યાય બે સત્યનિષ્ઠાની જોડે હોય ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રેમ પેદા થાય છે. જે સુખ આપણને હોય તે બીજાને પણ ભોગવાવવું એવો સર્વ ઉપર અત્યન્ત સમાનભાવ પોતાની મેળે જ પેદા થાય છે. એનું જ નામ પ્રેમ. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, પ્રેમ, એ ચાર સદ્વૃત્તિનાં મુખ્ય લક્ષણ છે, ને તે જેનામાં હોય તેવાં સ્ત્રીપુરુષ સત્પુરુષ કે સન્નારી કહેવાય છે. સદ્વૃત્તિને ચારિત્ર્ય અથવા સાખ પણ કહે છે.

આપણા લોક કહે છે કે કુલ એ જ સત્પાત્ર હોવાનું લક્ષણ છે, પણ વધારે યોગ્ય વાત તો એ છે કે સદ્વૃત્તિવાળાં હોવું એ જ કુલીન હોવાનું લક્ષણ છે. કોઈ માણસ કુલીન કહેવાય, ગૃહસ્થ કહેવાય, તો તે તેના ધનથી, તેના અધિકારથી, તેની વિદ્યાથી, કે તેના કુલથી કહેવાતો નથી. માત્ર

તેની સદ્દવૃત્તિથી જ કહેવાય છે. સદ્દવૃત્તિ છે તે જગતનો આધાર છે. ઘરમાં જો સર્વ સદ્દવૃત્તિથી જ ન રહેતાં હોય તો નિરન્તર ક્લેશ અને દુઃખ ઉપજે છે; ગામમાં સદ્દવૃત્તિ ન હોય તો લોકો નિન્દાખોર અને ઝેરીલા થઈ એક એકને કનડે છે; દેશમાં સદ્દવૃત્તિ ન હોય તો કુસંપને લીધે તે દેશ પરાધીન થાય છે. આખા વિશ્વમાં જો સદ્દવૃત્તિ ન પ્રવર્તતી હોય તો જે નિયમિત અને સુખરૂપ રચના નિરન્તર દેખાય છે તે ઉલટી જ થઈ ગઈ હોય. આ જગતનો ઇતિહાસ જોઈએ તો જે જે મહાપુરુષો કે સ્ત્રીઓનાં નામ આપણા સ્મરણમાં છે તે બધાં ઉત્તમ સદ્દવૃત્તિવાળાંનાં જ છે. રામ, હરિશ્ચંદ્ર, સીતા, દ્રૌપદી, ઇત્યાદિનાં વૃત્તાન્તથી તે પરાક્રમી પ્રતાપ કે અકબરનાં ચરિત્ર સુધી પણ મહા સદ્દવૃત્તિનો જ પૂજ્ય મહિમા તમે જોશો.

સદ્દવૃત્તિ તે માત્ર અમુક પ્રકારના વિચારમાં જ રહી શકતી નથી. આપણા જે જે વિચાર હોય તે પ્રમાણે જ્યારે આપણે કરીએ ત્યારે જ તેનું સારાપણું નક્કી થાય. સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય અને પ્રેમ, એ બધાંથી જેવી વૃત્તિ પેદા થાય, તેવો જ જ્યારે આચાર કરાય, ત્યારે શુદ્ધ સદ્દવૃત્તિ થઈ ગણાય. ઉદારતા અને પ્રેમ જ્યારે ઉદય પામે છે ત્યારે તેની સાથે જ સ્વાર્પણનો ગુણ આવે છે. સ્વાર્પણ એટલે પોતાનાં સુખ ને પોતાની સગવડ તેને વિસારે પાડી પારકાનાં સુખસગવડ સાધવા તરફ વળવાનો ગુણ. એ ગુણ જ્યારે આવે ત્યારે જ સદ્દવૃત્તિ આચારરૂપે પ્રત્યક્ષ દેખાય છે. ઘરમાં બેઠાં અનેક સારી વાતો કરવાથી લાભ થતો નથી, પણ તેમ કરવાને પ્રયત્ન કરવાથી જ શુદ્ધ સદ્દવૃત્તિ સિદ્ધ થાય છે. જેનામાં સદ્દવૃત્તિ છે તે સદ્દવૃત્તિ પ્રમાણે આચાર કરવાને ચૂકતાં જ નથી. સદ્દવૃત્તિવાળાં મનુષ્ય પોતાના મનમાં અમુક સિદ્ધાન્ત બાંધી તે પ્રમાણે જ વર્તવા માંડે છે; પછી તેમાં લાભ કે હાનિ થાય તે ઉપર જોતાં નથી, લોકોની સ્તુતિ ને નિન્દાને ગણકારતાં નથી. લોકની સ્તુતિનિન્દા અનિત્ય છે, ને તેના ઉપર કશો આધાર નથી, એનાથી કશો સન્તોષ થતો નથી, પણ આપણી સદ્દવૃત્તિના નિશ્ચય પ્રમાણે કરવાથી કોઈક જુદી જ જાતનો આનન્દ રહે છે. ટટ્ટુ વેચવા જનાર મિયાંની વાતમાં મિયાંએ જેમ લોકોની વાતોને સ્વીકારી છેવટે પોતાનું ટટ્ટુ ગુમાવ્યું તેમ લોકોની સ્તુતિનિન્દા ઉપર લક્ષ

આપનારને પણ થાય છે. ખરાં સ્તુતિનિન્દા પોતાના આત્માનાં, પોતાની સદ્‌વૃત્તિનાં જ તપાસવાં, અને આત્મપરીક્ષાથી સર્વદા શુદ્ધ માર્ગે ચાલવું.

સદ્‌વૃત્તિનું રૂપ તેના આચારથી જ જણાય છે ને એવાં આચારવાળાંની અસર તેમના સંબન્ધમાં આવનાર સર્વને લાગે છે, માટે સર્વદા સદ્‌વૃત્તિની વૃદ્ધિ કરવી એમાં આપણું અને જગતનું કલ્યાણ છે. સદ્‌વૃત્તિવાળાં સન્મનુષ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે તેઓ મન, કર્મ અને વાણી ત્રણેમાં સરખી રીતે કલ્યાણરૂપ અમૃતથી ભરેલાં હોય છે; ત્રિભુવનને ઉપકારના ઓઘથી પ્રસન્ન કરતાં ચાલે છે; પારકાના ગુણના કણને પણ પર્વત જેવડો કરી પોતાના હૃદયમાં નિરન્તર આનન્દ પામતાં રહે છે. એવાં કોઈક જ. તમારે પણ એ કોઈકમાંનાં એક થવા પ્રયત્ન કરવો.

# આનન્દશંકર

## સાહિત્યપરિષદ

સાહિત્ય એ અનેક જણ એકઠા મળીને ઉત્પન્ન કરી શકે એવો પદાર્થ છે ખરો ? કુદરતની એ સ્વયંભૂ વનલતાને ઉત્પન્ન કરવાની કલા મનુષ્યના હાથમાં આવી છે ખરી ? આ પ્રશ્નનો કાંઈ પણ ખુલાસા વગર એકાન્તતઃ હા કે ના ઉત્તર આપવો ભ્રમજનક છે. આ સ્વયંભૂ વનલતાને ઉત્પન્ન કરવી એનો અર્થ એવો હોય કે એનું પૃથક્કરણ કરી, એના રાસાયનિક તત્ત્વો નક્કી કરી, એ તત્ત્વોનું પુનઃ રાસાયનિક મિશ્રણ કરીને એ લતા ઉપજાવવી—તો કહેવું જોઈએ કે આવી ઉત્પત્તિ મનુષ્યને હાથ શક્ય નથી, અને તેથી સાહિત્યપરિષદ જેવા સર્વ પ્રયત્નો આ કાર્ય માટે વૃથા છે. પરંતુ એક બીજી રીતે જોઈએ તો એ સ્વયંભૂ દીસતી વનલતા મનુષ્ય ઉગાડે છે, એટલું જ નહિ પણ એનાં આત્મારૂપી વનસ્થલીમાં જ એ ઊગે છે, અને તેથી જેવો વનસ્થલીનો રસકસ તેવો જ વનલતાનો ફાલ.

સાહિત્ય એ જનસમાજના ચૈતન્યનું વાઙ્‌મય શરીર છે. એ સ્થૂલ શરીરના અન્તરમાં જનસમાજની વાસનાઓનું બનેલું સૂક્ષ્મ શરીર (લિંગ દેહ) રહેલું છે. જેમ સ્થૂલ શરીરના વ્યાપાર વાસનાત્મક સૂક્ષ્મ શરીર ઉપર અસર કરે છે (સદાચારથી સદ્‌વૃત્તિ અને દુરાચારથી દુર્વૃત્તિ બંધાય છે)

તેમ કીટભ્રમરન્યાયે સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીર ઉપર પણ અસર કરે છે અને આ રીતે એ બે શરીર વચ્ચે—સાહિત્ય અને જનસમાજની વાસનાઓ વચ્ચે—કાર્યકારણભાવનો સંબન્ધ છે.

હવે આ સંબન્ધ ધ્યાનમાં રાખતાં આપણા સાહિત્યનો ઉત્કર્ષ શી રીતે કરવો એનો માર્ગ આપણને જડે છે. ઉપરનું રૂપક લેતાં, લતાને ફળફૂલથી સમૃદ્ધ બનાવવા માટે જોઇતા પૃથ્વીના રસકસ તે જનસમાજની વાસનાઓ છે, એટલે એનું પોષણ સર્વથા આપણી શક્તિની બહાર નથી. જેમ પાંદડાં ઉપર પાણી ચોપડવાથી વૃક્ષ ફાલતું નથી, ફાલવા માટે તો એનાં મૂળીઆંમાં ખાતરપાણીનો પ્રવેશ થવો જોઈએ, તેમ સાહિત્યવૃક્ષના વિકાસ માટે પણ એના બાહ્ય શરીર ઉપર જેટલા સંસ્કાર કરીશું તેટલા ઘણે ભાગે નકામા જ છે. એનાં મૂળીઆંને સ્પર્શ કરે—જનસમાજની વાસનાઓને પોષે—એવાં પોષણબળો પ્રવર્તાવવાં જોઈએ. જ્યાંસુધી મૂળીઆંની આસપાસ પથ્થર જેવું જડતાનું પડ બાઝેલું રહેશે ત્યાંસુધી એને પાણી પહોંચવું મુશ્કેલ છે. એની આસપાસની જમીન ગોડીને પોચી —જલગ્રાહી—કરવી જોઈએ, અને એ ક્રિયાને અંગે એ જમીનની માટી જરા ઉપરનીચે થાય તો તે પણ ઇષ્ટ છે. વિશ્વમાં કોઈ પણ સ્થળે ક્ષોભ વિના ગતિ નથી, અને ગતિ વિના વિકાસ નથી. જ્યાંસુધી આપણા જનસમાજનું હૃદય (આત્મા) કોઈ પણ ઉચ્ચ ભાવનાથી ક્ષુબ્ધ થશે જ નહિ, ત્યાંસુધી એ ગતિ ઉત્પન્ન થવાની નથી, અને તે થયા વિના એનો વિકાસ પણ થવાનો નથી: અને જેવો અને જેટલો એ હૃદયનો વિકાસ તેવો અને તેટલો જ એના સાહિત્યનો વિકાસ પણ સમજી લેવો.

બીજું, જેમ જીવન્ત વૃક્ષ અને સૂકા લાકડા વચ્ચે ભેદ એ છે કે જીવન્ત વૃક્ષમાં બહારથી સિંચાતા જળ વગેરે પદાર્થો પોતાનામાં મેળવી લેવાની અને મેળવી લઈને પોતાના કાર્યમાં નિયોજવાની શક્તિ હોય છે, અને સૂકા લાકડામાં તે હોતી નથી, તેમ જે જનસમાજનું હૃદય જીવતું છે તે બહારની અસર ગ્રહણ કરવાને સમર્થ હોય છે જ, અને એ અસર ન ગ્રહણ કરવી એ બળની નહિ પણ નિર્જીવતાની નિશાની છે; તેમ, એ સાથે એ પણ ખરું છે કે એ બહારની અસરને અન્તરમાં મેળવી લઈ

એને પોતાના કાર્યમાં નિયોજવાની જો એનામાં શક્તિ ન હોય તો તે પણ એક સાહીચૂસ કાગળના જેવી નિર્જીવ સ્થિતિ જ છે. આ દૃષ્ટાન્તોથી સાહિત્યનો અન્ય પ્રવૃત્તિઓ સાથે કેવો સંબન્ધ હોવો જોઈએ એ સમજાશે. દેશની ધાર્મિક સાંસારિક રાજકીય વગેરે પ્રવૃત્તિઓથી જે સાહિત્ય નિર્લેપ રહેશે તે કદી ફાલી શકવાનું નથી. એમાં કાંઈ પણ એની ભૂમિનો પ્રાચીન પરંપરાપ્રાપ્ત રસ હશે તો તે પણ થોડા વખતમાં સુકાઈ જઈ, એ ઝાડ કરમાઈને મરી જશે.

વળી તેજ પ્રમાણે ખરા જીવન્ત સાહિત્યનો બીજો ધર્મ એ છે કે બહારની પ્રવૃત્તિઓને એ જ્યારે પોતાના શરીરમાં લે છે ત્યારે તે તેને પોતાનું વિલક્ષણ રૂપ આપે છે. જે વખતે ‘સ્ત્રીપુરુષોના સમાન હક્ક’ના લાભાલાભનાં જમેઉધાર પાસાં તપાસાતાં હતાં, તે વખતે ટેનિસનની આગળ એ પ્રશ્ન ‘ધિ પ્રિન્સેસ’ કાવ્યનાં મધુર ચિત્રો રૂપે પરિણામ પામ્યો. વળી ખરા જીવન્ત સાહિત્યની આ ગ્રાહકશક્તિ અને પરિણામશક્તિ જનસમાજની અન્ય પ્રવૃત્તિઓ પરત્વે જોવામાં આવે છે એટલું જ નહિ, પણ અન્ય દેશના અને અન્ય કાળના સાહિત્યને પણ એ એ જ રીતે પોતામાં ગ્રહે છે, અને રૂપાન્તર પમાડે છે. પ્રાચીન ગ્રીસ અને રોમના સાહિત્યના અભ્યાસે તેરથી સોળસત્તરમા સૈકાની વચ્ચે યુરોપના દેશોમાં ઉજ્જ્વળ સાહિત્ય ઉપજાવ્યું તેમાં આ ગ્રહણ અને રૂપાન્તર ઉભય અંશો પ્રતીત થાય છે; અને તે જ પ્રમાણે આપણા પોતાના પ્રાન્તમાં મહાકવિ પ્રેમાનંદે પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઉપયોગ કરીને જે આખ્યાનો અને નાટકોની વાડી ખિલાવી છે તેમાં પણ એક પાસથી એ સાહિત્યનું પુષ્કળ પાન જણાઈ આવે છે અને બીજી પાસ, રગેરગે ગુર્જર અને ગુર્જરી વાણીનું અભિમાન ધરાવનાર આ કવિના અન્તરમાં પ્રવેશ થતાની સાથે, પ્રાચીન કાળ રૂપાન્તર પામી ગયો છે, અને તેથી મહાભારતાદિકનાં પાત્રોને એણે પોતાના સમયનાં સ્ત્રીપુરુષો જેવાં કલ્પ્યાં છે—જે એનું દૂષણ નથી પણ ભૂષણ છે.

ત્યારે હવે, આ મનનને પરિણામે આપણા સાહિત્યનો ઉત્કર્ષ કરવાનાં મુખ્ય સાધનો શાં શાં ઠર્યાં અને તે સાહિત્યપરિષદદ્વારા કેટલે અંશે પ્રાપ્ત કરી શકાય એવાં છે એ જોઈએઃ—

પ્રથમ તો જનસમાજની વાસનાઓ વધારે વિવિધ, વિશાળ, ઊંડી અને ઉદાત્ત બનવી જોઈએ. તે માટે અત્યારે હિંદુસ્તાનમાં જે અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે આપણા પ્રાન્તમાં ઝીલાવી જોઈએ, અને એનાં વહેણ અહીંતહીં મન્દમન્દ વહેતાં જણાય છે તે વધારે વિપુલ અને પ્રબલ થવાં જોઈએ. આનો અર્થ એવો નથી કે આપણા રાજકીય સાંસારિક ઔદ્યોગિક મેળાવડાઓમાં ચર્ચાતા વિષયો ઉપાડી લઈને તે ઉપર જે લેખો લખાય તે જ ખરું સાહિત્ય; પરંતુ એ અને બીજી અનેક પ્રવૃત્તિઓ દ્વારા જનસમાજની વાસનાઓ ખીલે છે અને એમાં જ્યારે કવિની પ્રતિભાનું કિરણ પડે છે ત્યારે એનાં અસંખ્ય ચિત્રો બંધાઈ એનાં નેત્ર આગળ તે ખડાં થાય છે. આ ચિત્રો ખડાં કરવાનું તો સાહિત્ય-પરિષદના હાથમાં નથી, પણ આ વાસનાઓ તરવરતી કરવા માટે તે તે વિષયો ઉપર પ્રબળ અને પ્રતિષ્ઠિત લેખો ઉત્પન્ન કરાવી જનસમાજમાં એ લેખો રમતા કરવા એટલું કાર્ય તો સાહિત્યપરિષદના પ્રદેશમાં છે જ. પરંતુ હજી એ પરિષદની સંસ્થા એટલી પ્રૌઢ થઈ નથી કે એટલે સુધી એ પોતાનો હાથ લંબાવી શકે. માટે અત્યારે તો તે તે પ્રવૃત્તિઓને અંગે જે પરચુરણ લેખો, ભાષણો, તથા વર્તમાનપત્રોના આર્ટિકલો પ્રકટ થાય છે એટલાથી જ આપણે સંતોષ માનવો પડશે.

આપણા સાહિત્યનું બીજું પોષક બળ આપણા દેશનું પ્રાચીન સાહિત્ય અને આપણો પ્રાચીન ઇતિહાસ છે. પ્રેમાનંદના સમય કરતાં આપણા સમયમાં પ્રાચીન સાહિત્યનું જ્ઞાન ઘણું વધ્યું છે, છતાં એ જ્ઞાન જોઈએ તેવું ફળદ્રુપ નીવડ્યું નથી, એનું કારણ આપણા પ્રાચીન સાહિત્ય પરત્વે આપણી મમત્વબુદ્ધિની મન્દતા હોય એમ જણાય છે. જેમ જેમ પ્રાચીન વધારે શોધાતો જાય અને ગુજરાતીમાં ઉતારાતો જાય તેમ તેમ આપણી ભાષાનું ઐતિહાસિક સાહિત્ય વધતું જાય એટલું જ નહિ, પણ સાહિત્ય

શબ્દનો વિશેષ અર્થમાં પણ આપણો જૂનો ઇતિહાસ આપણા સાહિત્ય ઉપર કેવી અસર કરે એનો ખ્યાલ ફોર્બ્સ રાસમાલા અને ટૉડ્‌ઝ રાજસ્થાન જેવા ગ્રન્થોએ ગુજરાતીમાં તેમજ અન્ય ભાષામાં પ્રેરેલા સાહિત્ય ઉપરથી આવી શકે છે. અને સંસ્કૃત ગ્રન્થો પરત્વે જે સાચું છે તે જ ફારસી તવારીખ માટે પણ ઘણીક રીતે ખરું છે. વળી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની વિવિધ જૂની દંતકથાઓ, વાર્તાઓ, ગીતો, કહેવતો, તેમ જ જુદીજુદી જ્ઞાતિઓની ઉત્પત્તિ પરાક્રમ વગેરેના ખરાખોટા પૌરાણિક અને સાંપ્રદાયિક હેવાલો જે સંસારસુધારાસમાજનો ઉદ્દેશ સુધારાનો હોવાથી એના કાર્યપ્રદેશમાં નથી આવતા, પણ સાહિત્યના પ્રદેશમાં તો બેશક આવે છે જ—તે સર્વે એકઠાં કરી પ્રસિદ્ધ કરવાની ઘણી જરૂર છે.

આપણા સાહિત્યનું ત્રીજું પોષક બળ પશ્ચિમ દેશોના મહાન ગ્રન્થોનાં ભાષાન્તરોમાંથી લાવવાનું છે. ગ્રીસ, રોમ, ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મનિ, સ્પેઇન, ઇટલિ વગેરે ભૂમિનાં સાહિત્યો (આ સાહિત્ય શબ્દના અર્થમાં ઇતિહાસ ચારિત્ર તત્ત્વજ્ઞાન વગેરેનો પણ અમે સમાવેશ કરીએ છીએ) એની ઉપેક્ષા એ વર્તમાન સમયમાં કોઈ પણ જીવન્ત પ્રજાને લાભકારી નથી અને તેથી સંસારસુધારાસમાજમાં પરદેશગમનના ઠરાવની જેટલી મહત્તા છે તેટલી જ મહત્તા અમે સાહિત્યપરિષદમાં આ વિષયની માનીએ છીએ. કોઈ પણ પ્રજા અન્ય પ્રજાથી અલગ રહી પોતાનો જીવનનિર્વાહ કરી શકે જ નહિ એમ અમે ઉપર જણાવ્યું છે, પરંતુ વિશેષમાં એટલું ઉમેરીએ છીએ કે એવું જીવન શક્ય હોય તથાપિ તે ઇષ્ટ નથી—કારણ કે એમાં વિકાસ નથી. જેમ કોઈ પણ પ્રજાની પ્રજા તરીકેની વિશિષ્ટતા લુપ્ત થાય એ ઠીક નથી, તેમ એના સાહિત્યમાં પણ કોઈક વિલક્ષણતા જોઈએ જ, પરંતુ સર્વ પ્રજાઓના અન્તરમાં જે મનુષ્યત્વ રહેલું છે તેનો વિકાસ તો સર્વ પ્રજાઓમાં એકસરખે જ માર્ગે જ ચાલે, અને તેથી જેમ ભિન્ન પ્રજાઓ એકબીજાનું

મનુષ્યત્વ સ્વીકારીને પરસ્પર વર્તન કરે એ ઇષ્ટ છે, તેમ તેમનાં સાહિત્યો પણ પરસ્પર વાત કરતાં હોય તેમાં જ તેઓની વ્યાપકતા અને એકાકાર, મનુષ્ય–આત્મા સાથેનો સંબન્ધ પ્રકટ થાય છે. માટે જે કૂપમંડૂકતા આપણે આપણી અન્ય પ્રવૃત્તિઓમાં ત્યજવા લાગ્યા છીએ તે સાહિત્યમાંથી પણ દૂર કરવી–અન્ય પ્રજાઓના મહાન ગ્રન્થો ગુજરાતીમાં ઉતરાવવા: પ્રથમ જે અનુકરણ દેખાશે તે જતે દહાડે સ્પર્ધાનું રૂપ લેશે. મેઘ ગર્જશે તેથી ખીણમાં માત્ર પડઘો પડીને જ રહેશે નહિ, કોઈક સ્થળેથી સિંહ નીકળી આવી સામો તડૂકશે.

જનસમાજની કેળવણી અને ઉચ્ચ વર્ગનો સાહિત્યવિષયક પ્રેમ એ પણ સાહિત્યને પોષનારાં મહાન સાધનો છે. બહોળો વાચકવર્ગ એ ગ્રન્થકારને ઉત્તેજનરૂપ છે એટલું જ નહિ, પણ કેળવાયલું જનસમાજનું હૃદય સાહિત્ય પ્રત્યે તૃષાથી ઉછળે છે ત્યારે સાહિત્ય પોતે પોતાની મેળે રૂપ ધરી લે છે. જેમ બાળકને સ્નેહથી દોડતું આવતું જોઈ માતા એને આલિંગવા ધસે, તેમ સરસ્વતીદેવી પોતે જનસમાજના ઉત્સુક હૃદયને જોઈ એને પ્રેમથી મળવા ધસે છે. વળી જેમ એક પાસ જનસમાજમાં કેળવણીનો વિસ્તાર વધવાની જરૂર છે, તેમ બીજી પાસ ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓમાં પણ ગુજરાતી ભાષાનો અભ્યાસ વધારવાની આવશ્યકતા છે.

# કાલેલકર

## નગાધિરાજ

મનુષ્યમાત્રમાં પોતાની જન્મભૂમિનું સ્મરણ, જન્મભૂમિનો વિરહ અને જન્મભૂમિએ પાછા પહોંચી જવાની ઇચ્છા નિત્ય જાગ્રત્ હોય છે જ. હિન્દુસ્તાનની જબરી શહેનશાહત મળી અને મીઠી અમૃત જેવી કેરી ખાવાને મળી છતાં બાબરને મધ્ય એશિયાના એનાં તડબૂચ વારંવાર યાદ આવતાં, અને જન્મભૂમિનાં દર્શન જીવતાં એના ભાગ્યમાં ન હોય તોપણ અન્તે એનાં હાડકાં તો પોતાની જન્મભૂમિમાં જ જઈને પડે એવી એની ઇચ્છા હતી. હિંદુસ્તાનમાં આવીને નવાબી ઠાઠમાં રહેનાર અંગ્રેજને પણ છ માસની રજા લઈને સ્વદેશ જઈ આવ્યા વિના ચેન પડતું નથી. આવી જ જાતની કંઈક ઉત્કંઠા હિન્દુ લોકના મનમાં હિમાલય વિષે છે.

ઇતિહાસકાર આર્યોના મૂલસ્થાન તરીકે ભલે ઉત્તર ધ્રુવને કલ્પે, ભાષાશાસ્ત્રી એ માન ભલે મધ્ય એશિયાને આપે, દેશાભિમાની ભલે હિન્દુસ્તાનને જ આર્યોની આદ્યભૂમિ સિદ્ધ કરે, પરંતુ રાષ્ટ્રહૃદયમાં વસતી પ્રેરણાને જો કંઈ ઐતિહાસિક મહત્ત્વ હોય તો હિમાલય એ જ આપણું આર્યોનું આદ્યસ્થાન છે. રાય હો કે રંક, વૃદ્ધ હો કે યુવાન, પુરુષ હો કે સ્ત્રી, પ્રત્યેકને લાગે છે કે આયુષ્યમાં વધુ નહિ તો એક જ વાર પણ

હિમાલયનાં દર્શન કરીએ, હિમાલયનાં અમૃત જળનો આસ્વાદ લઈએ, હિમાલયની એકાદ વિશાળ શિલાની ઉપર બેસીને ક્ષણભર ઈશ્વરનું ધ્યાન ધરીએ. જિંદગીનાં કરવાનાં તેટલાં કાર્યો સમેટાઈ જાય, ઇંદ્રિયોની બધી શક્તિઓ ક્ષીણ થઈ જાય, જીર્ણ દેહ અને બાકી રહેલું આયુષ્ય ભારરૂપ લાગવા માંડે, એટલે પછી આ દુનિયારૂપ પારકા ઘરમાં પડ્યા ન રહેતાં સ્વગૃહે જઈને જ મરીએ એવા ઉદ્દેશથી કેટલાયે હિન્દુઓ અન્નજળનો ત્યાગ કરીને દેહ પડે ત્યાંલગી હિમાલયમાં ઈશાન દિશા તરફ ચાલચાલ કરે છે.

આપણા શાસ્ત્રકારો આ જ માર્ગ લખી ગયા છે. કોઈ રાજાનું રાજપાટ ગયું કે તે જશે હિમાલયમાં. ભર્તૃહરિ સરખાને ચાહે તેટલો વૈરાગ્ય ઉપજ્યો પણ તેનેય હિમાલયને વિષેનો અનુરાગ અંશ પણ ઘટવાનો નહિ. ઉલટો એનો અનુરાગ વધારે વધારે ચડતો જશે. કોઈ વેપારીને દેવાળું કાઢવાનો પ્રસંગ આવ્યો, કોઈ સોદાગરનું સર્વસ્વ સમુદ્રમાં ડૂબી ગયું, કોઈની સ્ત્રી કુલટા નીવડી, કોઈની પ્રજા ઉધળી ગઈ, કોઈને કંઈ રાજકીય કે સામાજિક સંકટ માથે આવી પડ્યું, કોઈને પોતાના અધઃપાતને લીધે સમાજમાં મોં બતાવવાપણું પણ ન રહ્યું તો હિન્દુ મનુષ્ય આપઘાત નહિ કરે. પરમ દયાળુ મહાદેવ ઉપર હિન્દુને જેટલી શ્રદ્ધા છે તેટલીજ અઢળ શ્રદ્ધા તેને હિમાલયની ઉપર છે.

પશુપતિનાથની જેમ હિમાલય પણ અશરણશરણ છે. રાષ્ટ્રોદ્ધારનું ચિંતન ચન્દ્રગુપ્તે હિમાલયમાં જઈને જ કર્યું હતું. સમર્થ રામદાસ સ્વામીને પણ રાષ્ટ્રોદ્ધાર કરવાની શક્તિ બજરંગ બલી રામદૂત પાસેથી હિમાલયમાં જ પ્રાપ્ત થઈ હતી. હિન્દુધર્મનું રહસ્ય અનાયાસે પ્રગટ થાય એવું પૃથ્વીની સપાટી ઉપર કોઈ સ્થાન હોય તો તે હિમાલય જ છે. શ્રી વેદવ્યાસે પોતાનો ગ્રંથસાગર હિમાલયને ખોળે બેસીને રચ્યો હતો. શ્રીમત્ શંકરાચાર્યે એમની વિશ્વવિખ્યાત પ્રસ્થાનત્રયી હિમાલયમાં જ લખી કાઢી હતી. અને સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે પણ સનાતન ધર્મનાં તત્ત્વો આધુનિક જમાનાને કેવી રીતે લાગુ કરવાં એના વિચાર હિમાલયમાં જ કર્યા હતાં.

હિમાલય—આર્યોનું આ આદ્યસ્થાન, તપસ્વીઓની આ તપોભૂમિ, પુરુષાર્થી લોકોને માટે ચિંતન કરવાનું એકાંત સ્થાન, થાક્યાંપાક્યાંનો વિસામો,

નિરાશી જનોનું સાન્ત્વન, ધર્મનું પિયેર, મુમૂર્ષુઓની અંતિમ દિશા, સાધકોનું મોસાળ, મહાદેવનું ધામ અને અવધૂતની પથારી છે. માણસોને તો શું, પશુપક્ષીઓને પણ હિમાલયનો આધાર અપૂર્વ છે. સાગરને મળનારી અનેક નદીઓનો એ પિતા છે. એ જ સાગરમાંથી ઉદ્ભવેલાં વાદળાંનું એ તીર્થસ્થાન છે. કવિકુલગુરુએ એ 'દેવતાત્મા નગાધિરાજ' ને પૃથ્વીનો માનદંડ કહ્યો છે તે અનેક અર્થે યથાર્થ છે. હિમાલય એ ભૂલોકનું સ્વર્ગ, યક્ષકિન્નરનું વસતિસ્થાન છે. જગતનાં સર્વ દુઃખોને સમાવી લે એટલો તે વિશાળ છે; સર્વ ચિન્તાગ્નિને શમાવી દે એટલો એ ઠંડો છે; કુબેરને પણ આશ્રય આપી શકે એટલો એ ધનાઢ્ય છે; અને મોક્ષની સીડી બની શકે એટલો એ ઊંચો છે. છેક બચપણથી હિમાલયનું નામ આપણે સાંભળતા આવ્યા છીએ. બાલવાર્તા, બાલગીત, પ્રવાસ કે યાત્રા-વર્ણન, ઇતિહાસ કે પુરાણ ગમે ત્યાં જુઓ, બધે અંતિમ આશ્રય તો હિમાલયને વિષે જ મળવાનો. નાનપણથી જે આદર્શ રમણીય સ્થાન કલ્પનાસૃષ્ટિમાં આવ્યું હશે તે હિમાલયમાંથી જ કલ્પાયું હોવાનું.

અરે, આ હિમાલયે શું શું નથી જોયું? પૃથ્વી પરના અસંખ્ય ધરતીકંપ અને આકાશમાંના હજારો ધૂમકેતુને આંખની પાંપણ પણ હાલવા દીધા વગર એણે જોયા છે. મહાદેવના વિવાહ એણે જ કરી આપ્યા છે. સતીના વિહારનું અને કુમારસંભવનું એણે જ અપત્યવાત્સલ્યથી કૌતુક કર્યું છે. રઘુકુળની ભગીરથ પર્યન્તની કરુણ તપસ્યાઓનો એ સાક્ષી છે. પાંડવોની મહાયાત્રા એણે જ સફળ કરી છે. પણ જૂની વાતો શા માટે? સત્તાવનની સાલના પરાક્રમમાં શિકસ્ત મળવાથી હતાશ ને નાસીપાસ થયલા વીરોને અને મુત્સદ્દીઓને હિમાલયનો જ આશ્રય મળ્યો છે. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિથી જોવું હોય, પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિથી વિચારવું હોય, ઐતિહાસિક દૃષ્ટિથી શોધ કરવી હોય, ભવ્યતાનું જો તમારે દર્શન કરવું હોય, ધર્મતત્ત્વોને ઉકેલવાનો જો તમારે પ્રયત્ન કરવો હોય, તો હિમાલયમાંજ તમારું સમાધાન થવાનું; કારણ આર્યાવર્તના એકેએક જમાનાના પુરુષાર્થ હિમાલય જાણે છે.

હિમાલયમાં જવાની પ્રથમ ઇચ્છા મારા હૃદયમાં ક્યારે ઉત્પન્ન થઈ એ કહેવું મુશ્કેલ છે. કદાચ મારા જન્મની સાથે સાથે જ એ પણ જન્મી હશે. કદાચ ઉપર કહ્યું તેમ એ વંશપરંપરાગત રાષ્ટ્રીય ભાવના હશે. પ્રવાસનો વિચાર કરીએ એટલે, ઘર છોડીને આપણે પરદેશ જઈએ છીએ એવી ભાવના મનમાં આવે છે. હિમાલય જવાનો મેં જ્યારેજ્યારે વિચાર કર્યો છે ત્યારેત્યારે હું સ્વદેશ જવાનો છું, નહિ નહિ, સ્વગૃહે જવાનો છું એવી જ ભાવના મારા મનમાં પ્રબલપણે ઊઠતી અને મનમાં ને મનમાં મને ગલગલિયાં થતાં. હજુ પણ કોઈ હિમાલયની વાત કાઢે એટલે સાસરામાં રહેતી વહુ પિયેરની વાત સાંભળીને જેટલી રાજી થાય તેટલો જ આનંદ થયા વગર રહેતો નથી. છોકરી પિયેરથી દૂર પડી એટલે તે સતત પિયેરને જ ઝંખ્યાં કરે છે. આ ઝંખનાનું પરિણામ એ થાય છે કે પિયેરનું પ્રત્યક્ષ ચિત્ર એક બાજુ રહી જઈને તે પોતાના મનમાં એક પ્રેમચિત્ર નિર્માણ કરે છે. એને પોતાને માટે આ પ્રેમચિત્ર એજ એક ખરી ચીજ છે.

ઝંખના–ચિંતનનો ગુણ જ એવો છે કે જે વસ્તુ જેવી હોવી જોઈએ એવી ઇચ્છા હોય તે વસ્તુ તેવી છે જ એવી ભાવના થાય છે. જગતમાં યથાતથ જ્ઞાન કોઈને થતું હોય તો ભલે, પણ જેને આપણે અનુભવનું પ્રત્યક્ષ જ્ઞાન કહીએ છીએ તેની ઉપર પણ આપણી ઇંદ્રિયોનો રંગ ચડેલો હોય છે જ. એ કેવળ જ્ઞાન નથી હોતું. પ્રેમચિત્રમાં ઇંદ્રિયોનો રંગ નથી હોતો, પરંતુ હૃદયનો રંગ હોય છે, આદર્શ ભાવનાઓનો રંગ હોય છે, અને તેથી એ ચિત્ર આપણા જીવને વિશેષ નજીકનું અને વિશેષ સત્ય લાગે છે. તર્કવાદી ભલે આ ચિત્રને ખોટું ગણી કાઢે. સંસારનો અનુભવ અને સંસારનું રહસ્ય બધું તર્કની ચાળણીમાંથી ચાળી શકાતું નથી. તર્કને લાગે છે કે મેં ઠરાવી આપેલી વ્યવસ્થા જગતે માનવી જ જોઈએ. જે મારે ગળે નથી ઊતરતું તે સત્ય હોઈજ ન શકે. અસ્તુ!

હવે પછી હિમાલયનાં હું જે શબ્દચિત્રો આપવાનો છું તે પ્રેમચિત્રો જ હોવાનાં કેમકે જે વસ્તુની ઉપર પ્રેમ બંધાયો તે વસ્તુનો પ્રેમરહિત વિચાર થઈ શકે જ નહિ.

# અતિસુખશંકર

## મેં પૂછ્યું: "શા માટે?"

જરા નવરાશનો વખત હતો, શીતળ પવન વાતો હતો, ને હું અમારી કૉલેજના પ્રોફેસરોના ઓરડામાં સહેજ ઝોકાં ખાતો બેઠો હતો. ઝોકાં ખાવાનું આ સ્થળ નથી ને હું સાધારણ રીતે આ સ્થળે તેમ કરતો પણ નથી, પણ કોણ જાણે શા કારણથી આજે બેઠાંબેઠાં હું નિદ્રાવશ થયો. પણ તે નિદ્રા સ્વસ્થતાની નિદ્રા નહોતી. મન અત્યંત શ્રમિત હોય તે સમયે મનોવ્યાપાર ચાલુ રહે છતાં શારીરિક આલસ્યને લીધે અર્ધજાગ્રત્, અર્ધનિદ્રિત, જાગ્રત્ ને નિદ્રા એ બે અવસ્થાની વચમાં ડોલાયમાન જે સ્થિતિ પ્રાપ્ત થાય તે વખતની જે નિદ્રા, અથવા નિદ્રાની ઝાંખી–તે મને પ્રાપ્ત થઈ.

"સાહેબ, ટર્મિનલ એક્ઝામિનેશનમાં અમને . . . વિષયોમાંથી મુક્ત કરાવો."

મેં કહ્યું: "જોઈશું, પણ જરા ભાષા તો ઠીક વાપરો, ક્યાં તો અંગ્રેજીમાં બોલો કે ક્યાં તો ગુજરાતીમાં."

"સાહેબ! હેબિટ પડી ગઈ."

મેં કહ્યું: " પણ ટેવને સુધારવી એ આપણું કામ છે. આજકાલ વિદ્યાર્થીઓ પ્રોફેસરોને મળે છે ત્યારે નથી શુદ્ધ અંગ્રેજીમાં વાત કરતા ને નથી શુદ્ધ માતૃભાષામાં વાત કરતા."

" સાહેબ ! બધા સ્ટુડંટો માંહોમાંહે અમે વાત કરીએ છીએ ત્યારે 'કૉલેજ' ને 'એકઝામિનેશન', ને 'ટર્મિનલ એકઝામિનેશન' વગેરે પરિચિત શબ્દો જ વાપરીએ છીએ, તો આપની સાથે વાતમાં પણ તેમ કરૂં એ સ્વાભાવિક છે."

"પણ આ તો હાસ્યજનક થઈ પડે છે. શું આપણી ભાષામાં એના પર્યાય શબ્દો નથી ?"

"સાહેબ, આપ કહો કે 'ટર્મિનલ એકઝામિનેશન' ને માટે શા શબ્દો વાપરવા."

" કેમ ? ' પરીક્ષા ' એટલો શબ્દ જાણતા નથી ?—Certainly, Mr. Madhavprasad, this is ridiculous. Your ignorance is unpardonable."

માધવપ્રસાદને મારે માટે ઘણું માન છે, વિદ્યાર્થી માત્ર મને ચહાય છે, તેમ તે પણ મને ચહાય છે, પરંતુ આ જમાનો સ્વતંત્રતા ને સમાન હક્કનો છે. વિદ્યાર્થી પોતે ગુરુનો બરોબરીઓ જ પોતાને માને છે, અને વિદ્યાર્થીના સંબંધમાં ગુરુએ વિદ્યાર્થીનું મન રાખવું પડે છે, નહિ કે તેથી ઊલટું. જે ગુરુઓ આ સ્થિતિ નથી સમજતા ને વિદ્યાર્થી પર શાસન કરવા માગે છે અથવા તો ટીકા કરવા માગે છે, તે ગુરુઓના ભવાડાથી વિદ્યાર્થીઓ તેમજ સામાન્ય જનસમાજ ક્યાં જાણીતા નથી ? તેમાં પણ છેલ્લાં કેટલાંક વર્ષ થયાં શાળાઓ અને કૉલેજોની અંદર શિક્ષકો અને પ્રોફેસરોની સ્થિતિ જરા કફોડી થઈ પડી છે; તેમને શિષ્યોને પંપાળી ફોસલાવીને ખુશ રાખવા પડે છે. આ કહેવાનું કારણ એ કે માધવપ્રસાદનો સીનો આગળ વાતમાં શાથી બદલાયો તે સમજી શકાય.

" સાહેબ ! ridiculous શા માટે ? એકઝામિનેશન એટલે પરીક્ષા, એટલું તો આપને એક હાઈસ્કૂલસ્ટુડન્ટ પણ કહેશે, પણ ભાષા માટે આપ

બાર મૂક્યા છો ત્યારે આપજ કહોને કે 'terminal examination' માટે શા શબ્દો વાપરવા? મારું અજ્ઞાન આપ અક્ષન્તવ્ય કહો છો ત્યારે હું આપને ચેલેન્જ કરું છું કે આપ જ એના ગુજરાતી શબ્દો શા તે કહો. આપનુંજ અજ્ઞાન હું સિદ્ધ કરીશ."

"Examination એટલે પરીક્ષા, કસોટી, તપાસઃ એ તો સ્પષ્ટ છે. જ્યાં જે શબ્દ અનુકૂળ હોય તે વાપરવો."

"સાહેબ! 'Terminal' એટલે શું? આપે મારો મુદ્દો ન પકડ્યો."

મને લાગ્યું કે મજમુદાર બહુ છૂટ લે છે; પણ એનું બોલવું માત્ર સ્પષ્ટવક્તૃત્વથી જ ઉદ્ભવતું હતું, અપમાનદૃષ્ટિએ નહિ, તેથી મેં ચાલવા દીધું.

"Terminal એટલે શું?" એ શબ્દો સાંભળતાં મેં જરા માથું ખંજવાળ્યું, હું જરા ખોંખાર્યો, મેં બેત્રણ વાર ઉધરસ ખાધી. એકાદબે મિનિટ મારા કોટને વળગેલો ચાકનો ભૂકો હતો તે ખંખેરવામાં કાઢી; ને મેં કહ્યુંઃ "સત્રાન્ત પરીક્ષા." મજમુદારે મારા સામું વિસ્મયની આંખે જોયું.

મેં ફરી કહ્યુંઃ "Terminal examination એટલે સત્રાન્ત પરીક્ષા." મજમુદારનો દેખાવ એક પૂતળા જેવો સ્થિર થઈ ગયો. "'સત્રાન્ત' એ શબ્દ મેં આજે જ સાંભળ્યો. 'સૂત્ર' શબ્દ સાંભળ્યો છે, ને 'સત્તર' પણ સાંભળ્યો છે, પણ આ 'સત્રાન્ત' શું?"

"'સત્રાન્ત' એટલે 'ટર્મિનલ.'"

"સાહેબ! એના કરતાં તો કહો તો 'ટર્માન્ત' શબ્દ વાપરૂં." આ વાક્ય સાંભળતાં જ હું પેટ પકડીને હસ્યો, એટલો હસ્યો કે અર્ધ-જાગ્રતમાંથી હું જાગ્રતમાં આવી ગયોઃ મેં જોયું તો મજમુદાર અલોપ.

હું પાછો અર્ધનિદ્રિત અવસ્થામાં દાખલ થયો.

મેં એક સુંદર હાથી જોયો. તે શ્વેત છત્ર ને ચામરથી ખાસ દેખાવડો જણાતો હતો. સહેજ ઝીણવટથી જોતાં મને તેની અંબાડીમાં એક પુસ્તક માલૂમ પડ્યું. હું ચકિત થયો. "હાથી ઉપર માણસ તો જોયા

છે, પણ આ હાથી ઉપર પુસ્તક છે એ શું!" મેં ત્યાં એક દેવીનું દર્શન કર્યું ને તેના દેખાવ પરથી તે દેવી સરસ્વતી છે એમ મારી ખાતરી થઈ. જાગ્રદવસ્થામાં મેં દેવ કે દેવી સાથે વાત કરી નથી, પણ અત્યારે તે શક્ય બની. મેં દેવીને પૂછ્યું: "આ હાથી ઉપર પુસ્તક છે, એ શું?"

દેવીએ કહ્યું: "એ તો હેમાચાર્યનો ગ્રન્થ સિદ્ધરાજના મહેલના ભંડારમાં લઈ જવામાં આવે છે તેનું દૃશ્ય છે."

મેં કહ્યું: "ઘણી અજબ વસ્તુ! વિદ્યાને અજબ માન! હેમાચાર્ય ઘણા ભાગ્યશાળી હોવા જોઈએ."

દેવીએ કહ્યું: "એવું કશું નથી. જેમ ભાગ્યશાળી તેમ કમનસીબ પણ હતા."

"શા માટે?"

"એને માટે કેટલાકને જેમ માન ને પ્રેમ હતાં તેમ કેટલાક ઈર્ષ્યાળુઓને ઈર્ષ્યા પણ હતી."

"હું તો માનતો હતો કે વિદ્વાનો પ્રતિ ઈર્ષ્યા, એ ચાલુ જમાનાનોજ ખાસ રોગ છે."

"એવું કંઈ નથી. એ તો પરાપૂર્વથી ચાલતો આવતો રોગ છે."

"હું તો માનતો હતો કલહ, ક્લેશ, ઈર્ષ્યા – એને વ્યાવહારિક જીવનની શુદ્ધ બાબતોમાં જ સ્થાન ય છે, વિદ્યાના પવિત્ર મન્દિરમાં તેમ નથી હોતું."

"વિદ્વાન વિદ્વાનને જોઇને શ્વાનવત્ ઘુર્ઘુરાયમાણ થાય છે, એ વચન સર્વ કાળ ને દેશને સરખી રીતે લાગુ પડે છે."

"વિદ્વાન તરફ વિદ્વાનને ઈર્ષ્યા ઉદ્ભવે એ કંઇક પણ હું સમજી શકું છું. પણ વિદ્વાન તરફ અવિદ્વાનને ઈર્ષ્યા હોય એ સંભવે ખરું?"

"શા માટે નહિ? જેમ અધિકાર ઓછો તેમ વિદ્યાનો દાવો કેટલાકો વધારે કરે છે; તેમનું અજ્ઞાન તેમને તેમની ભૂલ ને અધમતામાં દૃઢતાથી સ્થાપિત કરે છે."

"ગરીબ બિચારા તેવાઓ! હું તેવાઓની દયા આણું છું. તેવાઓના સંબન્ધમાં માણસનું શું કર્તવ્ય છે તેનો મને બોધ કરો."

"જે બોધ ગાલિપ્રદાન કરનારના સંબન્ધમાં છે તેજ બોધ દૂષપ્રદર્શન કરનારના સંબંધમાં છે:

ददतु ददतु गालीं गालिमन्तो भवन्तः
वयमपि तदभावाद्गालिदानेऽसमर्थाः।
जगति विदितमेतद्दीयते विद्यमानं
न हि शशकविषाणं कोऽपि कस्मै ददाति ॥

દૂષના સામું ક્રોધ, એ દૂષના સામું દૂષ કરવા બરાબર જ છે. દૂષને સહન કરવો એમાં જેટલું નૈતિક બળ છે તેટલું દૂષીઓ સાથે કલહ કરવો, તેમના દૂષના શબ્દોનો ઉત્તર આપવો એમાં છે જ નહિ. સામર્થ્ય ઇષ્ટ છે; પણ તે નૈતિક સામર્થ્ય ઇષ્ટ છે."

વિશેષ વાત કરવા માટે હું બોલવાની તૈયારીમાં હતો, એટલામાં મારા પગ પર ભારે વજન પડયું ને તે દૃશ્ય જતું રહ્યું. જોઉં તો ટેબલ પરથી 'રાસમાળા' મારા પગ પર સરી પડેલી દીઠી.

ધીમોધીમો વરસાદ વરસતો હતો, ને પવન અવશ્યે સુસ્તી આણે એવો હતો. તેથી ઇચ્છા નહિ છતાં પાછો બેત્રણ મિનિટ હું ઝોંકાઈ ગયો. અત્યારે મારી નજર આગળ ત્રીજું જ દૃશ્ય આવ્યું. કૉલેજની 'ડિબેટિંગ સોસાયટિ'માં 'આપણી યુનિવર્સિટિમાં થવા જોઈતા સુધારા' એ વિષય પર મેં વાદવિવાદ ચાલતો જોયો.

એક જણે કહ્યું: "આજનો વિષય ચર્ચાય તેને માટે મારો સખ્ત વાંધો છે. હાલ તો રાષ્ટ્રીય કેળવણીની વાતો થાય છે, ત્યાં આપણે હવે યુનિવર્સિટિનું શું કામ છે?" "રાષ્ટ્રીય કેળવણીને કેવી રીતે ઉત્તેજિત કરવી?" એ વિષય ચર્ચવો જોઈએ. હું દરખાસ્ત મૂકું છું કે આજે એ વિષય ચર્ચવો."

સેક્રેટરી: "પ્રમુખ સાહેબ! આ દરખાસ્ત 'આઉટ ઑફ ઑર્ડર' છે."

આ શબ્દો ગરીબ બિચારા સેક્રેટરીના મોમાંથી જ્યાં નીકળ્યા કે

ઓરડાના એક ખૂણાથી બીજા ખૂણા સુધી "શેઇમ શેઇમ"ના પોકારોની ગર્જના થઈ રહી. એટલું જ નહિ પણ જોતજોતામાં તો શ્રોતૃમંડળમાંથી બેત્રણ જણ ટેબલ તરફ આવેશમાં દોડતા જોવામાં આવ્યા. પરંતુ તેઓ તેમની ધારણા પૂરી પાડે ત્યાર પહેલાં સેક્રેટરી ઓરડાની બહાર અર્ધો ફર્લોંગ દૂર નાસી જવા પામ્યો હતો. વાત વધી પડત, પણ પ્રમુખે કહ્યું: "ચર્ચા ચાલુ થાય ત્યારે જેને જે બોલવું હોય તેને તે બોલવાની છૂટ છે."

પ્રમુખ તરફથી મળેલી છૂટને લીધે ઓરડામાં શાંતિ આવી. સુલેહનો ભંગ થશે એમ માની નાસી ગયલા શ્રોતાઓ હવે પાછા દાખલ થયા. ભાષણો શરુ થયાં.

એક વક્તાએ કહ્યું: "યુનિવર્સિટિએ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું જોઈએ."

બીજાએ કહ્યું: "યુનિવર્સિટિએ વ્યાવહારિક જ્ઞાન તરફ લક્ષ આપવું જોઈએ."

ત્રીજાએ કહ્યું: "ડિગ્રી લેતાં વાર્ને માણસ ઠેકાણે પડે એવી જાતની વ્યવસ્થા જોઈએ."

ચોથાએ કહ્યું: "ઇતિહાસ રાષ્ટ્રીય દૃષ્ટિએ શિખવાવો જોઈએ."

પાંચમાએ કહ્યું: "ગણિતને યુનિવર્સિટિના અભ્યાસક્રમમાંથી બહિષ્કાર અપાવવો જોઈએ."

છઠ્ઠાએ કહ્યું: "૮૦ ટકા ઉમેદવારો પરીક્ષામાં ઉત્તીર્ણ થવા જ જોઈએ, એવી દરેક પરીક્ષકને યુનિવર્સિટિએ સૂચના આપવી જોઈએ."

સાતમાએ કહ્યું: "પરીક્ષાઓ કકડે કકડે પાસ થવાય એવી જાતના નિયમો જોઈએ."

આઠમાએ કહ્યું: "પરીક્ષાઓ ઘેર બેઠાં અપાય એવી છૂટ જોઈએ."

નવમાએ કહ્યું: "પરીક્ષાઓ પાસ થયા વિના પાસ કરાય એવી વ્યવસ્થા જોઈએ."

પ્રમુખ છેલ્લા વક્તાની દલીલો સાંભળી સ્તબ્ધ બન્યા. બીજાઓની દલીલોનો સાર મેં ખાસ વર્જ્યો છે, પણ આ છેલ્લા વક્તાની દલીલો નીચે મુજબ થઈ:—

"પરીક્ષાઓ વિદ્યાર્થીઓને અનર્થ માત્રનું મૂળ છે. વાઘના પાંજરામાં બકરાને મૂકો. એને ત્યાં વાઘથી ગમે તેટલું દૂર રાખો પણ વાઘને તે જોઈ શકે તેમ રાખો. પછી તેને ગમે તેટલું દૂર રાખો, પછી તેને ગમે તેટલું ખાવાનું આપો, ગમે તેટલું પંપાળો, છતાં તેની દશા શી થશે? તેવીજ દશા પરીક્ષારૂપી વાઘથી વિદ્યાર્થીઓની થાય છે. (હસાહસ.) પરીક્ષા એ વિદ્યાર્થીઓનો કાળભૈરવ છે. (હિયર, હિયર!) પરીક્ષા નથી વિદ્યાર્થીને લાભ કરતી ને નથી પ્રોફેસરોને. વિદ્યાર્થીઓને તેનો ગેરલાભ, તેનાથી થતી પીડા સુવિદિત છે. પ્રોફેસરોને નાહક કાગળો તપાસવાનો બોજો પણ મારા નમ્ર મત પ્રમાણે અનિષ્ટ જ ગણાય. વળી શિક્ષણ પણ તેમને સ્વતંત્ર પદ્ધતિથી નહિ પણ પરીક્ષાની દૃષ્ટિએ કરવું પડે છે, તેથી તે હલકા પ્રકારનું થાય છે. (પ્રમુખ જે એક પ્રોફેસર હતા, તે હસ્યા. શ્રોતાઓ જે મોટે ભાગે વિદ્યાર્થીઓ હતા, તેમણે તાળીઓ પાડી.) વળી યુનિવર્સિટિની પરીક્ષાઓ માટે ફી ભરવી પડે છે; આર્થિક દૃષ્ટિએ વિદ્યાર્થીઓનાં કુટુંબોને આથી ઘણું સહન કરવું પડે છે. મફત પરીક્ષા લેવાય તો આ મુસીબત દૂર થાય, પણ મારો તો મુખ્ય વાંધો પરીક્ષા એ વસ્તુના જ સંબન્ધમાં જ છે. એનાથી ગોખણપટ્ટીને ઉત્તેજન મળે છે. એનાથી શરીરની પાયમાલી થાય છે. એનાથી વિદ્યાર્થીવિદ્યાર્થી વચ્ચે ઊતરતાચડિયાતા ભેદ સ્થાપિત થાય છે; નાહક ઈર્ષ્યા ને કલહનું એ બીજ બને છે. વ્યક્તિત્વનો અથવા વ્યક્તિગત શક્તિનો એ અનાદર કરે છે. પરિણામ વખતે અનેક કુટુંબોમાં એ દુઃખ ઉત્પન્ન કરે છે. સારાં, મનગમતાં વાચન તરફ વિદ્યાર્થીઓનું મન હોય, છતાં એને પરીક્ષાના ત્રાસને લીધે સંકુચિત ક્ષેત્રમાં ધ્યાન આપવું પડે છે.

આમ પરીક્ષા એ ત્રાસ છે, પરીક્ષા એ પીડા છે, પરીક્ષા એ રાક્ષસ છે. પરીક્ષાને લીધે જ એક બી. એ. ને એક એમ. એ., ને એક બી.

-એસસી., ને એક એમ. એસસી., ઇત્યાદિ ભેદો થાય છે. તે ભેદોને લીધે જ એક થોડું કમાય છે તો એક વધારે, એકની સારી ચડતી થાય છે તો બીજાની ચડતી થતી જ નથી. ખરું જોતાં બધા જ ઇશ્વરનાં સંતાનો છીએ. બધાએ સરખું કમાવું જોઈએ, બધાએ સરખી રીતે સુખી થવું જોઈએ. બધાને સરખી તકોમાંથી સરખા જ લાભો મળવા જોઈએ; બુદ્ધિ ઓછીવત્તી હોવી, જ્ઞાન ઓછુંવત્તું હોવું, લાયકાત ઓછીવત્તી હોવી એ આપણા હાથની વાત નથી. એની બિલકુલ દરકાર ન લેવાવી જોઈએ."

અત્યારસુધી હું શાંતતાથી સાંભળ્યાં જ કરતો હતો, પરંતુ આ છેલ્લા ઉચ્છેદક વિચારોથી હું જરા ઉશ્કેરાયો.

મેં પૂછ્યું: "શા માટે ?"

હું જાગી ઊઠયો. તે જ ક્ષણે જબરદસ્ત ધમાધમથી જોડેના પ્રિવિયસ કલાસના વિદ્યાર્થીઓ ખૂબ આવેશમાં આવી આનન્દમાં મસ્ત બની ધમાધમ કરતા હતા. તેમના આ અવાજથી ઊંઘતાં જાગવાનો આ મારો આનંદ નષ્ટ થયો. મને એ વર્ગના વિદ્યાર્થીઓ પર તે દિવસે જરા ચીડ ચડી. મને થયું, તેમને આવો આનંદ રોજ મળે છે, પણ મને આવી નિદ્રા ફરી નહિ જ આવે.

# રામનારાયણ

## ખરાબ કરવાની કળા

ખરાબ કરવું એ જ જીવનનું રહસ્ય છે. જગતમાં મોટા થવું એમાં જ કૃતકૃત્યતા રહેલી છે, એમાં તો કોઇથી ના પડાય એમ નથી. મોટા થવું એટલે બીજી ચીજો અને વ્યક્તિઓ ઉપર સ્વામિત્વ મેળવવું; અને સ્વામિત્વ એટલે ખરાબ કરવાનો હક. મારું છોકરું હોય તેને સારું ખવડાવવાનો ગમે તેને હક છે, મારગનો જનારો પણ તેને સારું આપી શકે; પણ ખરાબ ખવડાવીને તેને માંદું પાડવાનો માત્ર મને જ હક છે. મારા છોકરાને કંઈ પણ સારું શીખવવાનો ગમે તેને હક છે, પણ ખરાબ શીખવવાનો, મારામાં જેટલા દુર્ગુણો હોય તેટલા બધા શીખવવાનો, તેને જગતને માટે નિરુપયોગી બનાવવાનો મને એકલાને જ હક છે. બૈરી હોય, તો તેને સારી રીતે બોલાવવાનો ગમે તેને હક છે, પણ તેને ગાળ દઈને બોલાવવાનો, તેને લાકડી મારવાનો માત્ર તેના સ્વામીને જ હક છે. મારાં કપડાં ધોઈ આપવાનો ગમે તેને હક છે,—અરે, મારું ઘર કોઈ સાફ કરી આપે, કપડાં કોઈ ધોઈ આપે, વાસણ કોઈ માંજી આપે તો તેને સેવાનું કેટલું પુણ્ય મળે!—પણ મારાં કપડાં તથા ઘર ગંદાં કરવાનો, વાસણ ચીડાઈને અફાળીને ભાંગી નાખવાનો માત્ર મને જ હક છે. ડાહ્યાં માબાપો, બચ્ચાં બહારની

બદી ન શીખી જાય પણ પોતાની જ બધી બદીઓ શીખે એટલા માટે છોકરાંને ઘર બહાર જવા દેતાં નથી. સ્વામિત્વનું ખરું રહસ્ય જ ખરાબ કરવામાં રહેલું છે. બાળક આ બરાબર સમજે છે. રમકડાંથી રમીને છેવટે તેને ભાંગી નાખે છે ત્યારે જ તે પરનું સ્વામિત્વ તે અનુભવી શકે છે. હવે ખરાબ કરવાની કળા એ જ જીવનનું રહસ્ય છે એમાં તો કોઈને શંકા નહિ જ રહી હોય.

જીવનના જુદા જુદા પ્રદેશોમાં આ કલા જુદી જુદી રીતે પ્રગટ થાય છે. દાખલા તરીકે, ધારો કે તમે એક સુંદર ઘર ભાડે રાખ્યું. કોઇ જગાએ ડાઘોડૂઘી કશું નથી. હવે તેની ભીંત ખરાબ કરવા માટે તમે તેને ધોળાવો નહિ તો તેથી પણ ભીંત ખરાબ થાય, પરન્તુ તેમાં તમારી કળા નથી. તેમ જ કોલસાથી ભીંત કાળી કરી શકાય, પણ તેમાં કલાની સાહજિકતા નથી. એ તો તમે જાણી જોઈને કર્યું. એમ નહિ. પણ ધારો કે તમે જમીને હીંચકા પર બેઠા છો, શેઠાણીએ પાન કરી આપ્યું છે, અને તમે પાનની લહેજતમાં દિવાલ ઉપર પિચકારી મારો, તેમાં કલા છે. તે તમારા સુખનું સ્વાભાવિક ઉચ્ચારણ છે અને તેથી પાછી દિવાલ ખરાબ થાય છે. એ જ રીતે રસ્તા, ગાડીઓ, રેલ્વેના ડબ્બા વગેરે ખરાબ કરી શકાય.

જાજરૂ જેવી અપવિત્ર જગાને પણ ખરાબ કરી શકાય. ખરી રીતે તો અપવિત્ર વસ્તુ પણ ચોખ્ખી હોઈ શકે. પણ પવિત્રતા અને અપવિત્રતાના વિચારો, મૂળ ધર્મના કે વહેમના નથી પણ માત્ર સ્વચ્છતાના સિદ્ધાન્ત ઉપરથી હિંદુધર્મે તે સ્વીકાર્યા છે, એવું શાસ્ત્રીય વિધાન સિદ્ધ કરવા આપણે જાજરૂ ગંદું પણ રાખીએ છીએ. અને તે બહુ સહેલી રીતે થઈ શકે છે. કારણ કે સાફ કરવા ભંગીને અંદર પેસવા દઈએ તો જાજરૂ વધારે અપવિત્ર બને, અને આપણે જાતે સાફ કરીએ તો આપણે વધારે અપવિત્ર બનીએ, માટે આપણે જાજરૂને સાફ કરતા જ નથી. આ જ અપવિત્રતાના વિચારથી જાજરૂ જવાનો લોટો પણ આપણે ગંદો રાખીએ છીએ. ગંદો રાખવાથી પવિત્રતા સાચવવામાં ઘણી સગવડ મળે છે. એક તો ગંદો લોટો બીજાં બધાં વાસણોથી

એકદમ જુદો પડે છે એટલે ભૂલથી તે પવિત્ર કાર્યમાં વપરાવાનો સંભવ જ નથી રહેતો. વળી તેને જાજરુ પાસે કે જોડા પાસે રાખવો પડે અને તેની બરાબર સંભાળ રાખી ન શકાય; ચોર લઈને ચાલતો થાય તોપણ તેને અડીને લઈ ન લેવાય, માટે ચોરાય તો બહુ નુકસાન ન થાય એ અગમચેતીથી આપણે વપરાઈને કાણો થઈ ગયલો લોટો એ માટે રાખીએ છીએ. પરિણામે, તેમાં પાણી ભરીએ છીએ ત્યારે આપણા જૂના ઘટિકાયંત્ર પ્રમાણે સમયનું માપ કાઢવાના કામમાં પણ આવે છે. તેનાં કેટલાંક કાણાં ઉપર મળી ચોંટાડેલી હોય છે તે તેના ઉપયોગની જાહેરાત જેવી દેખાય છે. આ પ્રમાણે પવિત્રતાના વિચારોથી ખરાબ કરવાની કળામાં એક પ્રકારની ભવ્યતા આવે છે. હજારો વર્ષના પવિત્રતા સંબંધી જે આપણા સનાતન વિચારો, તે વડે આપણે જે રીતે જાજરુ ખરાબ કરીએ છીએ તેની આગળ બીડીનાં ખોખાં નાખીને તે ખરાબ કરવાની આધુનિક કળા તો કંઈ વિસાતમાં નથી. એક સનાતનધર્મી કવિએ નકામો ખેદ કર્યો છે કેઃ

પાયખાનામાં બીડીઓ ફૂંકે,<br>
પાન ચાવતાં ચાવતાં થૂંકે;<br>
રીતભાતને માળવે મૂકે,<br>
રે હાય હાયરે હિંદુપણું જાય હાર્યું.

જેમ જાજરુ જેવી અપવિત્ર વસ્તુને ખરાબ કરી શકાય છે તેમ કેટલીક વસ્તુને પવિત્ર રાખવા માટે પણ ખરાબ કરવી પડે છે. બ્રાહ્મણનું અબોટિયું એટલું બધું પવિત્ર છે કે તેને ચોખ્ખું રાખી શકાય જ નહિ. ऊर्णा वातेन शुध्यति। માત્ર પવનથી ઊન શુદ્ધ થાય છે. ઊનમાં રેશમનો પણ સમાવેશ કરવો જોઈએ. હવે જે વસ્તુ માત્ર પવનથી શુદ્ધ થાય છે તેને જો પાણીથી ધોઇએ તો પછી વસ્તુનું માહાત્મ્ય ક્યાં રહ્યું? માટે મહારાજોનાં અબોટિયાં, સંધ્યાપૂજા કરવાનાં પાત્રો, ઠાકોરજીનાં સિંહાસનો, ઠાકોરજીની ગાદી, ઠાકોરજીને નવરાવીને કોરા કરવાનો અંગૂછો, એ બધાં પવિત્રતાનાં કારણે ગંદાં જ રહેવાં જોઈએ. જનોઈ પણ એ જ કારણે ગંદી રહેવી જોઈએ. શું તેને ગળા બહાર કાઢીને સાબુથી ધોવાય એમ

છે? ગળા બહાર જનોઈ કાઢો પછી તમારાથી કશી ક્રિયા જ ન થાય. કશી ક્રિયા ન થાય તો ધોઈ પણ કેમ શકાય? માટે જનોઈ પવિત્રતાના કારણે ગંદી રહે છે.

પવિત્રતા સમસ્ત જીવનને અસર કરે છે એવું પણ એક જગાએ મેં જોયું છે. મ્યુનિસિપાલિટીમાંથી પાણી કદાચ ચોખ્ખું મળતું હોય તે કબૂલ કરીએ. ચોખ્ખું એટલે હાલના વિજ્ઞાનની દૃષ્ટિએ ચોખ્ખું–તે ફીલ્ટર કરેલું હોય, અંદર દવા નાખીને સારું કરેલું હોય વગેરે. પરંતુ તે પવિત્ર તો જ્યારે ગળણે ગળાય ત્યારે જ બને. અને કેટલાક માણસો પીવામાં, તેમજ નાહવામાં, તેમજ ઢોળવામાં પણ પવિત્ર પાણી જ વાપરે છે. મારા પાડોસી જૈન છે. તેમના પિતાએ ઘર ચણાવ્યું ત્યારે ચણવામાં પણ ગાળેલું પાણી વાપરેલું, એટલે પાણી ગાળવું તો જોઈએ. અને પાણી ગાળવાને આપણી બુદ્ધિએ એક બહુ સરસ ઉપાય શોધી કાઢ્યો છે. એક કપડું લઈને નળને જ વાંટી દેવું! ગોળામાં ગાળવાને તો કપડું જરા મોટું જોઈએ પણ, આ નળને મોઢે તો નાનામાં નાનું ચીંથરું યે ચાલે. ઘણાં માણસોને ઘેર તો મેં નળરાજા ગૂંગળાઈ જાય એવડો કપડાંનો ડૂચો જોયો છે. પછી એ ડૂચો કદી ધોવો પડતો નથી, કારણ કે તેમાંથી અંદરનો કચરો કદી બહાર આવી શકતો નથી અને બહાર તો કચરો ચોંટવાનો સંભવ નથી. એટલે જરા પણ મહેનત કર્યા વિના હમેશાં પાણી ગળાઈને જ આવવાને માટે આ સારામાં સારો ઉપાય છે.

હવે જરા ખરાબ કરવાની કલા જીવનના એક જુદા જ પ્રદેશમાં જોઈએ. તેમાં મને મુખ્ય ચોપડી બગાડવાની કળા લાગે છે. ચોપડી ક્યાંસુધી વાંચી તેની નિશાની રાખવા પાનું ખૂણા પર વાળવું એ સહેલામાં સહેલી યુક્તિ છે. તેથી મહેતાજીઓનાં પાઠ્યપુસ્તકોનાં એટલાં બધાં પાનાં વળેલાં હોય છે કે પછી નવી નિશાની કરવા નવો ખૂણો વાળવો પડે છે; અને પાનું ચોખંડું હોવા છતાં તેને વાળી શકાય તેવા ખૂણા બે જ હોય છે તેથી ખૂણા ખૂટી જાય છે, ફાટવા માંડે છે. પણ

તે કરતાં વધારે સફળ રીત, નિશાની તરીકે પેન્સિલ કે હોલ્ડર મૂકવાની છે. મોટી ચોપડીની અંદર પેન્સિલ મૂકાય પછી તેના પર ભાર આવવાથી ચોપડીની બાંધણી ફાટવા માંડે છે ને થોડા વખતમાં કર્તાએ ન ધાર્યા હોય તેવા તેના વિભાગો પડી જાય છે.

આ ઉપરથી મને એક બીજી રીત યાદ આવે છે. મારા એક મિત્રને બી. એ. થયા પછી ૧૪ વરસે 'સરસ્વતીચંદ્ર' વાંચવાની મરજી થઈ. તેનો પહેલો ભાગ પોતાની પાસે હતો તે વાંચ્યો. બીજો ભાગ ખાસ 'સ્ત્રીગોપયોગી' હોવાથી પોતે મંગાવ્યો. (શાલોપયોગી, બાલોપયોગી, વ્યવહારોપયોગી તેમ સ્ત્રીયોપયોગી પણ શબ્દ થાય. સ્ત્રીઓ માટે પહેરવેશ જુદા છે, તેમનું સંગીત ગરબી રાસ વગેરે જુદાં જ છે, તેમ આપણે ત્યાં તેમને માટે સાહિત્ય પણ જુદું જ રાખીએ છીએ. જેમ કેટલીક પુસ્તકપ્રકાશન કંપનીઓ હિંદ અને સંસ્થાનો માટે જુદી આવૃત્તિઓ કાઢે છે તેમ આપણે સ્ત્રીઓ માટે જુદું જ સાહિત્ય કાઢીએ છીએ. અસ્તુ!) આમ 'સરસ્વતીચંદ્ર'ના બે ભાગો વાંચ્યા પછી એ ભાઇ ત્રીજો લઈ ગયા ને અંદરની વાર્તાનો ભાગ વાંચી પાછો આપી ગયા. પછી ચોથો લઈ ગયા. હવે 'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ જ્યારે છપાયો ત્યારે તેના વિદ્વાન કર્તાને પુસ્તકોના 'પદ્મિની' 'હસ્તિની' વગેરે પ્રકારો થઈ શકે છે તે વાતની ખબર નહિ, એટલે એ ભાગ ઘણો જાડો થઈ ગયો. કોણ જાણે એ 'હસ્તિની' વિભાગમાં કદાચ ખપે. એની પહોળાઈ કરતાં જાડાઈ જરાક જ ઓછી છે. હવે મારા મિત્રને આરામખુરસીએ બેસીને વાંચવાની ટેવ અને તેમણે મુખ્યત્વે રેનૉલ્ડસની નવલો વાંચેલી, તે એક હાથમાં પુસ્તક ઝાલી પાનું વંચાતું જાય તેમતેમ ફેરવીને પાછળ લઈ જવાનો તેમનો રિવાજ. તેમણે એ જ પ્રયોગ એ ચોથા ભાગ પર કર્યો. તમે કલ્પી શકશો કે શું થયું હશે. પ્રથમ પીઠ ફાટી ગઈ. પછી ચામડી ઉતાર્યા બાદ જેમ શરીરની કાપકૂપ થઈ હોય તેમ થોકડીઓ જુદીજુદી થઈ ગઈ. પછી એ મિત્રે તે થોકડીઓ જ લઈલઈને વાંચી નાખી અને બહુ માગી ત્યારે કબૂતર મારી નાખ્યા જેવી પીંખાઈ ગયલી મને પાછી આપી.

એક બીજો પણ આવો જ દાખલો યાદ આવે છે. મારા એક મિત્રનું પુસ્તક ખોવાઈ ગયલું. ઘણું શોધે પણ જડે નહિ. પછી એક વાર બીજા મિત્રને ત્યાં અમે બન્ને મળવા ગયા. ત્યાં તેનો નોકર એક ચોપડી લઈ કબાટમાં મૂકતો હતો. મિત્રે તુરત બૂમ પાડી કહ્યું કે એ મારી ચોપડી છે. પુસ્તકનું નામઠામ કશું દેખાતું નહોતું એટલે મેં પૂછ્યું: 'તમે કેમ જાણ્યું?' તેમણે કહ્યું: 'એનું પૂંઠું જુઓ. મારે ઘેર દરેક ચોપડીના પૂંઠા પર ચાહના પ્યાલા મૂકયાનાં દસબાર કુંડાળાં હોય જ છે. એ મારી જ ચોપડી છે.' પણ એ ચોપડી ઉઘાડી જોઈ તો તેમની નહોતી. એ તો અમે બેઠા હતા તે ઘરધણીની હતી. ત્યારે જ મને ખબર પડી કે ચોપડી ખરાબ કરવાની આ પણ એક કળા છે!

કલાકારો બે પ્રકારના હોય છે. કેટલાક કલા કરે છે ત્યારે બેદરકાર જેવા દેખાય છે. આધુનિક કલાનું એ ખાસ લક્ષણ છે. પ્રશંસાના અર્થમાં બેદરકાર શબ્દ સાહિત્યમાં હમણાં હમણાંજ વપરાવા લાગ્યો છે. પહેલાં તો એ અવગુણ ગણાતો હતો. ઉપર જણાવ્યા તે કલાકારો પહેલા વર્ગમાં આવે. પરંતુ એથી ઉલટા ખૂબ દરકાર રાખનારા બીજા વર્ગના કલાકારોથી પણ ચોપડી ખરાબ થઈ શકે છે. એમાં કયા વધારે સારા તે હું હજી નક્કી કરી શકયો નથી.

બહુ સંભાળીને વાંચવાથી પુસ્તકો અદ્ભુત રીતે બગડે છે. આવા વાચકોનો ઓછોવત્તો દરેકને અનુભવ હશે પણ મારે આવા એક મહાન વાચકનો અનુભવ થયલો. તેઓ મારી સાથે કૉલેજમાં ભણતા હતા. અને કૉલેજની પરીક્ષાઓનો તેમને ઘણો જ અનુભવ થઈ ગયલો. તેઓ પાંચસાત જાતની પેન્સિલો રાખતા. સાધારણ અગત્યનું હોય તેને અમુક રંગથી નિશાની કરતા, તેથી વધારેને માટે બીજો રંગ, તેથી વધારે માટે ત્રીજો રંગ, એમ અગત્યની જુદીજુદી કોટિઓ માટે તેમણે પાંચસાત રંગો નક્કી કરેલા. પછી પરીક્ષા પહેલાં એક માસ હોય ત્યારે પહેલા રંગનું વાંચવું, પછી પંદર દિવસે બીજા રંગનું...અને છેક છેલ્લે દિવસે તો સહુથી વધારે અગત્યદર્શક રંગની નિશાનીઓ વાંચી જવી. નિશાનીઓ પણ આડી ઊભી બન્ને કરતા. વળી હાંસિયામાં N. B., Imp., Very Imp., Most Imp., વગેરે લખતા. એ ઉપરાંત

L. B. H. લખતા! આ ઉક્લી લાખની તો કોશમાં પણ કદાચ ન મળે માટે કહું છું કે એનો અર્થ Learn by heart એટલે કે 'ગોખી મારો' એવો થાય છે. એ ઉપરાંત લીટીઓની વચ્ચે અને હાંસિયામાં શબ્દોના અર્થો કે અધ્યાપકોએ કહેલું લખી લેતા. ટૂંકમાં, ચોપડીના પાનામાં ક્યાંઈ પણ કોરી જગા રહેવા ન દેતા. એમણે વાંચેલી ચોપડી પછી કોઈ વાંચી શકતું નહિ. હું માનું છું તેઓ પોતે પણ નહોતા વાંચી શકતા.

શરૂઆતમાં મેં કહ્યું કે ખરાબ કરવાનો હક સ્વામિત્વમાં રહેલો છે. પણ ચોપડીઓ પરત્વે એવું નથી. ચોપડી તો ગમે તેની હોય પણ ખરાબ કરી શકાય. અરે, તેની તો ચોરી પણ કરી શકાય, અંદરનાં પાનાં કે ચિત્રો ફાડીને લઈ શકાય. કહેવત છે કે "પાળે તેનો ધરમ અને ચોરે તેની ચોપડી." અને તેથી જ ચોપડીઓ ખરાબ કરવાની કળા ઘણી વિકાસ પામી છે.

કેટલાક બહુ ધ્યાનપૂર્વક વાંચનારા અથવા સ્વતંત્ર વિચાર કરનારા ગમે તેની ચોપડી હોય તેમાં પોતાના વિચારો હાંસિયામાં લખે છે. આથી તેમના વાંચનારને તે વિચારો વાંચવા હોય કે ન હોય તોપણ વાંચવા પડે છે. આનો એક દાખલો મને હમેશ યાદ રહેશે. મારા એક મિત્ર કોઈ નવલકથા પુસ્તકાલયમાંથી લાવીને વાંચતા હતા અને હું જઈ ચડ્યો. તેમાં અમુક જગાએ કોઈ વાંચનારે લખેલું કે 'વાર્તાકાર ગધેડો છે.' તેની નીચે પછીના વાંચનારે લખેલું કે 'આ લખનાર ગધેડો છે.' વાક્ય દ્વિઅર્થી છે પણ તેમાં ગમ્મત પડે એમ છે. મારો મિત્ર તેની નીચે લખવા જતો હતો કે 'બન્ને ગધેડા છે.' પરન્તુ મેં ના પાડી અને તેને સમજાવ્યું કે આમ કરવાથી માણસની સંખ્યા ઘટતી જશે અને જગતમાં ગધેડાની સંખ્યા વધતી જશે. એ મિત્ર મારું માની ગયો અને 'એ વાત એટલેથી રહી'. પરન્તુ ચોપડી ખરાબ કરવાની આ પણ એક મશહૂર કળા છે!

# જયેન્દ્રરાય

## ચેવડાનું મૂળ

આ વિષય ઉપર ગંભીર નિબંધ લખવાનું મને એક દિવસ ચેવટી દાળ જમ્યા તે ઉપરથી સૂઝી આવ્યું. ચતુર વાચક તુરત સમજી જશે કે ચેવટી અને ચેવડાને કેવો ગાઢ, નરનારીનો સંબંધ છે. ટ નો ડ કેમ થઈ શકે તે વિષય ઉપર હું હમણાં જ આવીશ. દરમિયાન નારીજાતિના શબ્દના કોમળ ટનો નરજાતિમાં કઠણ ડ થઈ ગયો, એ કલ્પનાથી ચલાવી લેવું અઘરું નહિ પડે.

કોઈ શંકા કરે કે ચેવડો એ તે શું કંઈ ઝાડ બાડ છે કે તેના મૂળની વાત કરો છો? તો આપણે કહેવું જ પડે કે એ શંકા માનનીય છે, કારણકે એ શંકા આપણી કલ્પનાને ફિલસુફીના પ્રશ્નોની જોડે સાંકળી દે છે. ઉપનિષદોમાં આ સંસારને વડના વૃક્ષનું રૂપક આપ્યું છે, અને તેને ઊર્ધ્વ મૂલવાળો કહ્યો છે. અત્યારની દુનિયાને વડના કરતાંએ ચેવડાનું રૂપક વધારે ઘટે એવું છે. ચેવડાના જેવું જ એમાં વર્ણોનું અને વાનીઓનું મિશ્રણ હોય છે. તેમાં એની પેઠે જ ઉપરથી ખાંડ નાખીને મિઠાશ વધારેલી હોય છે, અને ટોપરા વડે મરચાંને મારી નાખ્યાં હોય છે.

વળી ચેવડાનું મૂળ, એટલે એના અસ્તિત્વનું બીજ, માનવવૃંદની ખારુંખાટું ખાવાની ઇચ્છામાં છે; એ મૂળને ઊર્ધ્વ ગણવું કે કેમ એ ચર્ચામાં આપણે અત્યારે નહિ ઉતરીએ, કારણ એમાં તીવ્ર મતભેદ થવાનો સંભવ છે. પણ એટલું તો ખરું કે જગત પણ પ્રભુની ઈક્ષણા–કહો કે એષણા–માંથી ઉત્પન્ન થયાનું કહેવાય છે. પછી માત્ર મમરા અને કોપરાની સળીઓને ચેવડારૂપી વૃક્ષની શાખાઓ કલ્પવી રહી અને અનેક શીંગો તો તેમાં હોય છે જ.

ચાળેલા મમરા, તળેલી દાળ, ખમણેલું ટોપરું, ઝાટકેલા તલ, ધસમસતા ધાણા, કે સોનજી શીંગ એને પણ કોઈ ચેવડાનું મૂળ કહે, કારણ એ બધામાંથી એ ઉત્પન્ન થાય છે. પણ એમ તો મનુષ્યનું શરીર પંચમહાભૂતોમાંથી થયલું છે તથાપિ આપણે મનુષ્યનું કારણ પ્રભુને જ માનીએ છીએ. કેમકે એનું પ્રધાન તત્ત્વ જે આત્મા તે પ્રભુ પાસેથી જાણે આવે છે. એટલેજ નાનું બાળક પૂછે કે 'બહેન ક્યાંથી આવી ?' અથવા 'ભાઈ ક્યાં ગયો ?' તો 'ભગવાનને ત્યાંથી બહેન આવી' અથવા 'ભાઈ પ્રભુને ઘેર ગયો' એમ આપણે કહીએ છીએ. ચેવડામાં મુખ્ય તત્ત્વ મમરા છે એમ કેટલાક માને છે તે વાત પણ ખોટી નથી. પણ એમાંયે સમજવા જેવી કેટલીક બાબતો છે. મમરા એ ચોખાનું બીજું રૂપ. હવે જુઓ કે ચોખા અને દાળ એ ચેવડામાં પણ ખરાં અને ખીચડીમાં પણ ખરાં. છતાં પલામાં ચોખા પહેલેથી શેકાયલા એટલે દાળ જોડે આવ્યા તોય છૂટા રહ્યા ને એ સાવચેતી વિના ગયાથી, ખીચડીમાં એ દાળના ભેગા થઈ ગયા, કહો કે દાળની જોડે તલ્લીન થઈ ગયા, તો પરિણામમાં જુઓઃ પણે નરજાતિમાં નામ રહ્યું અને આમાં નારીજાતિમાં સમાઈ ગયા, છતાં પણ સ્નેહને લીધે રંગરાગ લાગ્યો એટલે નામમાં ફેર તો પડયો જ. પણ મમરા કરતાં કોઈ અવર્ણ્ય રસને આપણે ચેવડાનો આત્મા કહીએ તો શું ખોટું ? અને એ આત્માના સાક્ષાત્કારને સારુ આપણામાંના કેટલા હાર્દિક પ્રયત્નો કરી રહ્યા છે ! કેમ જાણે પરમાત્મા રસરૂપ છે એ વાત એમને કરામલકવત્ થઈ ગઈ હોય નહિ !

રાજા ભર્તૃહરિને સમજાયું નહિ કે સંસાર વિષમય છે કે અમૃતમય. એનું કારણ એ કે એ બન્ને તરફ છેક છેલ્લે પાટલે જઈને બેઠા. જો એમણે વિષ કે અમૃતની જોડે સંસારને સરખાવવાનો પરિશ્રમ કરવા કરતાં વધારે ચાલુ વપરાશની ચીજ, જેવી કે ચેવડા જોડે તેની સરખામણી ( ચેવડો તે વખતે પણ બીજા નામરૂપે હશે જ ) કરી હોત, તો તેમને તુરત ગડ બેસી જાત. કેમ, ફરી જુઓને, સંસાર કેવો છે? ગળ્યોએ ખરો, તીખોએ ખરો, ખારોએ ખરો; વળી સીસકારીઓ બોલાવતા જઈએ તોય મોંએથી મૂકવો ન ગમે એવોએ ખરો. વળી કોને અજાણ્યું છે કે એ ચેવડા જેવો સંસાર પણ નસીબ પ્રમાણે જ મળી આવે છે? કોઈ વાર લહેજતદાર, કોઈ વાર તીખોતમતમો, કોઈ વાર વડોદરાના સ્ટેશનના જેવો વેચાણિયો, કોઈ વાર ખોરોખાતર અને કોઈ વાર આનંદના સ્થાન (સ્ટેશન જોડે આ શબ્દનું કેવું મળતાપણું છે) જેવો વિષ્ણુદૈવતથી બનેલો સાત્ત્વિક. કોઈ વાર એમાં મીઠીમીઠી દ્રાક્ષો પુષ્કળ હોય અને કોઈ વાર બિલકુલે ના હોય. કોઈ વાર એમાં નાનાંનાનાં લીલાં મરચાંની ધમક ઝમકતી હોય ને કોઈ વાર સૂકાં મરચાંના સપાટા વડે માત્ર રંગનીજ ચમક આણેલી હોય. અલબત, ઘણીવાર ઘણાં માણસોને એના રંગ ઉપરથી જ એનો રાગ થાય છે–રસ તો પછી અંતરમાં સમાવવા' જેવો જ નીવડે છે. પણ તેથી શું? મનમાં સમજીને બેસી રહેવા જેવી બીજી અનેક બાબતો ક્યાં નથી હોતી?

એક વાત નોંધવા જેવી છે કે ચેવડો પણ સંસારની પેઠે કેટલીક વાર આંખમાં પાણી લાવે છે. અને તે આંસુઓનું કારણે ઘણું કરીને તેના એકાન્તિક પ્રેમમાં હોય છે. જો જોડે બરફી હોય તો એ પ્રસંગ બને નહિ. અને બરફી હોય તોપણ છેવટે શાન્તિ તો પાણીનો ઘૂંટડો પીએ ત્યારે જ થાય છે–કારણ કે પાણીડાં એ તો ભગવાન મનુ કહે છે એમ પ્રભુનાં–નરનાં સૂનુઓ–છોરૂ છે.

પણ આ તો ચેવડા શબ્દમાંથી આપણે ચેવડામાં જ ઝપટાઈ ગયા, કેમ જાણે નામથી નામીની પ્રાપ્તિ થવાની જ તૈયારી હોય નહિ. શબ્દ-બ્રહ્મમાંથી પરબ્રહ્મની પ્રાપ્તિ શ્રુતિમાં કહી છે જ ને! ચેવડાને બ્રહ્મ જોડે

લાવી મૂકવો એ કેટલાકને નહિ રુચે પણ એમ જ કરવું પડે એવા જમાનાના રંગ દેખાય છે. રસરૂપ બ્રહ્મનું વિવેચન કરતાં ચેવડાનું દૃષ્ટાંત હવે આપવું પડે તો હું અજાયબ ન થાઉં. કારણ હવેની દુનિયા અસરકારક, આણુયાળી અને આંખ આગળ તરવરતી ઉપમાઓ અને ઉક્તિઓ માગે છે. હવે 'મૃગનયની' કે 'મદિરાક્ષી'ને સમજવામાં ઘણાને ગુંચવણ પડે છે. પણ એ બીજી વાત છે. પ્રકૃતને અનુસરતાં કહીએ કે ચેવડો બ્રહ્મની પેઠે 'મહતોમહીયાન્' હોવા છતાં એટલો સૂક્ષ્મ છે કે આપણા કોશકારો તેને સ્પર્શી શક્યા નથી. રા. બેલસરે, રા. પટેલ, કે રા. ભાનુશંકરના કોશમાં એ શબ્દ કાષ્ઠમાં અગ્નિની પેઠે છુપાઈ રહેલો છે, એનું કારણ એમ પણ કલ્પી શકાય કે ચેવડો એ નવી વહુની પેઠે સર્વમાન્ય ધ્યાન ખેંચનારી વસ્તુ હોવા છતાં તેનું વિશિષ્ટ વ્યક્તિત્વ હજી બહાર પડ્યું નથી.

અહીં એક ખુલાસો કરવો પડશે. ચેવડા નામની ચીજનું મૂળ એ એક વાત અને 'ચેવડો' શબ્દનું મૂળ એ બીજી વાત છે. નૈયાયિકો યોગ્ય રીતે જ માને છે કે શબ્દો તો માત્ર પદાર્થના વાચક છે. તેનાં રૂપ અને જાતિ ભિન્નભિન્ન હોઈ શકે છેઃ જેમકે 'કલત્ર' શબ્દનો અર્થ સ્ત્રી, પણ તેની જાતિ નાન્યતર. 'ચાહ' એ ને એ પણ એને સૂરતમાં કેવી કહે અને અમદાવાદમાં કેવો કહે. આવી ભેદદૃષ્ટિ કે દૃષ્ટિભેદ અકારણ હશે એમ મારું કહેવું નથી તેમ સકારણ છે એમ કહેવાનો પણ મારો આગ્રહ નથી. માત્ર એટલું જ કહેવાનો આશય છે કે નામ એ તો પદ છે અને ચીજ એ પદનો અર્થ છે.

'ચેવડો' શબ્દ મહારાષ્ટ્રના ખાસ અક્ષર 'ચ'થી શરૂ થાય છે. એ ઉપરથી જ સુજ્ઞ વિચારક કલ્પી શકશે કે એનો સંબંધ મરાઠી જોડે હોવો જોઈએ. કંઈ નહિ તો રા. આપ્ટેના મરાઠી 'શબ્દરત્નાકર'માં એ શબ્દ છે એ પણ ઓછું છે? ચેવડો ફુલેલા મમરાનો નહિ, પણ પૌંઆ અથવા ચપટા મમરાંનો થાય છે, એ ઉપરથી એ શબ્દની વ્યુત્પત્તિનો માર્ગ જડી આવે છે. જોકે ચેવટી દાળ એટલે તુવેરની, ચણાની અને બીજી એકાદ

એમ પંચરાઉ દાળના નામ ઉપરથી આપણુને સહેજ વિચાર આવે કે પંચરાઉ ચીજોનો બનેલો ચેવડો તેનો નિકટનો સ્નેહી હોવો જોઈએ. પણુ તેમ કલ્પવાની જરૂર પડે એવું નથી. સંસ્કૃતમાં મૂળ શબ્દ 'ચિપટ' છે, તેનો અર્થ ચીબો થાય છે. દબાયલા નાકવાળાને મળતો, દાબેલા ચિપટા ચોખા પૌંઆ એ ચિપટનો બીજો અર્થ. એનું બીજું રૂપ 'ચિવિટ' પણુ સંસ્કૃતમાં છે. આ ઉપરથી મરાઠીમાં ચેવડા શબ્દનો અર્થ પૌંઆ મમરા ઇત્યાદિનું રુચિકર મિશ્રણુ એવો થયો. સંસ્કૃત જોડે ચેવડા શબ્દનું સગપણુ આવી રીતનું હોઈ ચેવટી દાળ જોડે એનો સંબંધ કરાવવાનો વિચાર સદંતર કાઢી નાખવા જેવો થઈ પડશે. પણુ ટ નો ડ કેમ થઈ ગયો એ લખવાનું તો રહી જ ગયું. કોટિ શબ્દમાંથી કોડ શબ્દ થયો છે. તે ઉપરથી ટ નો ડ પ્રાકૃત ભાષાઓમાં થાય છે એ સમજી શકાશે. પણુ આ બધા ચુંથણુામાં બહુ લોકોને રસ નહિ પડે એટલે એ સંબંધી વિશેષ ખુલાસો વ્યુત્પત્તિ-શાસ્ત્રના અધિકારી વર્ગને સારુ જ રહેવા દઉં છું.

# લીલા મુનશી

## હું મોડો કેમ જન્મ્યો?

હું એક મહાપુરુષ છું, પણ ગુણ વગરના ગુજરાતમાં જન્મીને હું એક પુરુષ જ છું એમ બધાં માને છે. ગુજરાતમાં ગુણપૂજા જ નથી. નહિ તો મારા જેવા રસિક અને કવિ, ભાષાશાસ્ત્રી અને શાસ્ત્રજ્ઞ, લેખક અને નાટ્યકારની આવી ગણના કેમ થાય?

પણ એમાં વાંક લોકોનો નથી, પણ ભુલકણા પરમેશ્વરનો છે કે એણે મને મોડો જન્માવ્યો. મારાથી ઓછી અક્કલનાઓને એણે પહેલાં જન્માવી દઈને તેમની પાસે બધું જ કરાવી દીધું. કદાચ મારી અપૂર્વ શક્તિઓને જોઈને હું શુંનું શું કરી નાખીશ એની પણ એને બીક લાગી હોય! ગમે તેમ, પણ મને તો અન્યાય થયો જ.

મારી શક્તિઓનું સામર્થ્ય જોઈ જોઈને હું 'શું શું કરી નાખું' એવું કંઈ કંઈ મારા અંતરમાં થઈ જાય છે. અરે ઓ બહેરા પરમેશ્વર! જરી મારી વાત સાંભળ. તને આવું તે શું સૂઝયું કે મને આમ મોડો જન્માવ્યો?

મને જો વેદકાળમાં જન્માવ્યો હોત તો રચાયા છે તેથીએ ઉત્તમ વેદો હું રચી નાખત. એ વખતના ઋષિઓ કરતાં મારી આર્ષદૃષ્ટિ વધારે

છે. વેદો જો મેં રચ્યા હોત તો એમાં ભૂલો કાઢનારા કે શંકા કરનારા પેદા થાત જ નહિ. મારી દિવ્ય દષ્ટિને પ્રતાપે એ સર્વ પ્રશ્નોના નિર્ણય હું પહેલેથી જ કરી મૂકત. પણ તને સર્જન કરતી વખતે વિચાર કરવાની ફુરસદ હોય ત્યારેને!

પણ 'રામાયણ' ને 'મહાભારત' વખતે પણ તને યાદ ન રહ્યું. મારે બદલે તેં વ્યાસ ને વાલ્મીકિને જન્માવ્યા. હું એ ગ્રંથો લખત તો આવા લખત? કોણ જાણે કેમ કરીને એ ગ્રંથો અમર થયા! વખતે એ ગ્રંથો સારા હશે. ધારો કે છે. તોપણ હું લખતે તો સોનામાં સુગંધ ભળતે કેની?

પણ પેલા ચાણક્ય જેવા ભિખારાને જન્માવતાં તો મને યાદ કરવો હતો? એનું 'અર્થશાસ્ત્ર' તો આજ કોઈ વાંચતુંએ નથી. પણ હું— જો મેં એ લખ્યું હોત તો? હિંદુસ્તાનને આજે રાજ્યનીતિ શીખવા આમ પરદેશીઓ આગળ માથાં ન ઝુકાવવાં પડત.

પણ આ બધું તો હું ન ગણકારતે, જો મને પેલા કાલિદાસની પહેલાં જન્માવ્યો હોત તો. શું 'શાકુન્તલ' લખતાં એને એકલાને જ આવડતું'તું? એણે લખ્યું, ઠીક લખ્યું; અરે બહુ સારું લખ્યું. પણ શું હું એનાથી સારું લખું એવો નહોતો? એ તારો માનીતો ને હું શું અણમાનીતો? શાસારું ત્યારે એવો પક્ષપાત કર્યો? એને યાવચ્ચંદ્રદિવાકરૌ કીર્તિ અપાવી ને મેં–મેં શુંગુ નેગારી કીધી?

પણ ધાર કે એ તો બહુ લાડકો છોકરો; પણ પેલા બાણ ને ભવભૂતિ જન્મ્યા ત્યારે તું કયાં ઊંઘી ગયો હતો? પરમેશ્વર! તારા રાજ્યમાં તો અંધેર ચાલે છે અંધેર. તારી દુનિયામાં તું રોજ પાપીને સુખ ને સતીઆને દુ:ખ આપે છે, તો મારા જેવા ગરીબ માણસનું તને શાનું લાગે? હું કંઈ પાપ કરીને તારે મંદિરે પાપ ધોવાનો ઢોંગ કરવા આવું છું?

પછી જાણે વર્ષોનાં વર્ષો તું ઉંઘીજ ગયો. મને આશા એ આવી કે હવે તો મારો જ વારો આવવાનો ને વધારે વખત જાય તેમ પેલા બધા વિસારે પડશે એટલે મારી શક્તિઓને તક પણ સારી મળશે. પણ

તું કોઈનો થયો છે કે મારો થાય? એક દહાડો આંખ ઉઘાડીને મીંચાય એટલામાં તો પેલા જગન્નાથભાઈ જન્મી પડ્યા. ત્રાહિ દીનાનાથ! અને હું? મારું શું?

પણ એમણે રહી રહીને શું ધાડ મારી? પ્રેમને નામે પેલા મ્લેચ્છ બાદશાહની (જેનું નામસ્મરણ પણ કર્ણને અપવિત્ર કરે એવાની) છોકરી પરણી લાવ્યા ને આર્ય ધર્મને અભડાવી માર્યો. ને લખ્યું ત્યારે શું? પેલો કચરા જેવો 'રસગંગાધર' ને 'ગંગાલહરી'. કહે છે કે એથી ગંગા નદી આવીને એમને પાવન કરી ગઈ. હું હોત તો સાક્ષાત્ સાગરદેવ આવતે. પાદશાહની આખી સલ્તનત તેમ કરતાં ડૂબી જતે તોએ શું?

પેલા જયદેવે એક 'ગીતગોવિંદ' રચ્યું, ને તે સીધો અપૂર્વતાના આસન પર ચડી ગયો. એણે તારા અવતારરૂપ મનાતા પેલા કૃષ્ણની લીલા ગાઈ ખુશામત કીધી તેમાં? એમાં એણે નવું શું સરજાવ્યું? જેને ઘેર બૈરી હોય તે સૌને એ ખબર હોય કે શૃંગારનાં તોફાન કેમ થાય છે. એણે એવા નફ્ટ થઈને કૃષ્ણને નામે જોડકણાં જોડ્યાં તેમાં જાણે રાજ લીધું. જોડકણાં તો હું એથી એ સરસ જોડતે.

તારે જો મને ગુજરાતમાં જ જન્મ આપવો હતો તો તેમાંએ મને વહેલો જ કેમ નહિ આપ્યો? નરસિંહ કરતાં મેં સારાં ગીતો રચ્યાં હોત ને મીરાં કરતાં હું વધારે ઠસ્સાદાર થતે ને ચમત્કાર બતાવતે. પ્રેમાનંદમાં તો છે જ શું? દયારામ મને ગમે ખરો. પણ જેનું નામ તું, જેણે સદાએ મને અન્યાય આપવાની પ્રતિજ્ઞા લીધી છે તેને કોઈ દિવસ સૂઝે ખરું?

ઓ લક્ષ્મીમાતા! પગચંપી કરતેકરતે કોઈ દિવસ તમારે તો મારે માટે બે અક્ષર એ તમારા ભુલકણા સ્વામીને કહેવા હતા. હું તમારો તો દાસાનુદાસ છું, છોરુ છું, જે કહો તે છું. મારા ગરીબનું કામ થતે ને હું તમારો યશ દુનિયાભરમાં વિસ્તારતે.

હાય હાય, હવે તો મને રડવું આવે છે. મારી છાતીમાં કંઈ કંઈ થઈ જાય છે. પેલા ગોવર્ધનરામનો જન્મ સંભારતાં તો મારું કાળજું કહ્યું

નથી કરતું. એણે ઝપાઝપ 'સરસ્વતીચંદ્ર' લખી કાઢ્યો ને તેમાં સમાજ, ધર્મ, રાજ્ય ને સંસારના બધાએ પ્રશ્નો ચર્ચી નાખ્યા. હવે હું જન્મ્યો તોએ શું કરું?

ને તે પછી તો જાણે કવિઓ અને લેખકોનો રાફડો જ ફાટયો. તેમાં પેલા દલપતરામના દીકરાએ તો ગુજરાતના સર્વશ્રેષ્ઠ કવિવરની પદવી પહેલેથી જ પચાવી પાડી. રખેને રહી જવાય! કોયલડી ને અલબેલડી ને મદઘેલડીના પ્રાસ બેસાડવાની એમણે નવી રીત શોધી કાઢી ને આઠમી વિભક્તિમાં 'સૂણજો એ પુરના લોક!' ને 'જાગજો એ જગતના લોક!' એમ સંબોધનો કર્યાં એટલે લોકોએ કહ્યું કે આવું સુંદર અપદ્યાગદ્ય કદી રચાયું નથી. શું આટલું કરવાનેએ હું નાલાયક હતો? પ્રોમીથિયસની માફક મનેએ હવે તો બળવો કરવાનું મન થઈ જાય છે.

પણ હવે એટલા બધા જણ પાક્યા છે કે દરેક જણ એમના અક્કલ વિનાના ભેજામાંથી એક જ અક્કલવાળો વિચાર કાઢે તોપણ બધા જ નવા વિચારો દુનિયામાં કહેવાઈ જાય. મારે ભાગે બાકી કંઈ નહિ રહે તો હું કરીશ શું? ઓ ભાઈસાહેબો! દુનિયા કંઈ તમારા એકલાની જ નથી કે તમે આમ પચાવી પડો છો. મારે માટે કંઈ કહેવાનું બાકી નહિ રાખશો તો હું ભૂત થઈને તમને બધાને વળગીશ.

એક ભરુચનો ભાર્ગવ બ્રાહ્મણ છે તે તો સૃષ્ટિ હજુ એના દાદા પરશુરામની જ હોય એમ એને જોઈએ તેવા નવા વિચારો કાઢયાંજ કરે છે ને મારે માટે કંઇક તો કહેવા જેવું રાખવું જોઈએ એટલો માનવધર્મ પણ વિસરી જાય છે. આખો લાડવો એકલાએ ખવાતો હશે? પણ એ બ્રાહ્મણભાઈને કોની પરવા હોય?

ને એક પેલા રવીન્દ્રનાથનો પવન બંગાળામાંથી આવ્યાં કરે છે. એની વાર્તા ને વિચારો તો જાણે હવામાં મગતરાં ઉડે તેમ આખો દહાડો મારા કાનમાં ગણુગણ્યાં કરે છે. મારું ચાલે તો દુનિયા એકદમ નસાક્ષરી કરી દઉં.

આજકાલ આવેલા પેલા ગાંધી મહાત્મા. એ પણ નવી શૈલી ઉપજાવવાનો તાજ પહેરી ગયા. મને જો એમની જગાએ જન્માવ્યો હતે તો એમના 'કર્યે જ છુટકા'ની 'ધગશ' કરતાં હું વધારે ધગશ પ્રગટાવતે. ને મારી ભાષામાંથી તો એવી જ્વાલા નીકલતે કે અંગ્રેજ સરકાર બળીને ભસ્મ થતે.

પણ હવે હું એ પરમેશ્વરની પ્રાર્થના કરવાનો નથી. હજારો વર્ષોથી મેં એને વિનતીઓ કીધી, અરજીઓ કીધી, ખોળા પાથર્યા પણ એણે મારો વારો ન આણ્યો તે ન જ આણ્યો. મારી શક્તિઓ અગાધ છે; અને હું કોઈ પણ યોગ્ય સ્થાને જન્મ્યો હોત તો મેં એ સ્થાનને અધિક સુંદર રીતે દીપાવ્યું હોત. હું શંકરાચાર્ય થયો હોત તો માત્ર ભૂચર પ્રાણીઓને જ નહિ પણ ખેચર અને જળચર પ્રાણીઓને પણ મારૂં તત્ત્વજ્ઞાન સમજાવતે. હું મંડનમિશ્ર થયો હોત તો શંકરાચાર્ય મને હરાવવાને કદી સમર્થ થતે જ નહિ. પણ મેં એવા પથરા જેવા ભારે વિષયમાં તો મન ઘાલ્યું જ નહિ. મેં એક માગીમાગીને માગ્યું સાહિત્યક્ષેત્રના અધિષ્ઠાતા થવાનું અને તેએ પૃથ્વીના એક નાનકડા ખૂણા ભરતખંડમાં જ. એથીએ નાનું ગુજરાત ક્ષેત્ર મળતે તોએ હું સંતોષ માનતે. (મને પેલા મ્લેચ્છ દેવો તો ક્યારનાએ આગ્રહ એમને ત્યાં જન્મવાને કરતા હતા. પણ મેં તો મારી ટેક ન જવા દીધી.) પણ એ પરમેશ્વર જેનું નામ, તેણે મને છેવટ સુધી રખડાવ્યો. ને જ્યારે જન્માવ્યો ત્યારે એટલા બધા જણ પાકેલા હતા ને એટલું બધું નવું, નવી રીતે ને નવાઈથી કહેવાઈ ગયું હતું કે મારે ભાગે કંઈ બાકી રહે જ નહિ. હું એક વિચાર કરૂં તે પહેલાં તો કોઈ છીંકી પડે જ ને કોણ જાણે ક્યાંથી હું કહેવાનો હોઉં તે જ પહેલેથી કહી દે. જરા ધીરે, બાપુ ધીરે. આટલી બધી ઉતાવળ શી? તમને બધાને મારી બીક લાગે છે તેમાં જ આટલી ઉતાવળ કરો છો. મને જરા વખત આપો પછી જુઓ કે હું કંઈ અદ્‌ભુત અને અપૂર્વ કહી જાઉં છું કે નહિ?

અરે ભલા પરમેશ્વર! મને બધી જ વખત તેં મોડો જન્માવ્યો, હત્તારી!

# ખંડ ૧

## ગાંધીજી : પ્રસ્તાવના

### જીવન

ગાંધીજી: મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. એમનો જન્મ પોરબંદરમાં સન ૧૮૬૯ના અક્ટોબરની બીજી તારીખે થયો હતો. ન્યાતે એઓ મોઢ વણિક છે. એમના કુટુમ્બમાં રાજ્યનું કારભારૂં હતું. એમના પિતા ઘણા નિમકહલાલ કારભારી હતા. તેર વરસની ઉમરે એમને પરણાવવામાં આવ્યા. ૧૮૮૭માં મેટ્રિક પસાર કરી, બીજે વરસે એ વિલાયત ગયા ને ૧૮૯૧માં ઇનિર ટેમ્પલના બૅરિસ્ટર થયા. ૧૮૯૩માં એ આફ્રિકા ગયા ને ત્યાં રહેતા હિન્દીઓમાં રાજકીય ચળવળ ઉપાડી ત્યારથી એમના જાહેરજીવનનો પ્રારંભ થાય છે. ૧૮૯૬માં અને ૧૯૦૧માં, એમ બે વાર હિન્દ આવી ગયા પછી આફ્રિકા જઈ ‘ઇન્ડિયન ઓપિનિયન’ નામનું અંગ્રેજી છાપું કાઢયું. ૧૯૦૬માં એમણે સત્યાગ્રહની પ્રખ્યાત લડત શરૂ કરી. આથી ૧૯૦૮માં એમને પહેલી વાર કારાવાસ ભોગવવો પડ્યો. ૧૯૧૪ સુધી એ લડત ચાલી તેમાં એમના વ્યક્તિત્વના વિશિષ્ટ ગુણો અને ચારિત્ર્યના ઉત્કૃષ્ટ ગુણોનો એવો પ્રભાવ એમણે બતાવ્યો કે ૧૯૧૪માં ઇંગ્લાન્ડની મુસાફરી કરી એઓ હિન્દુસ્તાનમાં પધાર્યા ત્યારે હિન્દી પ્રજાએ એમને ‘મહાત્મા ગાંધીજી’ એ નામે સંબોધવા માંડ્યા.

૧૯૧૫ની ૨૫મી મેએ અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના થઈ ત્યારથી હિન્દુસ્તાન એમનું કાર્યક્ષેત્ર બન્યું છે. અનેક લડતો લડી એ કુરુક્ષેત્રને એમણે વિશાળ ધર્મક્ષેત્ર સમું બનાવી દીધું છે. ૧૯૧૭માં ગિરમિટિયા મજૂરો ખાતર એમણે સારા દેશમાં પર્યટન કર્યું. પછી ચંપારણ્યમાં ચાહના બગીચાના ગિરમિટિયાનાં દુ:ખ દૂર કરવા સત્યાગ્રહ ઉપાડ્યો. પછી ખેડામાં સત્યાગ્રહની લડત શરૂ કરી. આથી ગુજરાતના ખેડુત વર્ગમાં રાજદ્વારી જાગૃતિ આવી ગઈ. ત્યાર બાદ કાળો કાયદો એ નામે પ્રસિદ્ધિ પામેલા રાઉલૅટ

બિલનો એમણે વિરોધ કર્યો. આ પછી એમની પ્રવૃત્તિ વધતી જ ગઈ છે. 'યંગ ઇન્ડિયા' ને 'નવજીવન' આ જ અરસામાં એમણે શરૂ કર્યાં ને ચરખાના ને ખાદીના હિમાયતી તરીકે એમણે દેશનું ધ્યાન ખેંચ્યું. પછી જલિયાંવાળા બાગમાં દારુણ અત્યાચાર થયો. તેનો પ્રતિકાર કરવા ૧૯૨૦માં એમણે અસહકારની મહાન પ્રવૃત્તિ ઉપાડી. આને પરિણામે એઓ હિન્દના સર્વ લોકનેતાઓને મોખરે જઈને બેઠા. ચૌરીચૌરાના હત્યાકાંડને લીધે એમણે કાયદાનો સવિનય ભંગ બંધ કર્યો એટલે સરકારે લાગ જોઈ એમને ૭ વરસની સજા કરી નાખી, પણ બે વરસ કેદમાં રાખી એમને છોડી મૂક્યા. પછી એઓ બેલગામની મહાસભાના પ્રમુખ થયા. સાઈમન કમિશન અહીં આવ્યું ત્યારે તેનો બહિષ્કાર એમણે આદર્યો. તેની ધારી અસર ન થઈ ત્યારે એમણે ૧૯૩૦ની ૧૨મી માર્ચે અમદાવાદથી પોતાના આશ્રમના ૭૯ શિષ્યો લઈ પગે ચાલી દાંડી તરફ પ્રયાણ કર્યું. ગામડાની ગુર્જર પ્રજાએ એમને અદ્દ્ભુત આવકાર દીધો. છઠ્ઠી એપ્રિલે દાંડી પહોંચી મીઠાના કાયદાનો ભંગ કર્યો ને સમસ્ત હિન્દ એક અપૂર્વ યુદ્ધભૂમિ બની ગયું. ૫મી મેએ સરકારે એમને ગિરફ્તાર કર્યા ને પાછા ૧૯૩૧ની શરૂઆતમાં છોડી મૂક્યા. પછી વાઈસરૉય લૉર્ડ અરવિન સાથે મંત્રણા કરી નિઃશસ્ત્ર યુદ્ધ મોકૂફ રાખવાનો મહાસભા પાસ એમણે ઠરાવ કરાવ્યો. હિન્દનું ભવિષ્ય પ્રભુએ આ મહાન આત્માને સોંપ્યું હોય એવું જ હાલ તો લાગે છે.

### ગ્રંથો

હિન્દ સ્વરાજ્ય; આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન; સર્વોદય; ત્યાગમૂર્તિ અને બીજા લેખો; યેરવડાના અનુભવ; વ્રતવિચાર; સત્યના પ્રયોગો અથવા આત્મકથા. આ ઉપરાંત 'નવજીવન'માં આવેલા એમના અસંખ્ય લેખોમાંથી ચૂંટણી કરી જુદાં જુદાં અનેક પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે.

## શૈલી

ગાંધીજીની શૈલી સીધી, વેગવાળી, અને લક્ષ્યવેધી છે. એમણે અનુભવ ઘણો લીધો છે, તે ઉપર પુષ્કળ વિચાર કર્યો છે અને બહુ જ સાવધાનતાથી તેનો સાર મનમાં ઉતાર્યો છે. આથી એમની વિચારસરણી અતિશય ચોક્કસ થઈ ગઈ છે. પોતાનું વક્તવ્ય એમણે બહુ સ્પષ્ટ રીતે નક્કી

કરી રાખેલું હોય છે. આથી બોલવામાં એમને ફાંફાં નથી મારવાં પડતાં. જે કહેવાનું છે તે તરફ એમની શૈલી સીધી જાય છે ને બરાબર નિશાનને આંટે છે. સાધારણમાં સાધારણ માણસ પણ પોતાની વાત સમજશે એવી શ્રદ્ધાથી પ્રેરાઈને એઓ લખે છે અને તેથી એમની શૈલી સરલ, વિશદ અને આડંબર વિનાની છે. પણ સરલ હોવા છતાં તે કદી છીછરી કે ગ્રામ્ય નથી થઈ જતી. વિષયને અનુકૂળ તે હંમેશાં પ્રૌઢ, ગંભીર, અને પ્રતીતિકર હોય છે. એમનાં વાક્યો ટૂંકાં અને સરલ રચનાનાં છે. અલંકાર કે ભાષાસૌંદર્ય આણવાનો એઓ કદી પ્રયાસ કરતા નથી છતાં એમનાં કેટલાંક વાક્યો તો હમેશાં યાદ રહી જાય તેવાં હોય છે. એઓ બને તેટલા સહેલા અને ઘરગથ્થુ શબ્દો વાપરે છે. ઘણા ગામઠી પણ અર્થવાહક શબ્દો એમણે વપરાશમાં આણ્યા છે. એમની શૈલીમાંથી ઘણું શીખવાનું છે—એક એ કે એમના જેટલા પુખ્ત વિચાર વિના એમના જેટલા નિશ્ચયથી બોલતાં હમેશાં સંભાળ રાખવી જોઈએ; બીજું એ કે એમના જેવું શીલ પ્રાપ્ત કર્યા વિના કેવળ એમના પ્રિય શબ્દો વાપર્યાથી એમના જેવું લખતાં આવડી જશે એવા ભ્રમમાં પડવું ન જોઈએ.

### પરિચય

ગાંધી અનેક છે પણ ગાંધીજી તો એક જ છે. એમનામાં બ્રાહ્મણની ત્યાગવૃત્તિ, ક્ષત્રીયની અભયપ્રકૃતિ, વૈશ્યની વ્યવહારબુદ્ધિ ને શૂદ્રની સેવાવૃત્તિનું અદ્‌ભુત મિશ્રણ થયું છે. આ વિરલ ગુણોથી તો એઓ હિન્દુઓના અતૃતીય–ભારતભૂષણ માલવીયાજી એવા જ છે માટે અદ્વિતીય નહિ પણ અતૃતીય–પ્રતિનિધિ ગણાયા. પરન્તુ સ્વરાજ્યપ્રાપ્તિના અત્યારના અપૂર્વ સંગ્રામમાં એમના જેટલી સફળ યુદ્ધશક્તિ બીજા કોઈ હિન્દીએ બતાવી નથી, તેથી એઓ સારા ભરતખંડના સર્વમાન્ય લોકનેતા બન્યા છે. દેશબન્ધુ દાસ ને લોકમાન્ય તિલક જેવા આપણા આ મહાભારત યુદ્ધના અતિરથીઓ પણ મહાત્મા ગાંધીજીના તેજસ્વી વ્યક્તિત્વ આગળ ઝાંખા પડી જાય છે. સત્યને પરમ ધ્યેય રાખી અહિંસાના વિકટ પંથે ત્યાં પહોંચવાના એમના પ્રયોગોને પરિણામે જગતના મહાપુરુષોમાં એમને સ્થાન મળી ચૂક્યું છે. એ પ્રયોગોનું વર્ણન આત્મકથા રૂપે બહાર પડે ત્યારે એકદમ પ્રસિદ્ધિ

પામે એ સ્વાભાવિક છે. ગુજરાતી ભાષાનું જો કોઈ પણ પુસ્તક હિન્દ બહાર પ્રખ્યાત થયું હોય તો તે ગાંધીજીની 'આત્મકથા' છે. એની પ્રસ્તાવના ને પૂર્ણાહુતિ તે આ લેખ.

**ટિપ્પણ**

પૃ. ૧. મુંબાઈની જ્વાલા, પ્રિન્સ ઑફ વેઈલ્સની હિન્દની મુલાકાત વખતે મુંબાઈમાં થયલાં રમખાણો. વ્યવસાય, કામ. યેરવડાનું સ્થાન: યેરવડા જેલમાં કેદી તરીકેનું સ્થાન; ગાંધીજીને રાજદ્રોહના ગુના માટે ૬ વરસની સજા થઈ હતી. ભાઈ જેરામદાસ: શ્રી જયરામદાસ દોલતરામ, સિન્ધના ચારિત્ર્યવાન કાર્યકર્તા. ગાંધીજી 'રા. રા.' 'મિ.' એવું ન લખતાં પોતાનો બન્ધુભાવ બતાવવા સહુને 'ભાઈ' લખીને સન્તોષ માને છે; પોતાનો આત્મભાવ બતાવવાની માથાફોડમાં પડતા નથી કારણ તેમ કરવા "'હું' જેરામદાસ" કે એવું કંઈક લખવું પડે! મને જો...થયું હોતઃ જો હું ૬ વર્ષ પૂરાં જેલમાં ગાળી શક્યો હોત; ગાંધીજીને કેદની મુદત પૂરી થતાં પહેલાં છુટા કર્યા હતા. સ્વામી આનંદ: ગાંધીજીના પ્રસિદ્ધ અનુયાયી છે, અને અથાક પરિશ્રમથી કામ કરનારા છે; તેઓ મૂળ વતની કાઠિયાવાડના છે: તેમનું આખું નામ સ્વામી આનંદાનંદ.

પૃ. ૨. સોમવારે મૌન: ગાંધીજી દરેક સોમવારે ૨૪ કલાકનું મૌન પાળે છે. ઓતપ્રોત, વણાયલું; એક થઈ ગયલું. આધ્યાત્મિક પ્રયોગો: આત્મા સંબંધી સત્યો શોધવાના પ્રયોગો; આપણે વિજ્ઞાનના કે રસાયનના પ્રયોગો કરીએ તે જડ પદાર્થો સંબંધી એટલે આધિભૌતિક પ્રયોગો છે; ગાંધીજી પોતાના સત્ય, પ્રેમ, અહિંસા વગેરે આત્મશુદ્ધિના પ્રયોગોને આત્મા સંબંધી પ્રયોગો કહે છે.

પૃ. ૩. આત્મદર્શન: આત્માનું દર્શન; આપણો આત્મા શું છે તેનો પ્રત્યક્ષ અનુભવ; અપરોક્ષાનુભૂતિ; હિંદુ તત્ત્વવિદો કહે છે કે માણસમાં, આખા જગતમાં અને જગતની પાર એકજ આત્મા વિલસી રહ્યો છે અને તે આત્માના સ્વરૂપનું જ્ઞાન થવું તેને જ મોક્ષ માને છે.

સાક્ષાત્કાર, પ્રત્યક્ષ અનુભવ. મોક્ષ: જન્મવું, મરવું વગેરે સંસારની જંજાળમાંથી મુક્તિ કે છૂટકારો. એવી કેટલીક...શમી જાય છે: એવા

કેટલાક અનુભવો છે જેને આત્મા ઓળખે છે ખરો પણ તે વાણી દ્વારા બીજાને કહી શકાતા નથી. આધ્યાત્મિક...તે ધર્મ: કેટલાક માણસો આત્મા સંબંધી વાતો બહુ કરે છે, ગ્રંથો ઘણા વાંચે છે પણ આચરણમાં અનીતિમાન હોય છે; કેવળ વાતોથી આધ્યાત્મિક થવાય એમ ગાંધીજી માનતા નથી; આધ્યાત્મિકમાં નીતિ તો આવવીજ જોઈએ; ધર્મમાં નીતિ તો હોવીજ જોઈએ; પણ નીતિ એ જ ધર્મ એમ ન કહી શકાય; કોઈ માણસ સમાજમાં પ્રતિષ્ઠા મેળવવા અથવા કાયદાની સજાથી બચવા નીતિ પાળે તો તે ધર્મ ન કહેવાય. તેમ એવું અત્રે કહ્યું પણ નથી; ધર્મ એટલે નીતિ એનો અર્થ ધર્મ = નીતિ એવો નથી. આવાં સંક્ષિપ્ત શૈલીમાં ગાંધીજીનાં લખેલાં વચનો પરથી મનગમતા સિદ્ધાંતો રચી દેવા જોઈએ નહિ. આત્માની દૃષ્ટિએ, એટલે આત્માની શુદ્ધિની ખાતર અથવા મુક્તિની ખાતર નીતિ પાળવી એનું નામ ધર્મ. તટસ્થ ભાવે: કશાનો પક્ષપાત કે મોહ કર્યા વિના. આત્મનિરીક્ષણ, પોતાના આત્માનું નિરીક્ષણ—તપાસ.

પૃ. ૪. પૃથક્કરણ: જુદું કરવું; મનને તપાસવા માટે તેના ભાવોને જુદા કરવા—દોરી ઉકેલીને તેના તાગડા જુદા કરીએ તેમ. બુદ્ધિને અને આત્માને: બુદ્ધિ તે વસ્તુનું પૃથક્કરણ કરનારી શક્તિ છે; આત્મામાં પ્રેમ, શ્રદ્ધા વગેરે આત્માના ઉન્નત ભાવો પણ આવી જાય છે. સ્થૂલ વાચાનું: માત્ર પકડાઈ ન જઈએ, જૂઠા ન પડીએ એવી રીતે વાણીની ચાતુરી કરી આપણે ઘણી વાર જૂઠું બોલીએ છીએ, તે વાસ્તવિક સત્ય નથી. વિભૂતિઓ, શક્તિઓ; વૈભવો. વ્યતીત કરૂં, વીતાવું.

પૃ. ૫. ખાંડું, ખડ્ગ; તરવાર. ઝાંખી, ઝાંખું દર્શન. વસિષ્ઠ-વિશ્વામિત્ર: વસિષ્ઠ બ્રાહ્મણ ઋષિ હતા, વિશ્વામિત્ર ક્ષત્રિય રાજા હતા. વસિષ્ઠને ત્યાં નન્દિની નામની કામધેનુ હતી. એક વાર વિશ્વામિત્ર વસિષ્ઠને ત્યાં મહેમાન થયા ત્યારે કામધેનુની મદદથી તેમણે વિશ્વામિત્રની ઘણી સારી આગતાસ્વાગતા કરી. આનું કારણ કામધેનુ છે એમ ખબર પડતાં વિશ્વામિત્રે તેની માગણી કરી પણ વસિષ્ઠે તે ન આપી. વિશ્વામિત્રે હૂમલો કરી ગાય લેવાનો પ્રયત્ન કર્યો પણ નન્દિનીએ પોતામાંથી સેના ઉત્પન્ન કરી વિશ્વામિત્રનું આખું સૈન્ય હરાવ્યું. આથી વિશ્વામિત્રને ક્ષત્રિયત્વ પર તિરસ્કાર આવ્યો ને બોલ્યા:

धिग् बलं क्षत्रियबलम् ब्रह्मो ब्रह्मबलं बलम् ।

પછી વસિષ્ઠની સમાન અર્થાત્ બ્રહ્મર્ષિ કહેવાવા માટે વિશ્વામિત્રે અદ્ભુત તપ કર્યું અને દેવોને પ્રસન્ન કર્યા. દેવોએ તેમને બ્રહ્મર્ષિનું પદ આપ્યું, પરન્તુ તેમનું અભિમાન ગયું નહોતું તેથી વસિષ્ઠે તેમને બ્રહ્મર્ષિ ન કહ્યા. પણ વિશ્વામિત્રમાંથી જ્યારે આખરે અહંકાર નીકળી ગયો ત્યારે મહાત્મા વસિષ્ઠે તેમને બ્રહ્મર્ષિ કહી સંબોધ્યા. આપણા અનેક પુરાણોમાં આ બન્ને ઋષિઓ વિશે સરસ કથાઓ છે. ઝાંઝવાનાં નીરઃ સખ્ત તાપમાં ખારાશવાળી જમીનમાં ક્ષિતિજ ઉપર પુષ્કળ પાણી હોય એવો આંખને ખોટો આભાસ થાય છે તે; એને મૃગજળ પણ કહે છે.

પૃ. ૬. **मो सम...निमकहरामी ।**: મારા જેવો કોણ કુટિલ ખલ એટલે શઠ અને કામી છે? જેણે તનુ એટલે શરીર આપ્યું તેનેજ વિસર્યો એવો નિમકહરામી હું છું. આ ભજન હિન્દી ભાષાના મહાન્ ભક્તકવિ સૂરદાસનું રચેલું છે.

પૃ. ૭. ગાંધીજીની આત્મકથાનું આ છેલ્લું પ્રકરણ છે.

પૂર્ણાહુતિ : યજ્ઞ પૂર્ણ કરવાને હોમાતી છેલ્લી આહુતિ; કોઈ પણ મોટું કાર્ય સમાપ્ત કરવાની ક્રિયા; અહીં છેલ્લા બોલ, ઉપસંહાર. યજ્ઞને પ્રયોગ પણ કહે છે; 'સત્યના પ્રયોગો' એવું પુસ્તકનું નામ છે એટલે છેલ્લા પ્રકરણ માટે પૂર્ણાહુતિ શબ્દ યથાર્થ છે. ગાંધીજી મનુષ્યજીવનને એક મહાન યજ્ઞ ગણે છે. શ્રદ્ધાનંદજીઃ સ્વામી શ્રદ્ધાનંદજી નામના મહાન દેશનેતા; તેમનું પૂર્વાશ્રમનું નામ મહાત્મા મુનશીરામજી હતું. કાંગડીના સુવિખ્યાત ગુરુકુલના એ મૂળ સ્થાપક છે. આર્યસમાજની વિધિ પ્રમાણે તેઓ સંન્યાસી થયા ત્યારે તેમણે શ્રદ્ધાનંદ નામ ધારણ કરેલું. કોઈ ધર્માન્ધ મુસલમાને તેમનું ખૂન કર્યું હતું. દેશબંધુ : ચિત્તરંજન દાસ, બંગાળાના પ્રખર ધારાશાસ્ત્રી અને ઘણાજ લોકપ્રિય નેતા. તેઓ દેવલોક પામ્યા તે ખોટ હજુ સાલે છે. તેમનાં પત્ની અને બહેન અત્યારે પણ દેશસેવા કરી રહ્યાં છે. લાલાજી : લાલા લજપતરાય, પંજાબના અતિલોકપ્રિય આર્યસમાજી લોકનેતા; તેમને કેટલાક વર્ષ કેદમાં રહેવું પડયું હતું. તેઓએ અમેરિકામાં ઘણા વરસ રહી પશ્ચિમની સમાજ રચના ને રાજ્યરચનાનો ઊંડો અભ્યાસ કર્યો હતો. તેમણે

પંજાબમાં દેશસેવા કરવાને સ્વયંસેવકોની સંસ્થા સ્થાપી છે. હકીમ સાહેબઃ હકીમ અજમલખાન, દિલ્હીના પ્રસિદ્ધ હકીમ. એઓ બહુ પરગજુ હતા. લોકોનાં દુઃખો તરફ લાગણી ઘણી તેથી રાજ્યપ્રકરણમાં ગાંધીજીના પ્રભાવથી આવી પડ્યા હતા. અનિવાર્યઃ નિવારણ ન કરી શકાય તેવું; તજી ન શકાય તેવું. આઘાત, ધક્કો.

પૃ. ૮. સત્યનારાયણઃ ભાવિક હિન્દુઓ પૂનેમને દિવસે બ્રાહ્મણ પાસે સત્યનારાયણની કથા કરાવે છે તે નહિ, પણ સત્યરૂપી નારાયણ એટલે ઇશ્વિર. આત્મવત્ પ્રેમઃ માણસ પોતા ઉપર જેવો પ્રેમ રાખતો હોય તેવો અન્ય તરફનો પ્રેમ.

જીવમાત્રની સાથે ઐક્ય: દરેક જીવ સાથે એટલો પ્રેમ કે જેથી કોઈ જીવ સાથે અનુભવમાં ભેદજ ન રહે. આવો અભેદ આત્માની શુદ્ધિ સાધ્યા વિના શક્ય નથી. જીવનમાર્ગનાં... આવશ્યકતા છે. કોઈ પણ ક્ષેત્ર અશુદ્ધ હોય તો આત્મા ત્યાં અશુદ્ધ થવાનો ભય રહે છે માટે બધાં ક્ષેત્રની શુદ્ધિની જરૂર છે. આ શુદ્ધિ સાધ્ય છે: આવી સર્વક્ષેત્રીય શુદ્ધિ દુઃસાધ્ય છે પણ સાવ અસાધ્ય નથી એવું ગાંધીજીનું માનવું છે. એમને મન આ માત્ર શ્રદ્ધાનો વિષય નથી એટલે તર્કવાક્યથી એઓ આ શ્રદ્ધાનું સમર્થન કરે છે. કેમકે...પડે છેઃ એ તે વાકય. વ્યક્તિ અને સમષ્ટિઃ વેદાન્તપરિભાષાના આ શબ્દો છે. "હું" એવા પ્રકારના અભિમાનવાળા સર્વ જીવો, પોતાના સ્વરૂપ સાથે તાદાત્મ્યસંબંધે જોડાયલા છે એમ પોતાનું જીવોની સાથેનું એકત્વ સત્યનારાયણ ઇશ્વિર સર્વજ્ઞ હોવાથી જાણે છે માટે તે ઇશ્વિરજ સમષ્ટિરૂપ છે. અલ્પજ્ઞ જીવો તેમ જાણી શકતા નથી માટે તેઓ વ્યષ્ટિ કહેવાય છે. વેદાન્તમાં પારિભાષિક અર્થ આ પ્રમાણે છે તે પરથી અનેકમાંથી હરકોઈ એક તે વ્યક્તિ, અનેકનો એક સમુદાય તે સમષ્ટિ—આવો અર્થ રૂઢ થઈ ગયો છે. એકની શુદ્ધિ...પડે છેઃ આ વાક્યની પ્રતીતિ તો શું પરન્તુ તાત્પર્ય પણ ગ્રહણ કરવું મુશ્કેલ છે કારણ એક શુદ્ધ થાય તેથી અનેક કેવી રીતે શુદ્ધ થાય ? આ સ્વાભાવિક શંકાનું સમાધાન વ્યક્તિ ને સમષ્ટિ વચ્ચે કેવી રીતે નિકટનો સંબંધ છે તે જાણ્યા વગર થઈ શકે એમ નથી. પારિભાષિક દૃષ્ટિએ જોઈએ તો જ આ વાક્યમાં

રહેલો ઊંડો મર્મ સમજાય એમ છે. ગાંધીજીની શૈલી વિષયને અનુરૂપ થઈ સરળતા છોડી પ્રૌઢતા આપોઆપ ધારણ કરે છે તે 'આત્મશુદ્ધિ વિના'થી શરૂ થતી કંડિકા પરથી દેખાઈ આવે છે. વિના કારણ અઘરા શબ્દ એ વાપરતા નથી પણ અઘરો શબ્દ આવશે એ બીકે અઘરો વિચાર એ કદી જતો કરતા નથી.

નિર્વિકાર, વિકાર વિનાનું; વિકાર એટલે ફેરફાર. માણસને આડે રસ્તે દોરનાર કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ મનના વિકારો છે: એ ષડ્ રિપુઓ કહેવાય છે. રાગદ્વેષાદિરહિતઃ રહિત, વગરનો; રાગદ્વેષ, અમુક વસ્તુ ગમવી અમુક ન ગમવી, અમુક તરફ આકર્ષાવું અમુક તરફ તિરસ્કાર થવો તે; આદિ, વગેરે; રાગદ્વેષ ઉપરાંત નીચેનાં દ્વંદ્વો છે:

क्षुत्पिपासे शोकमोहौ रागद्वेषौ तथैव च ।
लाभालाभौ च शीतोष्णे तथा मानापमानकः
कामक्रोधप्रभृतयो द्वन्द्वशब्देन वर्णिताः ॥

અર્થ: ભૂખ અને તરસ, શોક અને મોહ, રાગ અને દ્વેષ, લાભ અને અલાભ, શીત અને ઉષ્ણ, માન અને અપમાન, કામ, ક્રોધ વગેરે છ શત્રુઓ આ દ્વન્દ્વ કહેવાય છે. દ્વન્દ્વ એટલે જોડકાં. એ માણસને મુક્તિને પંથે જતા અટકાવે છે. માટે ગાંધીજી કહે છે કે શુદ્ધ થવું એટલે રાગદ્વેષ વગેરે દ્વન્દ્વો વગરના થવું તે. વિકટ: મુશ્કેલ, ભયંકર. શૂન્યવત્, શૂન્ય જેવા; નિરભિમાની. પરાકાષ્ઠા, છેલ્લી કોટિ, છેલ્લી સીમા. અનુભવસિદ્ધ: જ્ઞાન અને અનુભવ વચ્ચે આસ્માન અને પાતાળ જેટલો ભેદ છે; જ્ઞાન તર્કથી સિદ્ધ થાય છે અને તેનો સાક્ષાત્કાર અનુભવથી સિદ્ધ થાય છે. રોજ બરાબર દાતણ કરવું જોઈએ એમ પાંચમે વરસે માતા બાળકને એક મિનિટમાં કહે છે, એ જ્ઞાન. એ જ્ઞાન પ્રમાણે ન ચાલ્યાથી વરસો સુધી દાંતના ભયંકર દર્દ તે બાળક ભોગવે છે તે અનુભવ. નમ્રતા વિના મુક્તિ નથી એ આમ કેવળ તર્કની નહિ પણ આવા અનુભવની બાબત છે માટે ગાંધીજી નમ્રતાને પ્રાર્થના કરી પૂર્ણાહુતિ કરે

# નવલરામ : દુર્ગારામ મહેતાજીનું જીવનચરિત્ર

## જીવન

નવલરામ : નવલરામ લક્ષ્મીરામ પંડિત. એમનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૩૬માં થયો હતો. ન્યાતે એઓ વિસનગરા નાગર બ્રાહ્મણ હતા. શરૂઆતમાં તેઓ ગામઠી નિશાળે બેઠા હતા, પણ આઠમા વર્ષથી તેમણે દુર્ગારામ મહેતાજીની નિશાળે જવા માંડયું. દુર્ગારામ મહેતાજી ગુજરાતના તે સમયના શ્રેષ્ઠ શિક્ષક હતા. તેમની પાસે નવલરામે ગુજરાતી વિદ્યાભ્યાસ પૂરો કર્યો. ભૂમિતિ અને ધનસમીકરણ જેવા ગણિતના કઠિન વિષયોમાં પણ એમણે પ્રવીણતા મેળવી હતી. અગિયારમે વર્ષે એમનું પહેલું લગ્ન થયું પણ તેમાં વિધુર થતાં ચૌદમે વર્ષે એમનું ફરી લગ્ન કરવામાં આવ્યું હતું. સન ૧૮૫૪માં સુરતની અંગ્રેજી હાઇસ્કૂલમાં દસ રૂપિયાના પગારથી એમણે નોકરીની શરૂઆત કરી ત્યાંથી ચડતાંચડતાં સન ૧૮૭૦માં તેઓ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના વાઇસ–પ્રિન્સિપલ થયા. છેવટે, ૧૮૭૬માં રાજકોટની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલના ઉંચા હોદ્દા પર એઓ ગયા હતા.

પશ્ચિમની કેળવણીને પરિણામે ગુજરાતના જીવનમાં ભરતીનું જે પહેલું મોજું આવ્યું તેમાં સુધારક નર્મદાશંકરની સાથે યુવક નવલરામ પણ મોખરે હતા. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો જીવનમાં સમન્વય કરવામાં બન્નેનો અમુક કાળ ઊંડા મંથનમાં ગયલો. નર્મદ જેમ આપણો પ્રથમ ગદ્યકાર તેમ નવલરામ આપણા પ્રથમ વિવેચક. નાનપણથી જ નવલરામને એકાન્ત પ્રિય હતું. ૧૮૬૬થી લગભગ ૧૮૭૦ સુધીનાં વર્ષો મનોમન્થનમાં ગાળ્યા બાદ એ વધારે ઠરેલ થયા. આમ અનુભવ અને વાચન બેઉ દ્વારા એમણે જ્ઞાન મેળવ્યું હતું એટલે લેખકોના ગુણદોષનું એ એવા સમભાવથી દર્શન કરતા કે લેખકો ને વાચકો સંતુષ્ટ થતા. માતૃભાષા પ્રત્યે એમને ઊંડો પ્રેમ હતો. આથી જોડણી, પદ્યરચનાના પ્રકાર, નવી શબ્દયોજના, ગુજરાતીને વિદ્યાપીઠના શિક્ષણમાં સ્થાન વગેરે જે પ્રશ્નોને આપણે હાલ અગત્ય આપીએ છીએ તેમાંના ઘણાની ચર્ચા એમણે જ આરંભી છે. આથી જ એઓ આપણા આદ્યવિવેચક ગણાય છે. સન ૧૮૮૮માં એઓ વિદેહ થયા. ગોવર્ધનરામે એમનું જીવનવૃત્તાન્ત લખ્યું છે. નર્મદનું જીવનચરિત

નવલરામે લખ્યું છે તેવું એ નથી. નર્મદને નવલરામ મળ્યા પણ નવલરામને બીજા નવલરામ ન મળ્યા. ક્યાંથી મળે? આપણા શ્રેષ્ઠ વિવેચક પણ નવલરામ જ છે.

**ગ્રંથો**

ભટનું ભોપાળું (૧૮૬૭); વીરમતી નાટક (૧૮૬૯); અકબર બીરબલ નિમિત્તે હિન્દીકાવ્યતરંગ (૧૮૭૯); નર્મદની જીવનકથા (૧૮૮૭); એમના વિવેચનાત્મક અનેક લેખોનો સંગ્રહ 'નવલગ્રંથાવલી'માં થયો છે.

**પરિચય**

લેખના મથાળા પરથી એવો ભ્રમ થાય એમ છે નવલરામે દુર્ગારામ મહેતાજીનું ચરિત્ર લખ્યું હશે તે કે તેનો અમુક ભાગ અહીં ઉતાર્યો છે. પણ એમ નથી. એ મથાળાની આસપાસ અવતરણચિહ્ન મૂકવાં જોઈએ એટલે સમજ પડે કે એ નામનું પુસ્તક રા. સા. મહીપતરામે લખ્યું હતું તે પર નવલરામ લખે છે. પ્રસ્તુત લેખ તેમની વિવેચન શૈલીનો એક લાક્ષણિક નમૂનો છે. તેઓ મૂળ પુસ્તકની હકીકતનો સાર આપતાં આપતાં વિવેચન કરે છે. આથી આ લેખ મહેતાજીના ટૂંકા જીવનચરિત્ર જેવો બની ગયો છે. તેથી ઉપર જણાવેલો ભ્રમ લેખ વાંચ્યા પછી પણ તુરત દૂર થઈ જતો નથી.

**ટિપ્પણ**

પૃ. ૯. ચરિત્ર, જીવનવૃત્તાન્ત. સઘન, નક્કર; વજૂદવાળાં. વિપરીત, ઉલટું.

પૃ. ૧૦. અલૌકિક, અસાધારણ; ચમત્કારવાળું.

પૃ. ૧૧. રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ: એઓ સર રમણભાઈના પિતા થાય. એઓ જાણીતા શિક્ષાગુરુ ને સંસારસુધારક હતા. નાગરોમાં પ્રથમ પરદેશગમન એમણે કરેલું. પ્રાર્થનાસમાજના એઓ અગ્રેસર હતા. 'વનરાજ ચાવડો', 'સાસુવહુની લડાઈ' વગેરે અનેક ગ્રંથો એમણે લખ્યા હતા. 'ગુજરાત શાળાપત્ર' એમણે જ કાઢ્યું હતું. કરસનદાસ: કરસનદાસ મૂળજી. તેઓ નાતે વાણિયા હતા. તેમણે થોડાં વરસ સુધી 'સત્યપ્રકાશ' નામનું પત્ર ચલાવ્યું હતું. ૧૮૬૦માં તેમણે એ પત્રમાં વલ્લભસંપ્રદાયના મહારાજોના અનાચાર વિશે સખ્ત લેખ લખ્યો. એ ઉપરથી મુંબાઈના શ્રી જદુનાથજી

મહારાજે એમના પર બદનક્ષીનો કેસ માંડ્યો. 'મહારાજ લાયબલ કેસ' તે એ જ. એ કેસથી કરસનદાસ સુધારક તરીકે પુષ્કળ પ્રસિદ્ધિ પામ્યા. એ કેસમાં કરસનદાસ જીત્યા તો ન ગણાય પણ એથી વલ્લભસંપ્રદાયની પોલ બહાર આવી. તેઓ વિલાયત પણ ગયા હતા તેથી તેમને પોતાની નાત અને મહાજન તરફથી ઘણું સોસવું પડ્યું હતું. ૧૮૭૧માં તેમનું અવસાન થયું.

પૃ. ૧૩. નિરૂપ્ય, જેનું નિરૂપણ કે વર્ણન કરવાનું છે તે; નિરૂપણનો વિષય. શ્રાદ્ધ: જંગલીઓ ભૂતપ્રેતમાં માને છે. આર્યોની વિશિષ્ટતા પોતાના પૂર્વજોને પ્રેત નહિ પણ પિતૃ ગણવામાં છે. પિતૃઓના શ્રાદ્ધનું ભોજન તે પ્રેત ભોજન નથી. એ પિતૃઓ મરણ પછી પણ આપણને યથાશક્તિ સહાય કરે છે એવી શ્રદ્ધાથી કરેલી ક્રિયા તે શ્રાદ્ધ. એ ક્રિયામાં બહુ પાસેનાં સગાં હોય છે તે પિંડ મૂકે છે. ખરેખરું...જોઈએ: દુર્ગારામનું જીવનચરિત્ર લખવું એ તેનું એક પ્રકારનું શ્રાદ્ધ છે. એ શ્રાદ્ધમાં ચોખાનો પિંડ નહિ પણ માહિતી પૂરી પાડવા રૂપી પિંડ શ્રદ્ધાથી આપવો જોઈએ.

પૃ. ૧૪. પૃચ્છક, પૂછનાર; કોઈ વસ્તુ સ્વીકારી ન લેતાં તેને વિશે પ્રશ્ન ઉઠાવનાર. હવાડીએ ચકલે: સુરતના લત્તાનું નામ. નાગરોનો મોટો ભાગ એ લત્તામાં રહે છે.

પૃ. ૧૫. લ્યૂથર: માર્ટિન લ્યૂથર; ખ્રિસ્તી ધર્મના રોમન કૅથૉલિક ધર્મગુરુઓ સામે બંડ કરી પ્રોટેસ્ટન્ટ ધર્મ સ્થાપનાર ધર્મસુધારક. એ ૧૭મા સૈકામાં જર્મનીમાં થઈ ગયો. પ્રોટેસ્ટન્ટ એટલે પ્રતિરોધક; વાંધો ઉઠાવનાર. આર્નોલ્ડ: ઈંગ્લાંડના ૧૮મા સૈકાના પ્રસિદ્ધ શિક્ષક. ઈંગ્લાંડમાં એમની શિક્ષણપ્રણાલિકા ઘણાં વરસો ચાલી હતી.

પૃ. ૧૭ ડુંગરપુરી: ડુંગરપુરની રહેનારી એવો અર્થ નથી. વડનગરા નાગરોમાં ત્રણ વિભાગ છે: વૈદિક, ગૃહસ્થ ને ડુંગરપુરા. એ ત્રીજા વર્ગની. નાનો હોવાથી એ વર્ગ બહુ પ્રસિદ્ધ નથી. એ ત્રણ વચ્ચે રોટીવહેવાર છે, બેટીવહેવાર નથી.

પૃ. ૧૮. દિનમણિશંકર શાસ્ત્રી: એઓ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના જેવા સમર્થ શાસ્ત્રી તે વેળા ગુજરાતમાં નહોતા. આ

ચોપડીના પ્રથમ સંપાદક પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવેના એઓ માતામહ થાય. દામોદરદાસઃ એ નામનો માણસ કોઈ થયલો જાણ્યામાં નથી. દદ્દાઓમાં પાંચમું નામ દોલતરામનું જ ગણાય છે. તેમના પુત્ર છબીલારામ હજુ હયાત છે. હાસ્યરસિક લેખક રા. જ્યોતીન્દ્ર દવે એમના દૌહિત્ર થાય.

પૃ. ૧૯. સ્પષ્ટવક્તાઃ આ અહીં 'નિયમો'નું વિશેષણ છે, જો કે આવું વિશેષણ માણસ માટે જ વપરાય, 'નિયમો' માટે નહિ.

પૃ. ૨૧. ભૂવો, ભૂત કાઢનાર. છૂ થઈ ગયલાઃ જતા રહેલા. છૂમંતરવાળા, જંતરમંતર કરનારા. વિલક્ષણ, અસાધારણ; વિશિષ્ટ લક્ષણ એટલે ગુણોવાળો.

પૃ. ૨૩. અધ્યાત્મ, તત્ત્વજ્ઞાન; ફિલસુફી. ધર્મ, ફરજ; કર્તવ્ય. વ્યંજક, સૂચક; અંગ્રેજી શબ્દ 'સજેસ્ટિવ' માટે નવલરામે એ વાપર્યો છે.

# નરસિંહરાવઃ સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

## જીવન

નરસિંહરાવઃ રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. એમનો જન્મ અમદાવાદમાં ૧૮૫૯ની ત્રીજી સપ્ટેમ્બરે થયો હતો. એઓ ન્યાતે વડનગરા નાગર છે. એમની માતાનું નામ શિવકાશી હતું. એમના પિતા ભોળાનાથનું નામ ગુજરાતમાં ધર્મ અને સમાજના સુધારક તરીકે જાણીતું છે. છતાં એમનું પ્રથમ લગ્ન ૧૮૭૨માં તેર વર્ષની વયે થયું હતું. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ તથા સ્વ. મણિલાલ નભુભાઈ એમના સહાધ્યાયીઓ હતા. એમણે ૧૮૮૦માં બી. એ.ની પરીક્ષા ઐચ્છિક વિષય તરીકે ભાષાઓને લઈને બીજા વર્ગમાં પસાર કરી હતી. પરન્તુ સંસ્કૃતમાં અતિ પ્રવીણ હોવાથી યુનિવર્સિટીમાં પહેલે નંબરે આવી એમણે ભાઉદાજી પ્રાઈઝ મેળવ્યું હતું. એજ વરસમાં એમનું બીજી વારનું લગ્ન થયું હતું. પછી એમ. એ. અને એલએલ. બી.ની તૈયારી કરતા હતા પરન્તુ પિતાના આગ્રહને વશ થઈ ૧૮૮૩માં 'સ્ટૅચ્યુટરી સિવિલ સર્વિસ' એમણે સ્વીકારી. સને ૧૮૮૪માં એઓ આસિસ્ટંટ કલેકટર નીમાયા. વર્ષો સુધી દક્ષિણમાં

સોલાપુર, કારવાર, રત્નાગિરિ વગેરે જગાએ રહેલા, તેથી એમને મરાઠી તથા કાનડી ભાષાનો સારો પરિચય થયો. એ જ્ઞાન એમને ભાષાશાસ્ત્રી થવામાં બહુ ઉપયોગી થઈ પડ્યું. ૧૯૧૨માં એઓ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. ૧૯૧૫માં સુરતની સાહિત્યપરિષદના એઓ પ્રમુખ થયા હતા. તે સ્થાનેથી એમણે જે ભાષણ આપ્યું છે તેવું બીજા કોઈએ હજુ સુધી આપ્યું નથી. મુંબાઈ યુનિવર્સિટીમાં ગુજરાતી અભ્યાસક્રમમાં દાખલ થતાં ૧૯૨૧માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં એઓ ગુજરાતીના અધ્યાપક નીમાયા. ગુજરાતી પર એમને એટલો પ્રેમ છે કે એ કામ હજુ પણ એઓ આટલી વયે કરે છે.

નરસિંહરાવ સંસારસુધારક તરીકે સમસ્ત ગુજરાતમાં જાણીતા છે. એમના પિતાશ્રી પ્રાર્થનાસમાજી હતા. એઓ પણ પ્રાર્થનાસમાજના એકેશ્વરવાદમાં શ્રદ્ધા ધરાવે છે. સાક્ષર તરીકે એમનું જીવન અનેકદેશીય છે. કવિ તરીકે, વિવેચક તરીકે ને ભાષાશાસ્ત્રી તરીકે એઓ આપણા સાહિત્યમંદિરમાં ઉચ્ચ આસને બિરાજે છે. અંગ્રેજી સાહિત્ય જેવાં સંગીતકાવ્યો ગુજરાતીમાં પ્રથમ લખી એમણે કવિકીર્તિ સંપાદિત કરી છે. નવલરામની વિવેચકની ખાલી પડેલી ગાદી પર બેસવા એમણે રમણભાઈને અધિકાર આપ્યો પણ તે ન બેઠા કેમકે એ પોતે જ તે સ્થાને બેઠા છે! ગુજરાતના ભાષાશાસ્ત્રીઓમાં પણ પ્રથમ સ્થાન એમનું જ છે. આ વિષયમાં તો એઓ એટલા ઊંડા ગયા છે કે સારા ભરતખંડમાં એમના જેટલા પ્રવીણ ભાષાશાસ્ત્રી ગણ્યાંગાંઠ્યા જ હશે. એમની વિદ્વત્તા એટલી વિશાળ ને જ્ઞાન એટલું ચોક્કસ છે કે એમની સાથે વાદમાં ઊતરતા પહેલાં સમર્થ પંડિતો પણ વિચાર કરે છે. એમનાં પત્ની સૌ. સુશીલાબહેન યથાર્થનામ છે. તેમની સાથે એઓ રસિક કવિજીવન ગાળે છે.

**ગ્રંથો**

કુસુમમાળા (કાવ્યો) ૧૮૯૭; હૃદયવીણા (કાવ્યો) ૧૮૯૬; નૂપુરઝંકાર (કાવ્યો) ૧૯૧૪; સ્મરણસંહિતા (કાવ્ય) ૧૯૧૫; મનોમુકુર (ગદ્યલેખોનો સંગ્રહ) ૧૯૨૪; સ્મરણમુકુર ૧૯૨૬.

## શૈલી

રા. નરસિંહરાવે જોડણી, વ્યુત્પત્તિ, વ્યાકરણ વગેરેને લગતા પ્રશ્નોની ચર્ચા કરી છે. એ લેખોની શૈલી ને 'સ્મરણમુકુર'ની શૈલીમાં બહુ ફેર પડી ગયો છે. શરૂઆતમાં એમના જીવનનો ઝોક કવિતા તરફ હતો. કવિકીર્તિ પ્રાપ્ત કર્યા પછી ઘણાખરા કવિને થાય છે તેમ વિવેચના તરફ એમનું વલણ થયું ત્યારે પ્રથમ તો 'પંડિતયુગ'ની સંસ્કૃતમય શૈલીના અનેક દોષો એમના લેખોમાં પણ આવ્યા વિના ન રહ્યા. પરંતુ 'સ્મરણમુકુર' લખાયું ત્યારે એ યુગની અસરથી એઓ મુક્ત થઈ ગયા હતા એટલે એમના ગદ્યે નવું બળ પ્રાપ્ત કર્યું. એમના લેખોમાં વિશદતા, સ્પષ્ટતા અને રસિકતા સર્વત્ર વિલસી રહે છે. એમની અગાધ વિદ્વત્તા તો પદે પદે વ્યક્ત થાય છે. સંસ્કૃત તત્સમોનું પ્રમાણ કંઈક વધારે હોય છે ખરું. એમના જેવી શુદ્ધ ને ચોક્કસ ભાષા લખનાર બીજો કોઈ હજુ સુધી ગુજરાતમાં જન્મ્યો નથી. વિવાદ તરફ એમને અભિરુચિ છે એટલે એમની વાણીનો પ્રવાહ અવિચ્છિન્ન વહી શકતો નથી. આથી વાચક તેમાં ખેંચાઈ જાય એટલું બળ એમની શૈલીમાં આવી શકતું નથી. એ આવે તો એઓ શૈલીકાર તરીકે પણ અમર થાય.

## પરિચય

રા. નરસિંહરાવને અર્વાચીન ગુજરાતના છેલ્લા પાંચછ દસકાની રસમય વ્યક્તિઓનો પરિચય કરાવવા રા. કનૈયાલાલે વિનતિ કરી તે પરથી એમણે લેખો લખ્યા તેમાંનો આ ચર્ચાસ્પદ લેખ છે. એ લેખોમાં આવેલી બિનાની સત્યાસત્યતા સંબંધી નહિ પણ એ બિનાની પ્રસિદ્ધિની યોગ્યતા સંબંધી તીવ્ર મતભેદ ઊભો થયો હતો. આનું એક કારણ એ છે કે આપણા પ્રાંતમાં આ પ્રકારના લેખો અપરિચિત વસ્તુ છે. વિરોધીઓ એમ આક્ષેપ મૂકે છે કે લેખક પોતાનું વ્યક્તિત્વ લુપ્ત કે વેગળું રાખી નિરૂપ્યમાણ વ્યક્તિને પૂરતો ન્યાય આપી શક્યા નથી એટલું જ નહિ પણ ઘણી જગાએ ચારિત્રલેખનને આવશ્યક સમભાવ કે આદર પણ નથી બતાવી શક્યા. એથી પણ વિશેષ તો એ કે ઘણી જગાએ નિરૂપણનું કેન્દ્ર, ચરિત્રનાયક નહિ પણ જાણે પોતે થઈ ગયા છે! આ આક્ષેપનો એક ઉત્તર એ છે કે લેખક પોતાનાં સંસ્મરણો લખે છે એટલે પોતે કેન્દ્રસ્થાને હોય એ સ્વાભાવિક

છે. આજ કારણસર જેમને વિશે એ લખે છે તેમને ન્યાય આપવાનો પ્રશ્ન પણ ઊભો કરવો જ ન જોઈએ. વિધિની અકળ લીલાથી જુદી જુદી વ્યક્તિઓ સાથે અમુક પ્રસંગો બનેલા તેનું જ વર્ણન કરવાનો હેતુ છે. દાખલા તરીકે, ગોવર્ધનરામ કેવા મહાન લેખક હતા તે અથવા સરસ્વતીચન્દ્ર ગુજરાતી સાહિત્યમાં અજોડ છે એવું એવું લખવાનું અત્રે પ્રાપ્ત થતું નથી. આ શબ્દચિત્ર નથી, સ્મરણચિત્ર છે. આ પરથી એક કાલ્પનિક મનોમૂર્તિ ઘડી તેવા ગોવર્ધનરામ હતા એમ માની લેવાની ભૂલ ન કરવી જાઈએ.

**ટિપ્પણ**

પૃ. ૨૪. ગોવર્ધનભાઈ: 'ગોવર્ધનરામભાઈ' એમ કેટલાક લખે છે તે પ્રયોગ ખોટો છે. ભાઈ અને રામ સાથે બોલતાં કાળ જાય છે તેનું સ્મરણ પણ કરવું જોઈએ! વિદ્યાવ્યાસંગ: વિદ્યા તરફ આસક્તિ, વિદ્યાની ભક્તિ, વિદ્યાની ઉપાસના. ફેરફાર સારો થયો છે: રા. નરસિંહરાવ જેવા સમર્થ વિદ્વાન આગળ પોતાનું પાંડિત્ય બતાવવાનો પ્રયત્ન કરવો જ ન જોઈએ તે, રસોઈઓ દોઢડાહ્યો હોવાથી જાણતો નથી, તેથી જાણે પોતાની ભૂલ કબૂલ કરતા હોય તેમ રા. નરસિંહરાવ ' રસોઈ'ને બદલે 'ફેરફાર' શબ્દ એકદમ મૂકી દે છે. એમની સચોટ કટાક્ષશક્તિનું આ સરસ દૃષ્ટાંત છે. ઉપસ્થિત, રજુ; 'વસન્ત'ના ગોવર્ધનસ્મારક અંકમાં એમણે લેખ લખેલો તેમાંનીજ કેટલીક હકીકતોની અહિં પુનરાવૃત્તિ છે માટે આમ લખ્યું છે. **तान् प्रति नैष यत्न:** એટલે તેમને માટે આ યત્ન નથી. ભવભૂતિના 'માલતીમાધવ' નામના પ્રખ્યાત નાટકની પ્રસ્તાવનાના એક શ્લોકનો આ છે. આખો શ્લોક નીચે પ્રમાણે છે:

> ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञाम्
> जानन्ति ते किमपि तान् प्रति नैष यत्नः ।
> उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
> कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

અર્થ: જેઓ અમારા આ યત્નને વિષે અનાદર ફેલાવતા હોય તેઓ કંઈ અનેરૂં જ જાણે છે. તેમને માટે આ યત્ન નથી. મારો સમાનધર્મી કોઈ છે અથવા થશે, કારણ કે કાલ અનંત છે અને પૃથ્વી વિશાલ છે. કૌમુદી=ચાંદની.

પૃ. ૨૫. મનઃસુખરામ સૂર્યરામ: ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પિત્રાઈ કાકા. એઓ જૂનાગઢ, કચ્છ વગેરે રાજ્યોના મુંબાઈમાં એજન્ટ હતા. મુત્સદ્દીગીરી અને વેદાન્તજ્ઞાન એ બેનો વિરલ સંયોગ એમનામાં થયો હતો. સંસ્કૃતમય ગુજરાતી લખવા તરફ એમનો બહુ પક્ષપાત હતો. 'અસ્તોદય' વગેરે ગ્રંથો એમણે રચ્યા છે. સંપર્ક, સંસર્ગ; સંગતિ; સોબત. એડમિનિ-સ્ટ્રેટર: રાજ્યવહીવટ કરનાર; સરકાર તરફથી દેશી રાજ્યનો વહીવટ કરનાર અમલદારનો એ હોદ્દો ગણાય છે. સનિયમ, નિયમ સાથે; ગણિતની રીત પ્રમાણે. શાશ્વત, અનંત કાલના; ગણિતનાં સત્યો સર્વકાલ સાચાં હોય છે માટે શાશ્વત: ઘટના, રચના; અન્વેષણ, તપાસ, શોધ; વક્રરૂપ, વાંકુંરૂપ. સ્વેચ્છાથી માની લીધેલી; પોતપોતાની મેળે પૂરતાં કારણ વિના માની લીધેલી; આ જગાએ ગણિતના દાખલાનો જવાબ તો મોટી અપૂર્ણાંક સંખ્યાનો ન જ હોય, તેનો ટૂંકો જ જવાબ હોવો જોઈએ, એવી વિના કારણ માની લીધેલી માન્યતા. ભાવના, કલ્પના; માન્યતા. અનાધાર, આધાર વિના, કારણના આધાર વિના. ભાવપ્રવૃત્તિઓ, લાગણીઓની પ્રવૃત્તિ; લાગણીઓની ગતિ, વહન. ગોવર્ધનરામભાઈની...જોઉં છું : જેમ ગણિતનો દાખલો ગણવામાં દાખલાની રીત ઉપર શ્રદ્ધા ન રાખતાં, જવાબ તો ટૂંકોજ આવવો જોઈએ એવી કલ્પિત માન્યતા ઉપર તેમણે વધારે આધાર રાખ્યો તેમ બીજી બધી બાબતોમાં બાહ્ય વસ્તુના ગુણદોષ અનુસાર તે તરફ ચિત્તની અભિવૃત્તિ રાખવાને બદલે પોતે પૂરતાં કારણો વિના કલ્પી લીધેલી માન્યતા પ્રમાણે તેમની લાગણીઓ વહેતી હતી. ગોવર્ધનરામભાઈની આ ટેવ દાખલો ગણવામાં બીજરૂપે દેખાઈ હતી એવો અભિપ્રાય છે. કૉનવોકેશન હૉલ : પદવીદાનનો સમારંભ કરવાનો ઓરડો.

પૃ. ૨૬. રજિસ્ટ્રાર; દફતર રાખનાર અમલદાર; વિદ્યાપીઠના એ અમલદાર મહામાત્ર કહેવાય છે. કૉનવોશેકન : ખરો અંગ્રેજી શબ્દ કૉનવોકેશન છે; ખ્રીસ્તી ધર્મગુરુઓનું અમુક પ્રકારનું સંમેલન. અહીં તો વિદ્યાપીઠમાં ડિગ્રી આપવામાં આવે છે તે સમારંભ. મુકુર, અરીસો. 'અનિલ...મન્દુ' શાન્તિ રખેને નાસી જાય એવા ભયથી અનિલ એટલે પવન ધીરે પગલાં ભરે છે, મંદ વાય છે. સારસ્ય, સરસતા; રસવાળી હોવાપણું. સમગ્રદર્શન :

વસ્તુનાં અંગો કે અવયવોમાં ભરાઈ ન રહેતાં આખી વસ્તુનું એક સાથે દર્શન કરવું તે રસપરીક્ષા: **वाक्यं रसात्मकं काव्यम्** એ પ્રસિદ્ધ સૂત્ર પ્રમાણે રસ તે કાવ્યનો આત્મા છે, તે પારખવાની શક્તિ. પણ: આ શબ્દ કેમ મૂકયો છે તે સ્પષ્ટ નથી. ગોવર્ધનભાઈનું...ગણીશું: સર્જક સાહિત્યકારમાં ને ખાસ કરીને કવિમાં સમગ્રદર્શનની શક્તિ વિશેષ પ્રમાણમાં હોય છે. વિવેચકે પૃથક્કરણ કરવાનું હોવાથી તે અવયવદર્શન તરફ વધારે ઢળે છે. ગોવર્ધનરામ પ્રથમ પંક્તિના સાહિત્યકાર હતા કે નહિ એ પ્રશ્નની ચર્ચાને અંગે રા. નરસિંહરાવના આ મંતવ્યનું મહત્ત્વ ઘણું છે.

પૃ. ૨૭. 'અભિનંદનાષ્ટક': અભિનંદન એટલે મુબારકબાદી સંબંધી આઠ કડીનું કાવ્ય. નવા વરસના અભિનંદનનું આ કાવ્ય છે. Pathetic and Sublime: કરુણ અને ભવ્ય. વત્સલતા...શકું છું: વત્સલતા, બાળક તરફનો પ્રેમ; ધ્વનિપ્રતિધ્વનિથી, અવાજ અને તેના પડઘાથી; સમભાવ, સરખો ભાવ, એકના જેવો બીજાના હૃદયમાં પ્રગટ થતો ભાવ. એ જાણીતા કાવ્યમાં નીચેની કડી આવે છે:

> પ્રતિનૂતનવર્ષદિને ચરણે
> હું કૃતાર્થ થતો નમી જેહ તણે,
> નહિ તે શુભ ધર્મની મૂર્તિ હવાં,—
> જગ ! રૂપ ધરે તું નવાં જ નવાં !

આ કડીમાં કવિ નૂતન વર્ષના અભિનન્દનને પ્રસંગે આગલા વરસમાં સદ્ગત થયલા પોતાના પિતાને સંભારે છે. એ પિતા તરફની પૂજ્યવૃત્તિની ગોવર્ધનરામે અંગ્રેજી શેરામાં કદર કરી છે. રા. નરસિંહરાવના કાવ્યનો ભાવ ગોવર્ધનરામના હૃદયમાં પણ આમ પ્રગટ થયો તેનું કારણ એ કે ગોવર્ધન-રામના હૃદયમાં પણ તેમના તરફની મનઃસુખરામની વત્સલતાને લીધે પૂજ્યભાવ જાગેલો. આ ભાવ તેમણે પોતાના એક કાવ્યમાં પ્રગટ કર્યો છે તેથી નરસિંહરાવ કહે છે કે એ સમભાવનું બીજ એ કાવ્યમાં દેખાય છે.

મનને......કીધું: મનસુખ શબ્દથી સૂચિત થાય છે કે આ કાવ્ય મનઃસુખરામને સંબોધેલું છે. અર્થઃ તમે મારા મનને મનના સુખનું બીજ દીધું અને મારા મનના રતિતંત્રને એટલે પ્રેમતંત્રને અનુપમ સ્વરૂપનું કર્યું. તરછોડી...થશે: રમા એટલે લક્ષ્મી મને તરછોડીને દૂર ઊભી રહી પણ હૃદયરૂપી વેલ ફુલોથી લચી ગઈ; અર્થાત્ મને લક્ષ્મી ન મળી પણ તમે જે ઉચ્ચ સંસ્કારો રોપ્યા હતા તે મારા હૃદયમાં ફૂલ્યા અને ફળ્યા. અને એમ એક વાર બની ગયા પછી ગમે એટલા દિવસો વીતી જશે તોપણ એક વાર દૃઢમૂલ થયલા અને અંકુરિત થયલા એ સંસ્કારો કદી પણ નિર્મૂલ નહિ થાય. 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગની પ્રખ્યાત મંગલ-પુષ્પાંજલિની પહેલી બે લીટી અને આખી ત્રીજી કડી લેખકે અહીં ઉતારી છે.

કોમળ ભાવોદ્ગાર: હૃદયને પીગળાવે એવા ભાવનો ઉદ્ગાર છે માટે અહીં કોમળ. તન્તુ, તાર: હૃદયને કોઈ પણ સતાર જેવા વાદ્ય સાથે સરખાવાય છે. એક સતારનો અમુક તાર છેડીએ એટલે બીજા સતારનો તેજ સુરનો તાર—જેમકે, પહેલા સિતારના પંચમના તાર સાથે બીજા સિતાર અથવા ઇતર કોઈ પણ તંતુવાદ્યનો પંચમનો તાર જો બરાબર મળ્યો હોય તો તે જ તાર (બીજા તાર નહિ, ને ન મળ્યો હોય તો પંચમ પણ નહિ)—સ્પર્શ ન કર્યો હોય તોપણ કંપી ઊઠે છે તેમ એક હૃદયનો ભાવ બીજા સમાનધર્મી હૃદયમાં એની મેળે ઉદય પામે છે. અનુકંપા એટલે દયા, સહાનુભૂતિ; એ અર્થ આ કુદરતી ઘટનામાંથી પરિણમ્યો છે.

પૃ. ૨૮. લલિત...નહિ?: કવિ ન્હાનાલાલ 'ઇંદુકુમાર'ની પ્રસ્તાવનામાં પોતાની ડોલનશૈલીનો બચાવ કરતાં એમ કહે છે કે કવિતામાં ડોલન હોવું જ જોઈએ પરન્તુ એ ડોલન નિયમિત જ હોવાની જરૂર નથી. એ ડોલન અણસરખું યે હોય. આના કારણમાં એઓ એમ જણાવે છે કે કવિતા કરતી વેળા કવિનો આત્મા ગુંજે છે, ગાતો નથી; એટલે કે ભમરા પેઠે અનિયમિત નાદ કરે છે, ગવૈયા પેઠે નિયમિત તાલબદ્ધ સ્વરો કાઢતો નથી. ઊર્મિઓનાં ઊંડાણ ઓછાવત્તાં હોય છે તેથી તે વ્યક્ત કરનાર શબ્દોની પદાવલી ઓછીવત્તી લાંબી નહિ પણ કેવળ અનિયમિત હોય તોયે ચાલે

એ મંતવ્ય રા. નરસિંહરાવને સ્વીકાર્ય નથી. માત્રાઓ ગણીને, તાલબદ્ધ કાવ્યો રચવાં જોઈએ એવો એમનો મત છે તેથી 'હું ગણુગણું નહિ?' એમ પ્રશ્ન પૂછી વસ્તુતઃ આખું વિવેચનજગત એમના મતનું છે એવું એ સૂચવે છે. કવિ લલિત ગાય છે પણ તાલનું એમને જ્ઞાન નથી તેથી 'લલિત ગુંજે' એમ લખ્યું છે. કવિનો આત્મા ગુંજે છેઃ એમાં રા. ન્હાનાલાલથી તો લલિત જેવું બેતાલું પણ ગવાતું નથી તે પર કટાક્ષ છે. કાવ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર બેઉના મર્મજ્ઞો જ સમજી શકે એવું વિનોદવાક્ય અણધાર્યું અહીં આવી પડયું છે. સંપર્ક, સ્પર્શ. ગોવર્ધન...સાથેઃ રક્ષક એટલે જૂની રૂઢિઓના રક્ષકોના સાથી થઈને ગોવર્ધનરામ ગુપ્ત રીતે ફરે છે; બહારથી સુધારક દેખાય છે પણ તેમનો ખરો સમભાવ રૂઢિરક્ષકો સાથે છે. સ્પર્શ ના કરી શકયોઃ અસર ના કરી શકયો. દીપ્તિ, તેજ. મુસદ્દો, ખરડો.

પૃ. ૨૯. દીર્ઘસૂત્રીપણું, નિરર્થક લંબાણ. આત્મનિમગ્ન, પોતામાં ડૂબેલા, પોતાની ધૂનમાં બીજાના મનની સ્થિતિ જોઈ ન શકનાર. અસ્ખલિત, ભંગાણ વગર; એકધારું.

પૃ. ૩૦. કલુષિત, મેલો. થીંગડામારુ, ખેંચી તાણીને કરેલો; કૃત્રિમ, કઢંગો. ન્યાયતુલા, ન્યાયનું ત્રાજવું. વિકૃતિ, ફેરફાર.

પૃ. ૩૧. વિષસિંચન, ઝેર પાવું; અહીં કાન ભંભેરવા. ક્ષતિઓ, ખામીઓ. ન્યૂનાધિકતા, ન્યૂનતા એટલે ઓછાપણું અને અધિકતા એટલે વધારેપણું. पुत्रादिच्छेत् पराभवम् એટલે પુત્રથી પરાજય ઇચ્છવો. અર્થાત્ પોતા કરતાં પોતાનો પુત્ર વધારે પ્રભાવશાળી થાય એમ ઇચ્છવું. આ સંસ્કૃત સુભાષિત છે. અસ્થાને મુરબ્બીપણુંઃ અવિભક્ત કુટુમ્બની પ્રાચીન ભાવના પ્રમાણે મોટો ભાઈ મુરબ્બી લેખાય છે. ગોવર્ધનરામ રા. નરસિંહરાવના મોટાભાઈના મિત્ર હોવાથી એમને ખ્યાલ નહિ રહ્યો હોય કે રા. નરસિંહરાવ મુરબ્બીપણું બતાવવાનું સ્થાન નથી! મ્લેચ્છ, અહીં સિંધના વતનીઓ માટે. સાંકડી શેરી, અમદાવાદની સાંકડી શેરી જ્યાં રા. નરસિંહરાવનું બાપીકું ઘર છે. ગ્રહ, પકડવું તે; અકારણ પકડી લીધેલી અને પછી મૂકાય નહિ એવી કલ્પના; દુરાગ્રહ, 'પ્રેજ્યુડિસ'નો ગુજરાતી પર્યાય.

પૃ. ૩૨. Out of order, નિયમ બહાર; ગેરશિરસ્તે; ઠરાવ સભાના મૂળ ઉદ્દેશની બહાર હોય કે કાર્યપદ્ધતિની વિરુદ્ધ હોય તો તેની સામે out of orderનો વાંધો ઉઠાવાય છે. ચવર્ગના બે ઉચ્ચારઃ ચ્, છ્, જ્, ઝ્, ઞ્ એ વર્ણોના ગુજરાતમાં બે ઉચ્ચાર થાય છે, એક શુદ્ધ સંસ્કૃત ઉચ્ચાર અને બીજો દક્ષિણીઓ 'ચ'નો ઉચ્ચાર કરે છે તેવો, કંઈક દંત્યને મળતો.

પૃ. ૩૩. (વચમાં હું બોલ્યો, "ખાનપાનમાં"): ગોવર્ધનરામ એ પ્રસંગે સાહિત્યપરિષદના પ્રમુખ તરીકે ત્યાં પધાર્યા હતા. સઘળું મંડળ એમને માન આપવાની તૈયારીમાં હતું, એમના જીવનની એ ધન્ય ક્ષણ હતી. આ હકીકત, તેમજ ત્યાં કઈ કઈ વ્યક્તિઓ કેવા કેવા ભાવથી પ્રેરાઈને બેઠી હતી તે, અને ખાસ કરીને વડનગરા નાગરોના ગૃહસ્થ અને વૈદિક એ બે વર્ગ વચ્ચે જમાનાઓ થયાં જે પ્રકારનાં કટુ વચનોની આપલે થયાં કરે છે એ સર્વનું ઝીણવટથી વર્ણન આપી જીવનની ભૂમિકા ખડી કરવામાં આવે તો જ "ખાનપાનમાં" એટલો એકજ શબ્દ બોલી 'ગૃહસ્થ' નરસિંહરાવે વૈદિક ગોવર્ધનરામ પર કેવો મર્મભેદક પ્રહાર કર્યો છે તે સમજાય. પૂજાઃ ઉપહાર, પૂજારૂપી ભેટ. દૂષિત તર્ક, દોષવાળી દલીલો. ચલનશાસ્ત્ર, ગતિશાસ્ત્ર; સમાજ સ્થિર નહિ પણ સતત ગતિમાન હોય છે તેવો ગણીને રચાયલું શાસ્ત્ર.

પૃ. ૩૪. નમેરા...એહ!ઃ હૃદયવીણાના અર્પણકાવ્યની નીચેની પંક્તિ સાથે સરખાવોઃ

> નમેરા કાળ! ગળ્યા તેં સર્વ
> રસિક પ્રિય બન્ધુજનો, ધરી ગર્વ;

નમેરાઃ નિર્દય. છેલ્લી બે લીટી લખી લેખકે બધું વાળી દીધું છે.

# કનૈયાલાલ: ગામદેવીનો મહાગુરુ

## જીવન

કનૈયાલાલ: રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. એમનો જન્મ ભરૂચમાં સન ૧૮૮૭માં થયો હતો. એઓ જાતે ભાર્ગવ બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ માણેકલાલ નરભેરામ મુનશી, અને માતાનું નામ તાપીલક્ષ્મી છે. સ્વ. માણેકલાલ મુનશી સરકારી નોકરીમાં ઊંચે હોદ્દે પહોંચેલા પરંતુ એને અંગે થતી બદલીઓને લીધે રા. કનૈયાલાલને પ્રાથમિક અને માધ્યમિક કેળવણી જુદેજુદે સ્થળે લેવી પડી હતી. સન ૧૯૦૨માં તેઓ મેટ્રિક થયા, અને પછી ૧૯૦૬માં વડોદરા કૉલેજમાંથી ઐચ્છિક વિષય તરીકે ફિલસુફી લઈને તેઓ બી. એ. થયા. સન ૧૯૧૦માં તેમણે એલએલ. બી.ની અને ૧૯૧૩માં મુંબાઈ હાઈકોર્ટની એડવોકેટની અતિકઠિન પરીક્ષા પસાર કરી. એ જ વરસે સમાજસેવા વિશે નિબંધ લખી સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફથી તેમણે 'મોતીવાલા પ્રાઈઝ' મેળવ્યું હતું. આ અરસામાં તેમણે વકીલાત શરૂ કરેલી હતી. ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ લખવા માટે સ્વ. રણજીતરામ તરફથી તેમને પ્રથમ પ્રોત્સાહન મળેલું. નાનપણથી જ તેઓ સાહિત્યસેવા કરવાનાં સ્વપ્ન સેવતા હતા. એક પછી એક જે રીતે તેમણે પોતાની નવલકથાઓ ને નાટકો બહાર પાડ્યાં છે તે તેમનાં ઉત્સાહનાં સૂચક છે. સન ૧૯૨૨માં એ સ્વપ્નોને વધારે મૂર્ત સ્વરૂપ આપવા તેમણે મુંબાઈમાં સાહિત્યસંસદ સ્થાપી. એ સંસ્થાને તેમણે ખૂબ દીપાવી છે. આ ઉપરાંત તેમણે લગભગ છસાત વર્ષ સુધી "ગુજરાત" નામનું માસિક ચલાવ્યું. સન ૧૯૨૬માં મુંબાઈમાં આઠમી સાહિત્યપરિષદ નોતરી અને અથાગ શ્રમ લઈને સાહિત્યપરિષદ મંડળ ઊભું કર્યું. એ જ વરસમાં તેમણે શ્રીમતી લીલાવતી શેઠ નામનાં જૈન વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. સાહિત્ય ઉપરાંત કેળવણીના વિષયોમાં પણ તેઓ બહુ રસ લે છે. મુંબાઈ યુનિવર્સિટીના તેઓ સિન્ડિક છે. સ્નાતકોના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં પણ તેઓ જઈ આવ્યા છે. ગુજરાતમાં એક સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપવાના

પ્રયત્નને અંગે બરોડા યુનિવર્સિટી કમિશનમાં એમણે કામ કરેલું. ગયા વરસની પ્રજાસમસ્તની લડતમાં મહાત્મા ગાંધીજીના અનુયાયી થઈ એએ ભાગ લેવા જતા હતા ત્યાં એમને સરકારે છ માસની જેલ આપી. આથી એમના જીવનમાં નવી ભાત પડી છે. એમનાથી વધારે બાહોશ બારિસ્ટરો છે, એમના કરતાં વધારે લક્ષ્યવેધી લોકનેતાઓ પણ છે, પરન્તુ એમના જેવો નામીચો નવલકાર આજના ગુજરાતમાં બીજો કોઈ નથી.

## ગ્રંથો

મારી કમલા અને બીજી વાતો (૧૯૧૭); વેરની વસુલાત (૧૯૧૯); પાટણની પ્રભુતા; ગુજરાતનો નાથ (૧૯૧૯); રાજાધિરાજ (૧૯૨૫); સ્વપ્નદ્રષ્ટા (૧૯૨૭); ભગવાન્ કૌટિલ્ય (૧૯૨૯); પુરંદર પરાજય, કાકાની શશી વગેરે નાટકો પણ એમણે લખ્યાં છે.

## પરિચય

જલિયનવાલા બાગના અત્યાચાર પછી ગાંધીજીએ હિન્દના સર્વ લોકનેતાઓમાં પ્રથમ સ્થાન મેળવ્યું ત્યારે ગામદેવીના એ મહાગુરુનું રેખાચિત્ર રા. કનૈયાલાલે દોર્યું હતું તે અહીં મૂક્યું છે. એમની શૈલી કેટલી વેગવતી ને બલવતી છે તેની આ ટુંકા લેખમાં પણ આપણને પ્રતીતિ થયા વિના રહેતી નથી. આગળ એ પર વધારે કહેવામાં આવશે. પણ એક બાબતની અત્રે ખાસ નોંધ લેવી જોઈએ. સામયિકોમાં આવતાં લખાણોમાં શુદ્ધ સાહિત્યનું તત્ત્વ સાધારણ રીતે જોવામાં નથી આવતું પરંતુ કનૈયાલાલના સામયિક લેખો પણ અખબારી (જર્નલીઝ) થઈ જતા નથી.

## ટિપ્પણ

પૃ. ૩૫. ગામદેવીઃ મુંબાઈનો એક લત્તો. ૧૯૧૯–૨૦માં ત્યાં જંગી સભાઓ વારંવાર ભરાતી અને અભણ જનસમુદાય ભેગો થતો. ગામદેવીનો મહાગુરુઃ મહાત્મા ગાંધીજી. આ લેખ ૧૯૨૦માં લખાએલ

હતો. તે વેળા ગાંધીજીનાં કેટલાંક મંતવ્યો લેખકને માન્ય નહોતાં તેથી આ શીર્ષક દ્વારા એઓ એમ સૂચવે છે કે ગાંધીજીને સુશિક્ષિત ઉચ્ચ વર્ગ નહિ પણ માત્ર ગ્રામવર્ગજ ગુરુ તરીકે પૂજે છે. ગામદેવીનો યૌગિક અર્થ પણ અહીં બંધબેસતો થઈ શકે એમ છે.

'બાપુજી': ગાંધીજીના અનુયાયીઓ તેમને બાપુજી કહે છે. અજ્ઞાત ગુજરાતીઓના: અજ્ઞાત શા માટે? કદાચ લેખકના મનમાં અસંખ્ય કદાચ હશે. "શ્રી સત્યનારાયણના અવતાર": ગાંધીજીને સત્યનારાયણના અવતાર કોઈએ કહ્યા હોય તોપણ એ પદ લોકોમાં પ્રસિદ્ધિ પામ્યું નથી. "મિત્ર": ભારતના શત્રુ લેખાતા મોન્ટેગ્યુના પણ 'મિત્ર' કહી ગાંધીજી અજાતશત્રુ છે તેનું સૂચન છે.

પૃ. ૩૬. પાઇલેટ: ઇસુખ્રિસ્તને સજા કરનાર ન્યાયાધીશનું નામ; તે મશ્કરીમાં દરેક જણને પ્રશ્ન પૂછતો કે "સત્ય એટલે શું?" ને પછી, કોઈ જવાબ આપી શકવાનું નથી એમ જાણતો હોવાથી જવાબ સાંભળવાની પરવા કર્યા વગર ચાલ્યો જતો. वीतरागभयक्रोधः, ગાંધીજી હંમેશાં પોતાની સાયંપ્રાર્થનામાં ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયના ૫૪થી ૭૨ શ્લોકોનો પાઠ કરે છે તેમાં ૫૬મા શ્લોકનું આ ત્રીજું ચરણ છે. આ શ્લોકમાં સ્થિતપ્રજ્ઞ એટલે સ્થિર બુદ્ધિવાળા પુરુષનું વર્ણન કર્યું છે. એવો પુરુષ वीत...क्रोध: હોય છે એટલે કે રાગ, ભય અને ક્રોધ તેનામાંથી નીકળી ગયા હોય છે. આખો શ્લોક:

> दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।
> वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते॥

અર્થ: દુ:ખમાં જેના મનને ઉદ્વેગ થતો નથી, સુખમાં જેની બધી સ્પૃહા ચાલી ગઈ હોય છે તથા રાગ, ભય અને ક્રોધ જેનામાંથી નીકળી ગયા હોય છે તે સ્થિતપ્રજ્ઞ મુનિ કહેવાય છે.

અસ્મિતા: મૂળ આ યોગની પરિભાષાનો શબ્દ છે. એનો શબ્દાર્થ 'હું છું' એવી બુદ્ધિ; માણસમાં અહંકાર સૂક્ષ્મ રીતે છુપાઈ રહ્યો હોય છે તે. રા. કનૈયાલાલ એને સારા અર્થમાં વાપરે છે! દેશાભિમાનને પણ તેઓ અસ્મિતા કહે છે. લેખકનો અભિપ્રાય એવો છે કે ગાંધીજીમાં દેશનું અભિમાન છે પણ તેથી ભિન્ન પોતાના વ્યક્તિત્વનું અભિમાન નથી. કર્તવ્યપરાયણતા, કર્તવ્ય એટલે ધર્મ, ફરજ બજાવવાની તત્પરતા. आत्मन्येवात्मना तुष्टः (तिष्ठ છાપભૂલ છે, तुष्टः જોઈએ.) પોતે પોતાથી સંતુષ્ટ. આ પણ ગાંધીજીની સાયંપ્રાર્થનામાંથી લીધેલું છે. મૂળ શ્લોક:

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ગીતા ૨–૫૫.

અર્થ: હે પાર્થ, મનમાં રહેલી સર્વ કામનાઓનો પરિત્યાગ કરીને પોતાના આત્માથીજ પોતે સંતુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

સ્વાશ્રયનો અવતાર: આ વર્ણન ગાંધીજીની ખાસ આર્થિક માન્યતા પરત્વે છે. ગાંધીજી માને છે કે દરેક દેશે અને દરેક ગામે અને દરેક માણસે પોતપોતાની હાજતો જોગી ચીજો પોતેજ ઉત્પન્ન કરીને પૂરવી જોઈએ. નિષેધક, મનાઈ કરનાર.

પૃ. ૩૭. 'વ્યવહારુ': હિંદીને રાષ્ટ્રભાષા કરવી, ગુજરાતીનો પ્રાંતમાં પૂરતો અધિકાર સ્થાપવો, એ સૂચનાઓ ગાંધીજી હિન્દ આવ્યા તે પહેલાં પણ થઈ હતી, પરન્તુ તે વખતે એવી ભાવનાઓ અવ્યવહારુ ગણાતી. ગાંધીજીએ એ બધીને વ્યવહારુ રાજનીતિના ક્ષેત્રમાં આણી દીધી છે. ધોતિયું...ગઈ છે: 'ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ' એટલે અમુક બાબતમાં ઉતરતા માટે આપણું બધુંજ ઉતરતું એવો ખ્યાલ પરાધીનતાએ પ્રગટાવ્યો છે તે ચાલ્યો ગયો છે.

સત્યાગ્રહસેનાઃ પોતે જે સત્ય અને ન્યાય્ય માનતા હોય તેને અમલમાં મૂકવું, અસત્યની સામે લડવું અને તેમ કરતાં જે સહન કરવું પડે તે શૂરા સૈનિકોની માફક સહન કરવું તે સત્યાગ્રહ; તેના સૈનિકો. નિષ્કામ કર્મયોગ એટલે કર્મફલનો પોતાને લાભ મળે તેની જરા પણ પરવા વિના માત્ર કર્તવ્યબુદ્ધિથી કામ કરવું તે. અણુયુદ્ધઃ નવો બનાવેલો શબ્દ છે–યુદ્ધ ન કરવું તે. મૂર્તિમંત, પ્રત્યક્ષ. ધ્રુવો......ડોલાવતાઃ ધ્રુવે તપશ્ચર્યા કરીને ઇન્દ્રનું સિંહાસન ડોલાવ્યું હતું એવી પુરાણમાં કથા છે. સતીઓ......રોકતીઃ માંડવ્ય ઋષિને પોતાના કોઈ દુષ્કર્મને લીધે શૂળીની સજા થઈ હતી. ત્યાંથી નર્મદા નામની એક સતી પોતાના રક્તપિત્તિયા પતિને કંડિયામાં નાખી લઈ જતી હતી તે શૂળીના થાંભલાને ભટકાઈ તેથી ઋષિને દુઃખ થયું અને તેણે સતીને શાપ આપ્યો કે સૂર્ય ઉગતા પહેલાં તારો પતિ મરણ પામશે. સતીએ પોતાના પ્રભાવથી સૂર્યને ઉગતો જ અટકાવી દીધો! સૂર્ય રથમાં બેસી મુસાફરી કરે છે એમ મનાય છે તેથી કહ્યું છે કે સતીઓ સૂર્યનો રથ રોકતી. બેન્જામિન ફ્રાન્કલિનઃ અમેરિકાનો રાજનીતિજ્ઞ અને ફિલસુફ એનામાં નૈતિક બળ ઘણું હતું તેથી એનું જીવનચરિત ત્યાંનાં બાળકોને આદર્શ તરીકે શીખવાય છે. દિલ્હીથી......આવ્યાઃ પંજાબનાં રમખાણો અટકાવવા ગાંધીજી પંજાબ જવા નીકળ્યા ત્યારે તેમને સરકારે દિલ્હીમાં પકડી પાછા ગુજરાત મોકલ્યા. આ જાણી ગુજરાતના લોકો ખૂબ ઉશ્કેરાઈ ગયા ને અમદાવાદ વિરમગામ વગેરે સ્થળે પુષ્કળ રમખાણો થયાં. આ રમખાણના દિવસો હજુ પણ રાષ્ટ્રીય સપ્તાહ ગણાય છે. નિર્માલ્યઃ 'નમાલા'ના અર્થમાં આ શબ્દ વાપર્યો છે. આ શબ્દપ્રયોગ ખોટો છે.

પૃ. ૩૮. માત્ર બીક...માનવું છેઃ અહીં અન્તે અધીરતાનો શૈલીદોષ છે. બીક તે શી તે આખા વાક્યમાં ગણાવ્યું છે ને 'એમ મારું માનવું' છે એ વાક્ય સરતચૂકથી લટકતું રહી ગયું છે. આ વાક્યમાં જે ભયો ગણાવ્યા છે તેને જ કારણે રા. કનૈયાલાલ તે વેળા ગાંધીજીનો વિરોધ કરતા. આ લખ્યા પછી દસ વરસે એઓ પોતે જ ગાંધીજીના અનુયાયી થઇ જેલમાં જઈ આવ્યા છે.

# નવલરામઃ નર્મદની તુલના

## શૈલી

જેવું શીલ તેવી શૈલી, એ સૂત્રનું સુન્દર ઉદાહરણ નવલરામ છે. એમના જમાનામાં એમના જેવો પંડિત નહોતો પણ એમને પાંડિત્યનું અભિમાન નહોતું. આથી એમના લખાણમાં ચોકસાઈ ને ઝીણવટ છે, રસિકતા ને માર્મિકતા છે છતાં શૈલી જરા પણ ડોળઘાલુ નથી થતી. એમની ઠાવકાઈ, ગંભીરતા ને વિચારશીલતા એમનાં વિશેષણો પરથી માલૂમ પડી આવે છે. એમની ખૂબી સમજવી હોય તો એમનાં વિશેષણોનું નિરીક્ષણ કરવું. એમને જવાબદારીનું ભાન ઊંડું હતું તેથી પ્રમાણનું ભાન કેટલીક વાર ચાલ્યું જતું. આથી એમનાં સારાં વિવેચનો પણ સંસ્કૃત વાર્તિક જેવાં બની જાય છે. દુર્ગારામનું ચરિત્ર એ પુસ્તક સારું છે પરંતુ આટલાં બધાં પાનાં લખવા જેટલું એનું મહત્ત્વ નથી. ગુજરાતી ભાષા એમના સમયમાં હાલ જેટલી ખેડાયલી નહિ તેથી અમુક વિચારો વ્યક્ત કરવાને એમણે નવા શબ્દો યોજ્યા છે. આપણા શૈલીકારોમાં એમને કાયમનું સ્થાન મળી ચૂક્યું છે. ગુજરાતીમાં રૂઢ ગદ્ય લખવાનું શરૂ કરનાર તો નર્મદ. તેના જ સમયમાં આવી શિષ્ટ, અર્થવાહી ને સર્વાંગસુન્દર શૈલી સાધનાર તરફ માન ઉપજ્યા વિના રહે એમ નથી. ' નર્મદની તુલના 'ના બેઉ પરિચ્છેદ નવલશૈલીના ઉત્કૃષ્ટ નમુના છે.

## પરિચય

નવલરામે નર્મદાશંકરનું જીવનચરિત લખ્યું છે તેના છેવટના ભાગમાંથી બે પરિચ્છેદો ઉતારીને અત્રે 'નર્મદની તુલના' એવા શીર્ષક નીચે મૂક્યા છે. યૌવનમાં નર્મદ ઉદ્દામ સુધારક હતો પણ પાછલી વયે એના વિચારો ફેરવાયા તે પર નવલરામે વિવેચન કર્યું છે તેને ' વિચારોનો વ્યત્યય ' એ મથાળા નીચે મૂક્યું છે. નર્મદનું અવસાન થયું તે કહ્યા પછી એના જીવનનું નવલરામ સમગ્રદર્શન કરે છે તે ભાગ ' સમયમૂર્તિનો અંત ' એવા મથાળા નીચે મૂક્યો છે. નર્મદ એના સમયનો શ્રેષ્ઠ સાહિત્યકાર હતો,

નવલરામ શ્રેષ્ઠ વિવેચક હતા; નર્મદની પ્રવૃત્તિ સર્વદેશીય હતી, નવલરામની વિદ્વત્તા સર્વદેશીય હતી; વળી નવલરામ નર્મદના પરમ મિત્ર તેમજ પ્રશંસક હતા એટલે નર્મદની જીવનકથા લખવાને સહુથી યોગ્ય પુરુષ નવલરામજ હતા. બુદ્ધિ પરિપક્વ થઈ ને ચારિત્ર્ય ઠરેલ થયું ત્યારે રચાયલું એ 'નર્મદનું જીવનવૃત્તાંત' નવલરામની શ્રેષ્ઠ કલાકૃતિ છે. 'નર્મદની તુલના' વાંચી નવલરામનાં સામર્થ્યની પણ તુલના કરી શકાય એમ છે.

## ટિપ્પણ

પૃ. ૩૯. વ્યત્યયઃ ઉલટપુલટ થઈ જવું તે; વિપર્યય; વિપર્યાસ; વ્યતિક્રમ. નર્મદના વિચારોમાં પરિવર્તન થયું તેને નવલરામે 'વિચારોનો વ્યત્યય' કહ્યો હોવાથી એ પ્રમાણે શબ્દોનું મથાળું કર્યું છે.

સ્વાભાવિક અભિમાનવૃત્તિ : સર્વ પાપનું મૂલ અભિમાન છે. અભિમાન એ સ્વભાવનુંજ એક સ્વરૂપ છે, તેથી સ્વાભાવિક શબ્દ વાપર્યો છે. પુસ્તકના આકારમાં : એ પુસ્તકનું નામ 'ધર્મવિચાર' છે. નર્મદે પોતાના પુખ્ત ઉમરે લખેલા સામાજિક લેખોનો એમાં સંગ્રહ કર્યો છે.

પૃ. ૪૦. સ્વાર્પણ: હાલ આજ વિચાર દર્શાવવા 'આત્મભોગ' શબ્દ પ્રચારમાં આવ્યો છે. પણ અભિમાન...રહેલી હતી : નર્મદની મહત્તા દર્શાવવા નવલરામ કેવો સબળ પુરાવો આપે છે! ગાંધીજીમાં પણ અભિમાન અને કીર્તિલોભ નથી તેથીજ નર્મદ અને ગાંધીજી એ દયાનન્દ સરસ્વતી પછીના આપણા શ્રેષ્ઠ મહાપુરુષો છે. તેજદાર અને સ્વસ્થ : વિશેષણ બહુ યુક્ત છે. બુદ્ધિનું તેજ ઓછું નહોતું થયું એટલે કે દર્શનશક્તિ તેવી ને તેવીજ હતી ને સ્વસ્થતા નહોતી ગઈ એટલે ચિન્તનશક્તિ પણ અસલ જેવી અખંડિત રહી હતી.

તેમજ...ગણીએ છીએ: મત બદલ્યા પછી તે વાતનો, અનુયાયીઓ અથવા પ્રશંસકો શું કહેશે તેની પરવા કર્યા વગર, ઊઘાડેછોક એકરાર કરવામાં ઘણી હિમ્મત રહેલી છે, એ સત્ય કહી નવલરામે નર્મદનો સબળ બચાવ કર્યો છે. નવલરામનાં સામર્થ્યનું અહીં દર્શન થાય છે. આ વાક્ય નીચે આ પ્રમાણે ટીપ મૂકી છે : "ખરું જોઈએ તો મત ફરવો એ

જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથિયું છે. અધિક અનુભવ ને વિચારને યોગે નિરંતર પોતાની ભૂલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથીજ માણસ ડાહ્યું થતું જાય છે. અને દુનિયાનો સઘળો સુધારો આમ પાછલા વિચારો છોડી નવાને અંગીકાર કરવાથીજ થયલો છે. માટે પોતાના વિચાર ન ફેરવવા જોઈએ એવી મતાંધ સમજને કોઈએ અને તેમાં વિશેષે કરીને સુધારા પક્ષે તો ન જ ઉત્તેજન આપવું જોઈએ. વિચારનું સ્વાતંત્ર્ય, એ જ તેમણે તો પોતાનું મહાવાક્ય કરીને રાખવું જોઈએ–પછી તે સ્વાતંત્ર્ય પોતાની તર્ફ કે પોતાની સામા વપરાય તોપણ શું ?"

મતાન્તરક્ષમા : બીજાનો મત પોતાથી જુદો હોય તે ખમી લેવાની શક્ત; પરમતસહિષ્ણુતા. 'સ્પિરિટ ઑફ ટૉલરેશન' માટે આ શબ્દ નવલરામે યોજ્યો છે. આ ગુણ સંસ્કારિતાનું એક લક્ષણ છે. ઉગમણા ને આથમણા સુધારા : 'ઈસ્ટર્ન એન્ડ વેસ્ટર્ન સિવિલિઝેશન'નો અનુવાદ; હવે આ તળપદા ગુજરાતી શબ્દોને બદલે 'પૌરસ્ત્ય ને પાશ્ચાત્ય સંસ્કૃતિ' એ શબ્દો પ્રચારમાં આવી ગયા છે. પૌર્વાત્ય ને પાશ્ચિમાત્ય એ બે શબ્દો ખોટા છે.

આપણા દેશમાં...પાસે આવતો જાય છે : આખી કંડિકા બહુ મનનીય છે. એ પર રા. નરસિંહરાવ લખે છે : "સમયના ચિહ્નોનું ખરું દર્શન કરીને ભવિષ્યનું દૂરદર્શન કરવાની શક્તિ જે આ ઉતારામાં જણાય છે તે વિરલ ચિન્તકોનેજ લભ્ય છે. સાંસારિક સુધારા કૉન્ફરન્સનો આ લેખ લખ્યા પછી થોડાંક વર્ષે જન્મ થયો; નેશનલ કૉંગ્રેસને ઉત્પન્ન થયે એજ વર્ષ તે વખત થયાં હતા. અને નેશનલ કૉંગ્રેસના કેટલાક એકપક્ષી કર્તાહર્તાઓએ સોશિયલ કૉન્ફરન્સને પોતાના મંડપમાં સ્થાન ના આપીને તે સાથે ઉઘાડો વિરોધ તો આ લેખ પછી કેટલાંક વર્ષે દર્શાવ્યો હતો. છતાં આટલાં વર્ષ પહેલાં રાજકીય સુધારાને સાંસારિક સુધારાથી અલગ પાડવાની આત્મઘાતક કૃતિનું ભાવિદર્શન, અને સાંસારિક સુધારામાં પણ બે પક્ષ પડવાનો ભય—જે ૧૮૯૦–૯૧માં પ્રબળ ક્ષોભ થઈને ખરો પડયો —તે ભય તરફ ભાવિદ્રષ્ટાની ચેતવણીના વાદ્યનું સમર્થ ઘોષણ—આ લેખમાં જોઈ નવલરામભાઈની તરફ ખરે અદ્ભુત માનવૃત્તિ ઉત્પન્ન થાય છે." નવલરામની તુલના કરતાં ગોવર્ધનરામ જાણે દરગુજર ચાહતા હોય

તેમ વાચકને પ્રશ્ન પૂછે છે કે 'તને એમ નથી લાગતું કે આપણા પ્રમાણમાં નવલરામ ઠીક હતા?' રા. નરસિંહરાવનાં ઉપરનાં વચનોને મુકાબલે ગોવર્ધનરામનો મત સાવ મોળો નથી લાગતો?

પૃ. ૪૧. રૂપાન્તર, 'ટ્રાન્ઝિશન'નો નવલરામનો અનુવાદ; હાલ 'સંક્રાન્તિ' એ શબ્દ આ વિચાર માટે રૂઢ થયો છે. ખંધા, ધૂર્ત; લુચ્ચા. પર્યન્તે, છેવટે; અંગ્રેજી 'અલ્ટિમેઇટલી.' મિથ્યારોપ, નવલરામે સાથે કૌંસ કરી 'લાઇબલ' શબ્દ મૂકયો છે. ચાલુ પારિભાષિક શબ્દ 'બદનક્ષી' છે.

પૃ. ૪૨. વિદેશી સંસારસ્થિતિજન્ય: પરદેશના સંસારની જુદી જ હાલત હોય તેમાંથી નીપજેલી. કેળવણી સંસારમાં જીવન ગાળવાને માણસને સમર્થ બનાવે એવી હોવી જોઈએ. અળસાવે, કંટાળીને છોડી દે. સંસારભીરુત્વ: 'મોરલ કાવર્ડિસ'નો આ અનુવાદ છે; સંસાર એટલે મનુષ્યનું સમસ્ત જીવન તેમાં ભીરુત્વ એટલે બાયલાપણું બતાવવું તે.

પદાર્થવિજ્ઞાન: 'ફિઝિકસ'; ભૌતિક પદાર્થોના ગુણોની મીમાંસા કરનારું શાસ્ત્ર. ઉચ્છેદક, મૂળથી ઉખેડી નાખનાર. શકય, 'પ્રૅકિટકબલ'નો નવલરામનો અનુવાદ. ન્યાયયુક્ત, વાજબી; યોગ્ય. અસહ્ય શૈલી: નર્મદમાં જુવાનીનો જોસ્સો હતો તે વખતની શૈલી.

* * *

પૃ. ૪૩. સમયમૂર્તિ: નર્મદ. 'નર્મકવિતા'ની પ્રસ્તાવનામાં નવલરામ નર્મદ માટે આ શબ્દ વાપરે છે. એઓ લખે છે: "નર્મદાશંકર કવિરૂપે જ નહિ પણ અનેકરૂપે આ જમાનામાં એક મુખ્ય અગ્રણી હતા. ગુજરાતી ભાષામાં પ્રથમ કોશકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર, તે નર્મદાશંકર જ છે. નોકરીધંધો છોડી કલમને જ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહામાન નર્મદાશંકરને જ છે. 'દેશાભિમાન' શબ્દ પહેલવહેલો નર્મદાશંકરે જ ગુજરાતી ભાષાને આપ્યો....સંસારસુધારાને તો કવિએ આખા દેશમાં એક વાર ગજાવી મૂકયો હતો...ટુંકામાં, આ જમાનાની (એટલે પાછલા ત્રીસપાંત્રીસ વર્ષમાં) ગુર્જરમંડળના ચિન્મય આકાશમાં જે જે લીલાઓ થઈ તેની ખરી

મૂર્તિ નર્મદાશંકર છે. નર્મદાશંકરને જ આ કાળની સમયમૂર્તિ અમે ગણીએ છીએ.” અંત, અવસાન.

કૈલાસવાસ કર્યો: મરણ પામ્યા. બ્રાહ્મણ માટે કૈલાસવાસ, વૈષ્ણવ માટે વૈકુંઠવાસ ને સહુને માટે સ્વર્ગવાસ શબ્દ વપરાય છે. ટેકી અને સાચા: નવલરામ અસર ઉપજાવવા ભારી વિશેષણો ખોળવાની ભૂલ નથી કરતા પરન્તુ સાદા તળપદા પણ યથાર્થ શબ્દો વાપરી ધારી અસર ઉપજાવે છે. નિઃસ્પૃહી ભાવના: પોતાની મહેચ્છાથી રંગાયલી ન હોય એવી. વસ્તુતઃ, ખરી રીતે. ધન્ય, કૃતાર્થ; એનો ભાગ્યશાળી એવો અર્થ પણ થાય છે પરન્તુ તે નવલરામના મનમાં નથી. ‘ધન્ય છે તને...થયો.’ એ પરથી આ સ્પષ્ટ થાય છે. જીવનની મૂર્તિ: ‘ આઇડીયલ ઑફ લાઇફ ’ને નવલરામે આમ અનુવાદ્યો છે. હાલ ‘ જીવનનો આદર્શ ’ એ શબ્દો આ માટે વપરાય છે.

પૃ. ૪૪. પ્રકૃતિચિત્ર, સ્વભાવનું ચિત્ર. આંચ, સખત તાપ.

નવ કરશો કોઈ શોક...આ કાવ્યને નર્મદ પોતે પોતાનાં પ્રથમ પંક્તિનાં કાવ્યોમાંનું એક લેખે છે. એ લોકપ્રિય પણ ઘણું થયું છે. રસિકડાં: નર્મદને ચાહનારાં પુરુષો અને સ્ત્રીઓ સહુને ઉદ્દેશીને આ લખાયું છે માટે નાન્યતર જાતિ વાપરી છે. પ્રેમી અંશ: ‘ જે કોઈ પ્રેમી અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે ’ એ દયારામની પ્રખ્યાત પંક્તિના આ શબ્દ છે.

હરિકૃપાથી...દમથી: મારો ક્ષરદેહ એટલે આ હાડમાંસનો બનેલો નાશવંત દેહ તો મરણ પામશે પણ મારો અક્ષરદેહ એટલે મારાં લેખચિત્રો, મારી રચેલી કૃતિઓ નાશ નહિ પામે. તે દ્વારા હું હમેશ જીવતો રહીશ.

વીર...દિલથી: નર્મદને શ્રદ્ધા છે કે શત્રુ પણ એની વીરતા, સત્યતા અને ટેકીપણું, જડસા જેવું જીદ્દીપણું નહિ પણ રસિકજનને છાજે એવું ટેકીપણું, એ ત્રણ ગુણની તો કદર કરશે. આ ત્રણ ગુણોમાં નર્મદના ચારિત્ર્યનો સાર આવી જાય છે. ગાંધીજીમાં પણ આ જ ત્રણ ગુણો વિશેષ પ્રમાણમાં છે, તેથી નર્મદ ને ગાંધીજી એ બેનો મુકાબલો કરવો હોય તો આ સામાન્ય ગુણો સિવાયના બેઉના વિશિષ્ટ ગુણો જે હોય તે શોધવા જોઈએ.

## ખંડ ૨

# નંદશંકર: ઘેરાયલું શહેર

### જીવન

નંદશંકર: રા. બ. નંદશંકર તુળજાશંકર મહેતા ઇ. સ. ૧૮૩૫માં સુરતમાં જન્મ્યા. એઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના જમાનામાં પૂરતો ગણાય એટલો વિદ્યાભ્યાસ એમણે પંદર વર્ષની વયે પૂરો કરી લીધો હતો. એઓ સ્વભાવે અતિશય ઉત્સાહી અને ચપળ હતા, તેથી થોડા જ વખતમાં એમને હેડમાસ્તરની જગા મળી. પોતાની શાળાનું કામ એટલી વ્યવસ્થાથી ને સંપૂર્ણ રીતે એમણે કરેલું કે હજી પણ નંદશંકર 'માસ્તર' એ નામે જ એઓ ઓળખાય છે. માતૃભાષાના અભ્યાસ તરફ એઓ ખાસ લક્ષ આપતા તે જોઈને સરકાર તરફથી એમને એક નવલકથા લખવાની સૂચના કરવામાં આવી. પરિણામે એમણે 'કરણઘેલો' નામની ઐતિહાસિક નવલ-કથા લખી. ગુજરાતી સાહિત્યમાં આ નવું જ પ્રસ્થાન હતું. નવલકથાઓ સમાજમાં કેટલી પ્રિય થઈ પડે છે અને તે દ્વારા પ્રચારકાર્ય પણ કેવું થઈ શકે તેનું ભાન એથી જ ગુજરાતના લેખકોને પહેલવહેલું થયું.

ઇ. સ. ૧૮૬૪માં તેઓ રેવન્યુ ખાતામાં સર ટી. સી. હોપની મદદથી અમલદાર નીમાયા. ત્યાર પછી તેઓ દેવગઢ બારિયાના એડમિનિ-સ્ટ્રેટર થયા. ત્યાં પાંચેક વર્ષ ગાળી લૂણાવાડા તથા સુંથરામપુરમાં પણ તેઓએ એડમિનિસ્ટ્રેટર તરીકે કામ કર્યું હતું. ૧૮૮૦માં તેઓ ઠેઠ કચ્છ રાજ્યના દીવાનપદે પહોંચ્યા. છેવટે ૧૮૮૭માં તો રેવાકાંઠા એજન્સીના પોલિટિકલ એજન્ટ તરીકે તેમની નિમણુંક થઈ, ત્યાં ત્રણ વરસ ગાળ્યા પછી નેત્રવ્યાધિ થવાથી તેઓ ૧૮૯૦માં નિવૃત્ત થયા. ઇ. સ. ૧૯૦૫માં ૭૦ વર્ષની વયે તેઓ કૈલાસવાસી થયા.

### ગ્રંથ

'કરણઘેલો' એ એકજ પુસ્તક નંદશંકરે લખ્યું છે છતાં એ કૃતિ એટલી સફળ નીવડી છે કે ગુજરાતના આદ્ય નવલકારનું માનનીય પદ તો એમને જ વરેલું રહેશે.

## શૈલી

નંદશંકરની શૈલી સરળ છે. એઓ જીવનના નાનામોટા સર્વ પ્રસંગોનાં ઝીણવટથી વિગતો પૂરી વિસ્તૃત વર્ણનો કરી શકે છે. પણ એમનાં વર્ણનો જે કાળને નિરૂપે છે તે કાળનાં નથી. એમના સમયમાં ભૂતકાળનું દર્શન કરવા જેટલી ઇતિહાસની સામગ્રી પણ નહિ હોય. પહેલા નવલકથાકાર હોવાથી એમનું આ તરફ કદાચ ધ્યાન પણ નહિ ગયું હોય. એઓ અનેક સ્થળે અમલદાર તરીકે ફરેલા અને વિવિધ મનુષ્યોના એમને અનુભવ થયલા એટલે પોતાના જમાનાનાં દશ્યો જોઈને તે ઉપર કલ્પનાનું મંડાણ કરીને એમણે વર્ણનો કર્યાં છે. એ તો ઠીક, પણ ઘણી જગાએ એમણે ભૂતપ્રેતનાં–જે માત્ર દંતકથામાં આવે છે તેવાં–વર્ણનો પણ કરેલાં છે. આથી એમની નવલકથામાં આ જમાનાનાં એઓ જેમાં માને છે તેવાં વર્ણનો તથા ભૂતપ્રેત વગેરે જેને એઓ માનતા નથી તેવાં વર્ણનોનું મિશ્રણ થયું છે આથી રસક્ષતિ થાય છે. વળી વર્ણનો લાંબાં થતાં ક્વચિત્ શૈલી દીર્ઘસૂત્રી થઈ છે ને ભાષાના દોષો પણ આવ્યા છે. સંસ્કૃતના એઓ પંડિત નહોતા. પશ્ચિમની નવલકથાઓ એમણે વાંચેલી એટલે એમની વર્ણનશૈલી પર અંગ્રેજી સાહિત્યની અસર પડી છે. એમની ભાષાનો બરાબર ખ્યાલ તો પહેલી આવૃત્તિમાંથી આવી શકે. અહીં આપેલા ફકરાની ભાષા આધુનિક છે.

### પરિચય

ઘેરાયલા શહેરનું વર્ણન 'કરણઘેલો' એ ઐતિહાસિક નવલકથામાંથી લીધું છે. કરણઘેલો, ભીમદેવ અને પોતાની પુત્રી દેવળદેવીની સાથે લશ્કર લઈ પડ્યો છે, અને સામેની બાજુ અલફખાં દેવળદેવીને ઉપાડી જવા આવ્યો છે. અલફખાંનું લશ્કર થોડું છે પણ પાછળથી તેની કુમકે બીજું

લશ્કર આવી પહોંચવાથી કરણુથી દેવગઢ જઈ શકાતું નથી, પણ બાગલાણુના કિલ્લા તરફ પાછું ફરવું પડે છે અને અંતે તેમાં ભરાઈ જવું પડે છે. બાગલાણુના નાના કિલ્લાની આજુબાજુ અલફખાં પોતાની મુરાદ બર આણવા ઘેરો ઘાલી પડયો છે અને શહેરમાં હાડમારી વધી ચાલી જાય છે, તેનું આ વર્ણન છે.

દરેક પ્રાણીને ભૂખ લાગે છે અને એ દૃષ્ટિએ મનુષ્ય અને પશુમાં કશો ભેદ નથી. આહારની વૃત્તિને મનુષ્યે એટલી નિયમિત બનાવી દીધી છે કે તે ન સંતોષાયાથી માણુસમાં કેટલી વિકૃતિઓ થઈ જાય છે તેનો અનુભવ આવા ઘેરા કે દુકાળને વખતે જ આપણુને થાય છે. માણુસ માણુસ વચ્ચે કે ભાઈભાઈ, મા બહેન, પિતાપુત્ર, પતિ ને પત્ની વચ્ચે સ્નેહની લાગણી હોય છે તેનો સમૂળો નાશ થાય છે અને માણુસ ભૂખની વિકરાળ મૂર્તિ સમો થઈ રહે છે. આ વર્ણન સરળ ભાષામાં છે પણ સાધારણુ લેખકને એવી દસ લીંટી લખવી મુશ્કેલ થઈ પડે એમ છે. એમાં એવી ખૂબીથી ઝીણીઝીણી વિગતો પૂરી છે ને કાળક્રમે થતા ફેરફારો વર્ણવ્યા છે કે ધ્યાનપૂર્વક વાંચીએ તો શહેરનાં દુઃખનો આબેહૂબ ચિતાર આંખ આગળ ખડો થઈ જાય.

### ટિપ્પણ

પૃ. ૪૫. વર્ણનની શરૂઆતમાં લેખક સામાજિક હાડમારીમાં ગરીબોનો મરો હંમેશાં પહેલો થાય છે એ હકીકત પ્રથમ કહે છે. અનાજની લૂંટનો ચિતાર આપી હવે પછી સર્વસામાન્ય ભૂખમરો અને મરકી બધાના ઉપર આવી પડવાનાં છે તેનું પરિણામ સાંભળવા લેખક વાચકને તૈયાર કરે છે.

પૃ. ૪૬. યથાસ્થિત, વાસ્તવિક; જેવું હોય તેવુંજ. દયાવૃત્તિને, દયાની લાગણીને. આચકો : આઘાત. ચીતળી અથવા ચીતરી : સૂગ. કાંઇ અન્તર રહેલું ન હતું : ભૂતના જેવાજ દેખાતા હતા. ભૂખમરાથીજ......પડતા હતા : ઘણી વાર માણુસને જ્યારે ખબર પડે છે કે મોત પાસે છે ત્યારે સારો થવાને બદલે તેની ખરાબ વાસનાઓ ઉલટી પ્રબળ થાય છે. ઘેરાયલાં માણુસો ભૂખમરાથી નબળાં પડેલાં, તેથી તેમનાં મન પણ નબળાં અને હલકાં થઈ ગયાં હતાં. સારાંશ...થાય : સાદા સ્પષ્ટ શબ્દોમાં તાદૃશ ચિત્ર

આપવાની લેખકની શક્તિ અહીં દેખાય છે. એ તો...પડે: ભૂખથી થતી મહાવેદના તો અનુભવથી સમજાય, વર્ણનથી એની કલ્પના કરાવવાની શક્તિ પણ મારામાં નથી એમ કહી દુઃખની અસહ્યતા સૂચવી છે.

પૃ. ૪૭. છોકરાંની મા...જોયાં કરતી: માતૃપ્રેમથી સ્ત્રીઓ પોતાનાં છોકરાંઓને બની શકે ત્યાં સુધી ખવડાવતી. માતાને પોતાનાં બાળકો માટે સાહજિક પ્રેમ પુરુષોના કરતાં કેટલાય ગણો વધારે હોય છે. તેઓ બાળકને ખવડાવી ન શકે તેનીજ આપણા પર અસર થાય તેમાં ધાવણાં છોકરાં પિલાઈને મરી જાય છે એમ કહી વર્ણન વધારે હૃદયભેદક બનાવે છે.

પૃ. ૪૮. ભરતિયું, ભરીને માપવાનું સાધન. અમુક માપ સુધી તો પેટ ભરવું જ જોઈએ માટે આ શબ્દ વાપર્યો છે. સનેપાત: વાત, પિત્ત ને કફ ત્રણે બગડે ત્યારે વિકાર થાય તે. જ્યારે...રહ્યો હતો: આ કંડિકામાં ચીતળી ચડે એવી હકીકતોની પરંપરા મૂકી છે. મુડદાં કોઈ ઉપાડે નહિ, મુડદાં સડે, મુડદાં ઘરમાંજ પડી રહે, હિંસક પ્રાણીઓ મુડદાંની ઉજાણી કરે વગેરે જાણી જુગુપ્સા ઉત્પન્ન થાય છે.

દુકાળ તથા મરકીને...: આ છેલ્લી કંડિકામાં વર્ણનની અવધિ કીધી છે. સમગ્ર લેખનું પૃથક્કરણ કરશું તો આ સમજાશે. પ્રથમ ભૂખમરાનું વર્ણન છે, પછી દુકાળનું, પછી દુકાળમાંથી મરકી શી રીતે થઈ તેનું, પછી મરકીનું ને છેવટે મરકીથી મનુષ્યહૃદયમાં ફેરફારો થઈ જાય છે તેનું વર્ણન એમ ઉત્તરોત્તર વાચક પર વધારે અસર થાય એવી ગોઠવણી કરી છે.

## ગોવર્ધનરામ: વાડામાં લીલા

### જીવન

ગોવર્ધનરામ: સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનો જન્મ ઇ. સ. ૧૮૫૫માં થયો હતો. તેઓ નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમની માતાનું નામ શિવકાશી હતું. તેમના પિતા મુંબાઈમાં વેપાર કરતા તેથી તેમણે ગુજરાતીનો અભ્યાસ મુંબાઈની બુદ્ધિવર્ધક શાળામાં કરેલો. ત્યાર પછી અંગ્રેજી અભ્યાસની શરૂઆત નડિયાદમાં કરી પણ મૈટ્રિકની પરીક્ષા તેમણે મુંબાઈની એલ્ફિનસ્ટન હાઈ સ્કૂલમાંથી સન ૧૮૭૧માં

પસાર કરેલી. સન ૧૮૭૫માં ઇતિહાસ ને અર્થશાસ્ત્ર લઈ બી. એ. થયા. પછી છેક સન ૧૮૮૩માં એલએલ. બી.ની પરીક્ષા પસાર કરી મુંબાઈમાં વકીલાત કરવા લાગ્યા. સ્વ. ગોવર્ધનરામનું લગ્ન સન ૧૮૬૮માં શ્રી હરિલક્ષ્મી સાથે થયું હતું. ૭ વરસ પછી તેઓ દેવલોક પામ્યાં તેથી ગોવર્ધનરામને બહુ આઘાત લાગ્યો. એમના જીવનમાં શોકછાયા એટલી વ્યાપી રહી કે 'સ્નેહમુદ્રા' તેઓ પૂરી કરી શક્યા. આ અરસામાં કાઠિયાવાડનાં દેશી રાજ્યોનો અનુભવ લઈ તેમણે સરસ્વતીચન્દ્રની નવલકથા લખવા માંડી.

આ અદ્વિતીય નવલકથાનો પ્રથમ ભાગ ૧૮૮૭માં પ્રસિદ્ધ થયો, બીજો ભાગ ૧૮૯૨માં, ત્રીજો ૧૮૯૮માં અને ચોથો છેક ૧૯૦૧માં એમ લગભગ પંદર વરસે એમનું મુખ્ય જીવનકાર્ય પૂરું થયું. ૧૮૮૭માં પહેલે જ હુમલે એમણે સાહિત્યકીર્તિનો કિલ્લો સર કર્યો હતો એટલે ૧૯૦૫માં પહેલી સાહિત્યપરિષદ ભરાઈ ત્યારે તો એમની પ્રતિષ્ઠા એટલી બધી વધી ગઈ હતી કે સર્વાનુમતે એમને જ પહેલા પ્રમુખ થવાનું માન આપવામાં આવ્યું. અમુક ઉમરે પ્રવૃત્તિમય જીવનનો ત્યાગ કરીશ એવી પ્રતિજ્ઞા કરેલી તદનુસાર તે ઉમર આવી એટલે ધીકતો ધંધો છોડી એઓ નિવૃત્ત થયા ને ગુજરાતી સાહિત્યની સેવા કરવામાં બાકીનું જીવન ગાળ્યું. નાનપણથી જ એમનું શરીર નબળું હતું તે અંત સુધી એવું ને એવું જ રહ્યું. ૧૯૦૭માં બાવન વરસની વયે મુંબાઈમાં એઓ કૈલાસવાસી થયા.

પોતાની પ્રિય પુત્રી લીલાવતીની જીવનકલા પર એમણે ચોપડી લખી છે. 'સાક્ષરજીવન' નામનો એક અતિ મનનીય નિબંધ એમણે ૧૮૯૮માં શરૂ કર્યો હતો પણ તે એઓ પૂરો કરી ન શક્યા. અપૂર્ણ સ્વરૂપે એ છપાયો છે તે પરથી પણ એમની અસાધારણ ચિન્તનશક્તિનો ખ્યાલ આવી શકે એમ છે. એમણે અંગ્રેજી અને સંસ્કૃતમાં પણ અનેક લેખો લખ્યા છે પરન્તુ એમનો સહુથી લોકપ્રિય ગ્રંથ તો સરસ્વતીચન્દ્ર જ છે. પ્રેમ અને નીતિના વિરોધમાંથી ઉત્પન્ન થતી સૂક્ષ્મ મુંઝવણો તથા સંસારના અનેક ગંભીર પ્રશ્નોની રસિક તત્ત્વવેત્તા તરીકે એ આકર ગ્રંથમાં એમણે એવી તલસ્પર્શી ચર્ચા કરી છે કે એને 'સરસ્વતીચન્દ્રપુરાણ' એવું

નામ આપવામાં જરાએ અત્યુક્તિ થઈ નથી. ગોવર્ધનરામ મૃત્યુ પામ્યા છે પણ સરસ્વતીચન્દ્ર જીવે છે અને ગુજરાતી સાહિત્ય જીવશે ત્યાં સુધી એ પણ જીવ્યાં કરશે.

**ગ્રંથો**

સ્નેહમુદ્રા; સરસ્વતીચન્દ્ર ભા. ૧–૨–૩–૪; સ્વ. નવલરામનું જીવન-ચરિત્ર; લીલાવતી જીવનકલા; સાક્ષરજીવન વગેરે.

## શૈલી

સરસ્વતીચન્દ્રનો પહેલો ભાગ બહાર પડયો તેની ગુજરાતી સાહિત્ય જગત પર તુરત જેવી અસર થઈ તેવી બીજા કોઈ પણ ગ્રંથની હજુ સુધી થઈ નથી. "કલિકાલમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ, ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર, ધર્મ, અર્થ, કામ ને મોક્ષ–એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ સરસ્વતીચન્દ્રપુરાણ રચ્યું." આમ લખી રા. આનન્દશંકર જેવા અનુભવી ચિન્તકે એમને અપૂર્વ પ્રમાણપત્ર આપ્યું છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. એમની શૈલીમાં એટલું સામર્થ્ય છે કે એ ખરેખરી શક્વર્તી બની છે. એમના સમયના એકેએક શિષ્ટ લેખક પર એ શૈલીની છાયા પડી છે. રા. ન્હાનાલાલ ને રા. કનૈયાલાલ જેવા એમના અનુગામીઓ પણ એથી મુક્ત રહી શક્યા નથી. પ્રૌઢતા ને ઓજસ્વિતા એ ગોવર્ધનશૈલીના સામાન્ય ગુણો છે. મોહકતા ને સુન્દરતા એના વિશિષ્ટ ગુણો છે. વળી વિચારની વિશદતા ને ભાવનાની ભવ્યતાનો અતિ વિરલ સંયોગ પણ ગોવર્ધનરામે સાધ્યો છે. ગુજરાતી ગદ્યશૈલીનો મરાઠી ને હિન્દીના કરતાં આજે વધારે વિકાસ થઈ ગયો છે એમાં નવાઈ નથી. થોડાંક વાકયોમાં એમની ભૂષણવતી વાણીને ન્યાય આપવો અશક્ય છે, એટલે એટલુંજ કહીશું કે 'સરસ્વતીચન્દ્ર'માં સાક્ષાત્ સરસ્વતી જ વૈભવથી વિલસી રહી છે.

**પરિચય**

'સરસ્વતીચન્દ્ર' ભાગ પહેલાના સાતમા પ્રકરણમાંથી આ લીધો છે. મુંબાઈના લક્ષ્મીનન્દન શેઠને સરસ્વતીચન્દ્ર નામનો સ્નેહાળ, સુશિક્ષિત અને

સંસ્કારી પુત્ર હતો. તેનું વેવિશાળ કુમુદસુન્દરી નામની કુલીન અને સુશીલ કન્યા સાથે થયું હતું. લગ્ન થતા પહેલાં એ બે વચ્ચે અનન્ય પ્રેમ બંધાઈ ચૂકયો હતો. દુર્ભાગ્યે, પિતાએ કટુ વચન કહ્યાં તેથી આવેશમાં આવી જઈ સરસ્વતીચન્દ્ર ઘર છોડી ગયો ને નવીનચન્દ્ર નામે ફરતોફરતો સુવર્ણપુર આવી પહોંચ્યો. સરસ્વતીચન્દ્રના ગૃહત્યાગ પછી સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન સાથે કુમુદસુન્દરીનાં લગ્ન થયાં. કુમુદસુન્દરી વનલીલા નામની એની બહેનપણી સાથે બાગમાં ફરતી હતી. સરસ્વતીચન્દ્ર થાકયોપાકયો આવીને ત્યાં જ ઊંઘી ગયો છે. પાસેના તળાવમાં પડી જશે એ બીકે વનલીલા એને જગાડે છે. સરસ્વતીચન્દ્ર ને કુમુદસુન્દરીની આંખ મળે છે. એ બંનેને પૂર્વ પરિચય છે એનો બીજા કોઈ ને સણસણો પણ નથી. બુદ્ધિધન પાસ પછી સરસ્વતીચન્દ્રને લઈ જવામાં આવે છે, ને થોડીક વાતચીત કર્યા બાદ બુદ્ધિધન એને પોતાના અતિથિ તરીકે જમવા તેડે છે.

**ટિપ્પણ**

પૃ. ૫૦. વાડામાં લીલાઃ લીલા એટલે અદ્‌ભુત ખેલ. મનુષ્યના જીવનમાં કંઈ કંઈ ન સમજાય એવા યોગાનુયોગ બને છે તેથી અદ્‌ભુત. કુમુદસુન્દરી વિધિની લીલાનું એક અનેરું રમકડું જ હતી. એક પાસ...છે; અલકકિશોરી, કૃષ્ણકલિકા ને રૂપાળી બાગમાં એક જગાએ વાત કરે છે તેને ઉદ્દેશીને આ લખાયું છે. વનલીલા, કુમુદસુન્દરીની સાસરાંની બહેનપણી. છાનાંમાનાં, છેક ગુપ્ત નહિ પણ ધ્યાન ન ખેંચાય એવી શાન્ત રીતે.

આશાભંગ...સ્વામિની : મહાકવિ પ્રેમાનન્દના અતિ લોકપ્રિય કાવ્ય 'ઓખાહરણ'માંથી. ઓખા અનિરુદ્ધ સાથે સ્વપ્નમાં પરણે છે ને પછી જાગે છે ત્યારે તેની આશાનો ભંગ થાય છે, તે પંક્તિઓ.

'આશાભંગ': સરસ્વતીચન્દ્રને ન પરણી શકી તેથી કુમુદ આશાભંગ થઈ હતી. સાંભર્યુંઃ આજ પ્રકરણમાં ગોવર્ધનરામે પૂર્વે લખ્યું છે કે બિચારી (કુમુદ)ના મનમાં એ ચંદ્ર (સરસ્વતીચન્દ્ર) જોવાના સ્મરણનો સ્પર્શ થતાં ચંદ્રકાન્તમાંથી રસ ઝરે તેમ શોકમય રસ ઝરતો. પછીતઃ પાછલી દીવાલ. અણધારીઃ કારણ કે ભાવોર્મિમાંથી કાવ્ય આપોઆપ અણધાર્યું જ જન્મે છે. ક્ષિતિજઃ પૃથ્વી ને આકાશ મળી ગયલાં દેખાય છે તે કલ્પિત રેખા.

પૃ. ૫૧. ચિત્તવૃત્તિ...દીધું: આ બે વાક્યમાં કુમુદની દશાનું પૃથક્કરણ કર્યું છે. અંતઃકરણના ચાર ભાગ છે: મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર. વિચાર અંજાઈ ગયા, ઝાંખા પડી ગયા એટલે કે બુદ્ધિ કામ કરતી છેક અટકી તો નહિ પણ બરાબર કામ નહોતી કરતી. આંખ અને કાને કામ કરવું છોડી દીધું એટલે મન સાવ શાંત થઈ ગયું. સ્વપ્નદશામાં ચિત્તવૃત્તિ સતેજ રહે છે, તેનો ભડકો વધ્યો જતો હતો. એટલે જાગૃત (ખરો શબ્દ જાગ્રત છે) અવસ્થામાં સ્વપ્નની પેઠે એમ પછીના વાક્યમાં યથાર્થ રીતે આવે છે.

પળ વાર...એમ લાગ્યું: આ પાંચ વાક્યમાં કુમુદની જાગતી નિદ્રામાં સરસ્વતીચન્દ્ર સ્વપ્નની પેઠે ખડો થઈ શું કરે છે તે વર્ણવ્યું છે. સ્વપ્ન સમો છતાંય તે ઉડતો નથી, જમીન પર ચાલે છે. અરણ્યમાંથી ગામની ભાગોળે ને ત્યાંથી ધોરી રસ્તા પર થઈ ધર્મશાળામાં જાય છે. કુમુદમાં પ્રગલ્ભતા કે સાહસિકતા નહોતી, સ્વપ્ને પણ અશુભ કલ્પના તેને આવતી નહિ વગેરે આવી રીતે સૂચવવાની સૂક્ષ્મ કલાદૃષ્ટિ ગોવર્ધનરામ અહીં બતાવે છે. એઓ આકાશપાતાળમાં સરસ્વતીચન્દ્રને ફેરવી શકત પણ એવું કંઈ ન કરતાં સંયમપૂર્વક પોતાની કલામાં સૌન્દર્ય ખીલવે છે.

આ જાગતી...ઇચ્છતી હતી: કુમુદના ચારિત્ર્ય પર આ વાક્ય પ્રકાશ નાખે છે. સોરે છે: વિયોગથી ઝુરે છે. પરપુરુષ થયલા: સામાજિક નીતિની દૃષ્ટિએ. સરસ્વતીચન્દ્રનું ભૂત: 'ભૂત' કારણ કે વર્તમાન સરસ્વતીચન્દ્ર વિશે તે કશું જાણતી નહોતી.

પૃ. ૫૨. સહિયર...સહિયર: ઓખાહરણમાંથી. "વેરણ" થયલી "સહિયર": ઓખાહરણમાં ઓખાને ચિત્રલેખા સહિયર વેરણ લાગે છે. અહીં કુમુદને વનલીલા. પારકા...ચિન્તા?: કુમુદનું આંતરજગત સરસ્વતીચન્દ્રમય છે એટલે બહારનું જગત પરપુરુષમય લાગે છે. જેને એ પારકો પુરુષ કહે છે તે જ પોતાનું માણસ છે એ લેખકની કળાની બલિહારી છે. "મળી દૃષ્ટોદૃષ્ટ": તારામૈત્રક રચાયું. પ્રેમાનન્દના નળાખ્યાનમાંથી.

પૃ. ૫૩. પાનું: જિંદગી સુધીનો સંબન્ધ. રેડાયો: ઢોળાયો. એકલી બેઠીબેઠી સાંભળીશ: એકલી, કારણ બીજા કોઈને એમાં સહભાગી કરાય એમ નથી. માણસનું મોં ગમે તેના કરતાં યે તેનો અવાજ ગમે એ વધારે

ઊંડો પ્રેમ બતાવે છે. અવિદ્યા, અજ્ઞાન; વેદાન્તની પરિભાષાનો આ શબ્દ કુમુદની મનઃસૃષ્ટિમાં મૂકી તેની સંસ્કારિતા સૂચવી છે. અરણ્ય: આ શબ્દથી ભવાટવીનું સંસ્મરણ કરાવી પછીથી આવનાર વૈરાગ્યનું સૂચન છે. અશરીર સંબન્ધ: અશરીર એટલે કામદેવ, પણ તે તો નામ હોય ત્યારે. અહીં વિશેષણ તરીકે તો શરીરરહિત, જેમાં શરીર વચ્ચે નથી આવતું એવો. અવાજ સાંભળવામાં શરીર જોવાની જરૂર નથી પડતી એટલે અશરીર સંબંધમાં કુમુદને સરસ્વતીચન્દ્રના શબ્દો 'વચનામૃત' લાગે છે, મોં 'મુખારવિંદ' લાગે છે. કુમુદની મનઃસૃષ્ટિનો ચિતાર આપવામાં શી કળા છે! મારો રોગ જશે: સરસ્વતીચન્દ્રના વિયોગથી ઉપજેલો રોગ શારીરિક નથી એટલે અશરીર સંબન્ધરૂપી દવાથી તે જશે. તર્ક શુષ્ક હોય છે તેમાં પણ અહીં સૌન્દર્ય પ્રકટાવ્યું છે. એના સામું જોઈશ નહિ: આ નિશ્ચયમાં સ્વભાવ-નિરૂપણ છે. એ કેટલો લૂલો હતો તે પ્રકરણને છેડે જણાશે.

પૃ. ૫૪. વિચારમાળાનો મેર આવ્યો: વિચાર પૂરા થયા. ઈશ્વર જાણે શાથી: પોતે નહિ, કારણ અંતરના એ થાક છે તે અંતર્યામી જ જાણે. કુમુદની ભાષા એટલી સાદી છે કે અલકકિશોરીને એની ગૂઢ મનોવેદનાનો સણસણો પણ આવતો નથી.

પૃ. ૫૫. તપોધન: બ્રાહ્મણોની એક ન્યાતનું નામ. મહાદેવની જળાધારીમાં પડેલી સર્વ વસ્તુ લેવાનો તપોધનને જ અધિકાર છે.

સહુની પાછળ...નિહાળી શકતી હતી: "કુમુદ ધ્રૂજવા લાગી અને નવીનચંદ્રનું મુખ–અમુક રીતે–નિહાળવા લાગી." આમ કહેવાથી ચિત્ર બરાબર ખડું થાય. "કુમુદ ધ્રુજવા લાગી અને નવીનચંદ્રનું મુખ–અમુક કારણોને લીધે–નિહાળી શકતી હતી" એમ કહેવાથી ચિત્ર બરાબર ખડું થતું નથી. કુમુદની પ્રવૃત્તિને, નિહાળવાની રીતના યથાસ્થિત વર્ણન રૂપે રજુ કરવાને બદલે, તે પ્રવૃત્તિને પરિણામે નિહાળી શકતી એમ લેખક કહે છે. ને સમગ્રચિત્ર દોરવાને બદલે તે કેમ જોઈ શકતી હતી તેના પૃથક્કરણ તરફ વળી જાય છે. આ પરથી રા. નરસિંહરાવના વાક્યનું સ્મરણ થાય છે કે "ગોવર્ધનભાઈના મનનું બંધારણ રસપરીક્ષામાં પણ સમગ્રદર્શન કરતાં અવયવ-દર્શન વધારે કરનારું હતું." આ પ્રશ્ન વિસ્તારથી ચર્ચવાનું આ સ્થાન નથી.

અન્નપૂર્ણા...ઇચ્છું છું: માનવ માત્રને અન્ન પૂરું પાડનાર મહાદેવી તે અન્નપૂર્ણા. પુરુષાર્થ પર નહિ પરન્તુ પ્રારબ્ધ પર હવે મારા જીવનનો આધાર છે એવું અત્રે સૂચન છે. અનુભવાર્થી, સહેલાઇથી નવોજ અર્થસૂચક સમાસ યોજી લેખક સરસ્વતીચંદ્રના સંસ્કૃતજ્ઞાનની છાપ બુદ્ધિધન પર પાડે છે. કાંઈક હસતું આવ્યું : બુદ્ધિધનનું સ્વભાવદર્શન. સહુ જાતનો અનુભવ લેવાની ઇચ્છા અમાત્ય બુદ્ધિધનને વિચિત્ર જ લાગે. હું બોલ્યા... રંગ જોઈ શકું છું: આ ખરું છે? કુટુંબના રંગથી રંગાયો તેથી તો સુવર્ણપુર આવ્યો. પણ સંસારથી અલિપ્ત છું એમ સૂચવી તાત્કાલિક વૈરાગ્ય સરસ્વતીચંદ્ર અનુભવતો હતો તેને અનુરૂપ આત્મચિત્ર એ દોરે છે. મહામહેનતથી: આ જવાબ પહેલા જવાબ કરતાં પણ વધારે વિચિત્ર છે માટે. ખાળી રાખ્યું: ને તોયે બુદ્ધિધન સજ્જન છે ને અમાત્ય છે; હસી પડી વિવેકનો ભંગ નથી કરતો ને મનનો ભાવ જણાવી દેતો નથી.

પૃ. ૫૬. કાંઈક...સંસ્કૃત : એમ. એ., એલએલ. બી. હતો છતાં 'કાંઈક' કહેવામાં નમ્રતા તેમજ પૂરી હકીકત ન કહેવાની એની વૃત્તિ પ્રગટ થાય છે.

કુમુદસુંદરીની...ન ગમ્યું : ચિત્તવૃત્તિને ગમ્યું કારણ સરસ્વતીચંદ્ર પર એને ઊંડાણમાં પ્રેમ છે, પતિવ્રતાવૃત્તિને ન ગમ્યું કારણ કે હવે એ પરપુરુષ થયો છે. આમ ચિત્ત એક તરફ ને બુદ્ધિ બીજી તરફ માણસને ખેંચે ત્યારે હૃદય આવેશ અને સંયમની યુદ્ધભૂમિ બની જાય છે. આ ઘટના આ નાના વાક્યમાં વર્ણવી ગોવર્ધનરામ મનોહર કલાસૃષ્ટિ રચવાનો આરંભ કરે છે—આરંભજ, કેમકે સરસ્વતીચંદ્રપુરાણ એ આ જ કરુણ હૃદયમંથનની મહાકથા છે.

# કનૈયાલાલ : અગ્નિહોત્રી

## શૈલી

રા. કનૈયાલાલ ઉત્કૃષ્ટ લેખક છે. એમની શૈલી વેગવાળી, તેજસ્વી અને આકર્ષક છે. એમણે નિબંધો, નાટકો, નવલિકાઓ ને નવલકથાઓ એમ સાહિત્યનાં અનેક ક્ષેત્રો ખેડ્યાં છે; અને દરેકમાં વિશિષ્ટ ફાળો આપ્યો છે. એમના વાક્યો ટૂંકાં અને સીધી ગતિ કરનારાં છે. પ્રસંગાનુસાર લાંબાં

હોય ત્યાં પણ ગૂંચવણુવાળાં નથી હોતાં. એઓ પોતાનું વક્તવ્ય પ્રાગલ્ભ્યથી રજુ કરે છે. બળ એ એમની શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે. આ કારણથી જુવાન વર્ગના એઓ પ્રિય લેખક છે. પરન્તુ બળમાં શૈલીની સર્વ કૃતાર્થતા આવી જતી નથી તેમ નમ્રતા એ નિર્બળતા નથી, એ બે પરમ સત્યોની અવગણના થવી ન જોઈએ. અમુક વસ્તુ માત્ર પૂજ્ય ગણાય છે એટલા જ માટે તેનો ઉપહાસ કરવા તરફ એઓ કેટલીક વાર પ્રેરાય છે તેથી એમની શૈલી સર્વમાન્ય થતી અટકી ગઈ છે. ગદ્યશૈલી તો ઉત્તરાવસ્થામાં પણ નવાંજ સ્વરૂપો ધારણ કરે છે એટલે હજુ એમની શૈલી પર છેવટનો અભિપ્રાય આપવાનો સમય આવ્યો નથી.

## પરિચય

રા. કનૈયાલાલના 'મારી કમલા અને બીજી વાતો' એ નામના નવલિકાઓના સંગ્રહમાંની આ એક વાર્તા છે. વાર્તાનું મુખ્ય પાત્ર ગામડાનો એક વૃદ્ધ પવિત્ર બ્રાહ્મણ છે. એની જિંદગી પ્રાચીન ધર્માચારના પાલનમાં ગઈ છે. સનાતન વૈદિક ધર્મને ફરી જીવન્ત કરવાનાં સ્વપ્નાં એ સેવે છે અને આ મનોરથ સિદ્ધ કરવા પોતાના દીકરાને એ મુંબાઈ ભણવા મોકલે છે. વીસમી સદીના મુંબાઈના દારુણ જીવનસંગ્રામમાં પુત્ર પોતાના પિતાનો ઉચ્ચ આદર્શ તદ્દન ભૂલી જઈ સાધારણ અવિચારી માણસ જેવું ક્ષુદ્ર જીવન ગાળે છે. અગ્નિહોત્રી તેને મળવા જાય છે ત્યારે પોતાના પુત્રના ઘરનો ભ્રષ્ટાચાર જોઈ અતિશય નિરાશ થાય છે અને અંતે દરિયામાં આપઘાત કરી દેહ છોડે છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિના ઘર્ષણથી આપણા જીવનમાં જે કારુણી પ્રગટી છે તેનું અહીં એક જ્વલંત દૃશ્ય છે. વળી પુત્રપૌત્રાદિ વંશજો દ્વારા આદર્શો સિદ્ધ થઈ શકે કે નહિ, પ્રાચીન ધર્મજીવનનો અત્યારની અર્થપ્રધાન સંસ્કૃતિમાં કેટલે અંશે પુનરુદ્ધાર થઈ શકે છે વગેરે પ્રશ્નો પર આમાં કલાકીય રીતે પ્રકાશ નાખવામાં આવ્યો છે.

## ટિપ્પણ

પૃ. ૫૭. 'ગામદેવીનો મહાગુરુ' એ ગાંધીજીનું રેખાચિત્ર છે ને 'અગ્નિહોત્રી' એક કાલ્પનિક વ્યક્તિની વાર્તા છે, છતાં બેઉ લેખોનો ઉઠાવ

એક સરખી રીતે જ થાય છે! રા. કનૈયાલાલના લેખોમાં ઘણુંખરું આત્મલક્ષી તત્ત્વ આવી રીતે બહાર આવે છે. અગ્નિહોત્રી: અગ્નિહોત્રીને ઘેર ચોવીસે કલાક અગ્નિ પ્રજ્વલિત રાખીને તેમાં નિત્યકર્મ તરીકે વૈદિક યજ્ઞો કરવામાં આવે છે. સનાતન ધર્મની દૃષ્ટિએ અગ્નિહોત્ર રાખવું એ ગૃહસ્થ બ્રાહ્મણનું પરમ કર્તવ્ય ગણાય છે. કેન્દ્રસ્થાન: કેન્દ્ર, મધ્યબિંદુ; લંબગોળમાં બેઉ મધ્યબિંદુઓ કેન્દ્રો કહેવાય છે. કેન્દ્રસ્થાન, મુખ્ય સ્થાન. પિનાક–શિવના ધનુષ્યનું નામ. ૐકાર : अ, उ અને म્નો બનેલો ૐકાર અથવા પ્રણવ મંત્ર. સર્વ મંત્રોમાં એ શ્રેષ્ઠ ગણાય છે. યોગીઓનો પ્રત્યેક શ્વાસ ૐકારનો મંત્ર જપે છે એમ મનાય છે. શ્વાસોચ્છ્વાસથી થતો આ જપ પ્રયત્ન વિના આપોઆપ થયાં જ કરે છે તેથી એ અજપાજપ કહેવાય છે. ઓંકાર એ બીજમંત્ર છે ને ગાયત્રી એ પ્રધાનમંત્ર છે. પ્રતિશબ્દરૂપ, પડઘારૂપ. મનુના કાળનું, પ્રાચીન; મધ્ય યુગનું નહિ એ ખાસ નોંધવું. સાદ...હતો: જપ, તપ, ધ્યાન, શૌચ અને સંયમ વગેરે શબ્દો યોગની પરિભાષાના છે; પરન્તુ તે દૃષ્ટિએ અહીં વાપરવામાં આવ્યા નથી પણ સામાન્ય અર્થ જ છે. પારિભાષિક દૃષ્ટિએ વાક્ય અર્થહીન છે.

પૃ. ૫૮. ભગીરથ: સૂર્યવંશી રાજા રામચન્દ્રના પૂર્વજ. એમણે પોતાના પિતૃઓને નરકયાતનામાંથી ઉદ્ધારવા અપૂર્વ તપ કર્યું હતું. અંતે સ્વર્ગમાંથી નીકળી, અલકનન્દાનો પ્રવાહ વહેતો જ હતો તેની પાછળ પાછળ ગંગાજી હિમાલય ઉપર આવ્યાં અને એથી પાવન થઈ એમના પિતૃઓ સ્વર્ગે ગયા. આ ઉપરથી જ ગંગાને ભાગીરથી કહે છે અને કોઈ પણ મહાકઠિન કાર્યને ભગીરથ કાર્ય કહેવામાં આવે છે. આશાસ્પદ: આશા પૂરી કરે એવો, 'પ્રોમિસિંગ' માટે આ શબ્દ ચાલે છે. વારાહ સ્વરૂપ બની: વિષ્ણુભગવાનના દશાવતારમાંનો ત્રીજો તે વરાહનો. પાણીમાં ડૂબી જતી પૃથ્વીને વરાહે દાંત ઉપર ટેકવીને ઉગારી એવી કથા છે.

માબાપો પોતાના છોકરાંઓ વિશે કેવી રીતે આશા બાંધે છે તેનું અહીં સરસ વર્ણન છે. જે કાર્ય પોતે નથી કરી શક્યો તે પોતાનો છોકરો કરશે એમ ઘણુંખરું બાપ માને છે. અગ્નિહોત્રી એવા જ મનોરથો પોતાના મનમાં ઘડતો હતો. આર્ય સંસ્કારનું પુનઃસ્થાપન: સંસ્કાર શબ્દ અહીં સંસ્કૃતિના અર્થમાં વપરાયો છે. એ પ્રયોગ ખોટો છે. વધાઈ, સારા

ખબર. મયિ સર્વાણિ...અધ્યાત્મચેતસા : ગીતા અ. ૩ શ્લોક ૩૦ની પંક્તિ. અર્થ : ચિત્તને ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકા પર રાખીને જે કંઈ કર્મ કરે તે મને સમર્પણ કર. સૂત્ર: ધ્યેય તરીકે સ્વીકારેલું વાક્ય.

પૃ. ૫૯. ગોવર્ધનધારી: ગોવર્ધન પર્વતને પોતાની ટચલી આંગળી પર ધારણ કરી રાખનાર શ્રીકૃષ્ણ. ખેતી પર જ હિન્દનો સઘળો આધાર છે ને તે માટે ગાયની બહુ જરૂર છે એ સમજી ગાયનો યજ્ઞમાં થતો વધ અટકાવીને ઇન્દ્રને બદલે ગોવર્ધનપર્વતની પૂજા મહાત્મા શ્રીકૃષ્ણે શરૂ કરાવી હતી. આથી પ્રાચીન આર્યાવર્તની આર્થિક ઉન્નતિ થયલી માટે લેખકે ગોવર્ધનધારી નામ પસંદ કર્યું છે. યદા યદા...સૃજામ્યહમ્ ॥ ગીતા અ. ૪ શ્લોક ૭. અર્થ : જ્યારેજ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારેત્યારે હું અવતાર લઉં છું. પૌત્રની...સમાચાર : મુંબાઈની કોટડીઓમાં રહેનારને ત્યાં બે પુત્ર આવે એ માત્ર ગરીબાઈ વધવાના માઠા સમાચાર છે. પરંતુ હાલના જીવનસંગ્રામથી અલિપ્ત અગ્નિહોત્રીને મન પૌત્રની પધરામણી એ શુભ સમાચાર છે. કુટુંબ વધે એટલે સહુનાં પેટ ભરવાની પીડા વધે છે ને ઉચ્ચ ભાવનાઓ સેવવી બંધ કરવી પડે છે. પણ અગ્નિહોત્રી મનોરથો મૂકતો નથી. આદર્શસિદ્ધિનાં તેનાં સુંદર સ્વપ્નાં ઉલટાં પરંપરાએ પોતાના પૌત્રો સુધી જઈ પહોંચે છે. હવે પછી આવતા દૃશ્યમાં અગ્નિહોત્રીને બહારની દુનિયા જોઈ જે આઘાતો એક પછી એક લાગે છે તેનું વર્ણન છે. મદાર બાંધવો : આધાર રાખવો. માનવજંતુ: જીવડાં ગંદાં ને અસંખ્ય હોય માટે માનવજંતુ. ધર્મધુરંધર : ધુરા ધુંસરી; ધુરંધર ધુંસરીનો ધારણ કરનાર, ધર્મનો અગ્રેસર.

પૃ. ૬૦. નહિ...બનાવટ: પાઉં. પાઉં જુએ છે તે કહી નવા જમાનાથી તે કેટલો અજાણ છે તે અહીં સૂચવ્યું છે. ઓઘરા: રેલા જેવો ડાઘ, લીસોટા. મુંબાઈની બધીજ ઓરડીઓ આવી ગંદી ને અવ્યવસ્થિત હોતી નથી, પરન્તુ અમેરિકન વાર્તાકાર પોની પદ્ધતિ પ્રમાણે રા. કનૈયાલાલ લખે છે એટલે છેવટ શું આણવું તે નક્કી કરી તે તરફ દોરી જનારા બનાવોની પરંપરાઓ ગોઠવી છે.

પૃ. ૬૧. ચૂલા...આવી: શુદ્ધ બ્રાહ્મણને ત્યાં સ્નાન કરી અબોટિયું પહેરીને જ રસોઈ કરવામાં આવે છે. તે આચાર પણ પળાતો નથી એ અગ્નિહોત્રીના મનથી તો હદ થઈ.

પૃ. ૬૨. સમવિષમઃ મનની અનિશ્ચિત સ્થિતિ; અવઢવ; ઢચુપચુપણું. વિરમવું, અટકવું. આ અવસરે પોતાના પુત્રને વિશે તેણે જે સ્વપ્નાં રચ્યાં હતાં તેને સખત ફટકો પડે છે. ગુંગળાઈનેઃ એક જ શબ્દથી ધારી અસર સચોટ ઉપજાવવાની કલા અહીં દેખાય છે. બંધિયાર જગામાં માણસ ગુંગળાય. દુનિયામાં કોઈ જગા એવી હોય કે ત્યાં ગુંગળામણ ન થાય તો તે દરિયો છે. ત્યાં અગ્નિહોત્રી ગુંગળાય છે એમ કહી તે કેટલો ખિન્ન અને અસ્વસ્થ થઈ ગયો હતો તે બતાવ્યું છે. સાંજના...તણાયોઃ માતાનો પ્રેમ સાહજિક છે, પિતાનો આધ્યાત્મિક છે. પુત્રને તે આત્મજ માને છે તેથી 'દોરી' શબ્દ અહીં બહુ જ યુક્ત છે. મારો આત્મ જ તો છેક ભ્રષ્ટ નહિ હોય એવી ઊંડી ઊંડી એને આશા છે. સ્પષ્ટ ..ગયોઃ બુદ્ધિ કરતાં અહંકાર વધારે ઊંડાણમાં રહેલો છે તે જ એને ખેંચી જાય છે માટે 'સ્પષ્ટ વિચાર કર્યા વિના' એમ લખ્યું છે.

પૃ. ૬૩. તેના...હતીઃ અગ્નિહોત્રીનો પુત્ર અગ્નિને કદી મોં ન લગાડે તે સિગારેટ પીતો હતો. આ જોઈ એને છેલ્લો આઘાત લાગે છે. વજ્રપાતથી જાણે એના આદર્શ સ્વપ્નના ચૂરેચૂરા થઈ જાય છે. એને પૂરેપૂરી પ્રતીતિ થઈ જાય છે કે દીકરો પોતાનું સ્વપ્નું કદી ખરું નહિ પાડે. પાછો બાબુલ-નાથના મંદિરમાં જાય છે ત્યાં બ્રાહ્મણોની લોભવૃત્તિ જુએ છે. ગર્ભદ્વારઃ અંદરનું દ્વાર. રુવેરુવાં ઊભાં થયાંઃ શા કારણસર તે લખવું રહી ગયું છે.

પૃ. ૬૪. અનિમિષઃ પલકારા વગરની; સ્થિર. મર્યાદાઃ દૃષ્ટિમર્યાદા, ક્ષિતિજ. જે શ્રદ્ધાના...નહિઃ જે સનાતન ધર્મને ફરી જાગ્રત્ કરવાનાં સ્વપ્નામાં તેણે પોતાની આખી જિંદગી ગાળી હતી તે ધર્મનું નામનિશાન પણ દેખાતું નહોતું. આથી જે ભાવના શ્વાસ તથા પ્રાણને પોષતી હતી તે ભાંગી ગઈ. છતાં પોતાની શ્રદ્ધા જરાક ટકાવી રાખી તેણે સાક્ષાત્ સૂર્ય તથા શંકરને પણ ઠપકો આપ્યો. પિનાકપાણિઃ પિનાક નામનું ધનુષ્ય જેમના હાથમાં છે તે; શિવ, મહાદેવ.

પૃ. ૬૫. સહસ્ર પેઢીનુંઃ પ્રાચીન મહર્ષિનો તે વંશજ હોવાથી સહસ્ર; ઘણી—બરાબર હજાર નહિ. તેના કાનમાં...હતા : કુદરત પોતે વિધિની લીલા કેવી અકળ છે એમ બતાવવા જાણે માર્મિક સ્મિત કરતી હતી.

**तत्सवितुर्वरेण्यम्** : ગાયત્રી મંત્રનો ભાગ. આખો મંત્ર આમ છે.**ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो योनः प्रचोदयात्।** અર્થઃ સવિતા દેવના તે વરેણ્ય (શ્રેષ્ઠ) તેજનું અમે ધ્યાન ધરીએ છીએ કે એ દેવ અમારી બુદ્ધિઓને પ્રેરણા આપો. મશ્કરીમાંઃ મરતાં મરતાં પણ જે આશામાં પોતે આખી જીંદગી ગાળી હતી તેનો જ જગત ઉપહાસ કરતું હોય એમ તેને લાગ્યું. સૂર્યબિંબ...ગયુંઃ દર્શનશક્તિ ગઈ. નાદ ગયોઃ શ્રવણશક્તિ ગઈ. દસે...ગયોઃ પ્રાણ નીકળી ગયા. અગ્નિહોત્રીની...પૂરી થઈઃ યજ્ઞમાં અગ્નિહોત્રી રોજ ઘેર ઘીની આહુતિઓ આપતો પરન્તુ આ મહાન વિશ્વયજ્ઞ ચાલી રહ્યો છે તેમાં તો છેવટે એ પોતાની જ આહુતિ આપી દે છે.

અનેઃ આહુતિ અપાય ત્યારે ભડકો–અજવાળું થાય છે. અહીં આહુતિ પૂરી થાય છે એટલે અંધકાર છવાઈ રહે છે. કારણ કે આ વિષ્ણુદૈવતની નહિ પણ આત્મદૈવતની આહુતિ છે. 'અને' શબ્દનું મહત્ત્વ આમ કલાદૃષ્ટિએ ઘણું છે. આ આખા પાનામાં લેખકની પીંછી બહુ જ સફાઈથી ફરી છે.

# રામનારાયણ : ખેમી

## જીવન

રામનારાયણઃ શ્રી.રામનારાયણ વિશ્વનાથ પાઠક. એમનો જન્મ ૧૮૮૭માં ધોળકા તાલુકાના ગાણોલ ગામે થયો હતો. એજ તાલુકાનું ભોળાદ ગામ તે એમનું મૂળ વતન. એઓ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનાં માતાનું નામ આદિતબાઈ ને પિતાનું નામ વિશ્વનાથ સદારામ પાઠક. તેઓ સંસ્કૃતના સારા જ્ઞાતા હતા. પંચદશી તથા ભગવદ્ગીતાશાંકરભાષ્ય જેવા તત્ત્વજ્ઞાનના સંસ્કૃત ગ્રંથોનાં તેમણે ગુજરાતી ભાષાન્તર કર્યાં છે. રામનારાયણે પ્રાથમિક શિક્ષણ રાજકોટમાં લીધું હતું. ભાવનગર હાઈ સ્કૂલમાંથી મેટ્રિક થઈ પ્રથમ સામળદાસ ને પછી વિલસન કૉલેજમાં એઓ ગયા. ૧૯૦૮માં લૉજિક ને મૉરલ ફિલૉસોફી ઐચ્છિક વિષય તરીકે લઈને એમણે પહેલા વર્ગમાં બી. એ.ની પરીક્ષા પાસ કરી. પછી વિલસન કૉલેજમાં દક્ષિણા ફેલો તરીકે એમણે સંસ્કૃતનું પ્રશસ્ય રીતે અધ્યાપન કર્યું. ત્રણ વરસ પછી એઓ એલએલ. બી. થયા ને અમદાવાદમાં વકીલાત શરૂ કરી. પણ તબિયત

નાજુક હોવાથી સાદરા ગયા ને ત્યાં સાત વરસ એજ ધંધો કર્યો. મહાત્મા ગાંધીજીએ અસહકાર આરંભ્યો ત્યારે એઓ ગુજરાત વિદ્યાપીઠમાં પ્રોફેસર તરીકે દાખલ થયા, અને થોડા જ સમયમાં એમણે એમની હાસ્ય ઉપજાવવાની શક્તિથી ને નિસ્સ્પૃહ વૃત્તિથી વિદ્યાર્થીઓનાં હૃદય જિતી લીધાં. માતૃભાષામાં લૉજિક શીખવવાને ખાસ પરિભાષા યોજી એમણે 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા' નામનો સ્વતંત્ર ગ્રંથ રચ્યો છે. 'યુગધર્મ' માસિક નીકળ્યું ત્યારે શ્રી ઇન્દુલાલ માસિકના એઓ સહતંત્રી હતા. તે બંધ પડયું ત્યારે 'પ્રસ્થાન' નામનું માસિક એમણે શરૂ કર્યું. ગુજરાતી માસિકોમાં સહુથી ઉત્કૃષ્ટ કાર્ય હાલ એજ કરે છે. ૧૯૩૦માં સામુદાયિક સવિનય ભંગ થયો ત્યારે બે હજાર માણસોના સરદાર તરીકે એમણે કાયદો તોડયો ને ૭ મહિના સખ્ત કેદની સજા મેળવી. એમની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશીય છે. 'પ્રસ્થાન'માં એઓ 'શેષ' નામે કાવ્યો, 'દ્વિરેફ' નામે ટૂંકી વાર્તાઓ ને 'સ્વૈરવિહારી' નામે વિનોદાત્મક લખાણો પ્રસિદ્ધ કરે છે તે સર્વે બહુ જ લોકપ્રિય થયાં છે. નડિયાદ સાહિત્યપરિષદમાં સાહિત્યવિભાગના પ્રમુખ થયા ત્યારે 'કાવ્યશક્તિ' પર નિબન્ધ વાંચ્યો હતો તે પરથી એમની વિદ્વત્તા અને રસિકતાની તુલના થઈ શકે એમ છે. એમણે 'કાવ્યસમુચ્ચય' નામે એક કાવ્યોનો સંગ્રહ ચૂંટીને છપાવ્યો છે તે પાલગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'નું સ્મરણ કરાવે એટલો સરસ છે. આપણા વિવેચકોમાં શ્રી રામનારાયણનું સ્થાન ઘણું ઊંચું છે. ગાંધીજીનાં નવરત્નમાં સહુથી નિર્મળ તેજે પ્રકાશતું એ રત્ન છે.

## પરિચય

'દ્વિરેફની વાતો' એ નામના વાર્તાના સંગ્રહમાંની આ છેલ્લી વાર્તા છે. અનુક્રમે એ છેલ્લી છે પણ ગુણવત્તામાં પહેલી મૂકી શકાય એવી છે. દ્વિરેફ એટલે ભ્રમર. 'ભ્રમર' શબ્દમાં બે ર–રેફ છે માટે એને દ્વિરેફ કહે છે. 'રામનારાયણ'માં પણ બે રેફ છે માટે 'દ્વિરેફ' એવું તખલ્લુસ એમણે રાખ્યું છે. આ વાર્તામાં મુખ્ય પાત્ર બે જ છેઃ ખેમી અને ધનિયો. પાત્રો અસ્પૃશ્ય ગણાતી કોમનાં છે. આ જરા નોંધવા લાયક બાબત છે ખરી પણ એટલાથીજ કંઈ વાર્તા સારી બની જતી નથી. પરન્તુ જે હૃદય ઉચ્ચ ગણાતી કોમોમાં ધબકે છે તે જ હૃદય એ કોમોમાં પણ ધબકે છે એ

મહાન આત્મા આ પ્રેમકથામાં સુન્દર રીતે બહાર આવે છે એમાં એની ખરી ખૂબી છે. ધનિયો ખેમીને પહેલેથી ચહાય છે અને કપરી સરતો કબૂલ રાખીને પણ તેને પરણે છે. ધનિયાને દારૂ પીવાની ખરાબ આદત પડેલી તેની ખેમીને બહુ ચીડ છે છતાં ધનિયાનું શેઠે અપમાન કર્યું ને એ ઉદાસ થઈ ગયો ત્યારે એની ગમગીની ઓછી કરવા ખેમી એને દારૂ પીવાના પૈસા આપે છે. આ બીજમાંથી આખું વાર્તાવૃક્ષ ઉગ્યું છે. એ બીજમાં જીવનનાં અનેક કોમળ ને કરુણ તત્ત્વોનું અદ્‌ભુત મિશ્રણ થયું છે, તે એ બતાવવામાં જ લેખકની કલાની ખૂબી સમાઈ છે. 'ખેમી' નામ રાખવામાં પણ સૂક્ષ્મ કલાદૃષ્ટિ લેખકે દાખવી છે. નામ ખેમી છે, પણ સુખ કે શાન્તિનું નામ કે નિશાન એના જીવનમાં છેવટે નજરે પડતું નથી.

ટિપ્પણ

પૃ. ૬૬. વાર્તાની શરૂઆત બહુ જ આકર્ષક છે. પોતાના ઉદ્દેશનું લાક્ષણિક તત્ત્વ આપોઆપ બહાર આવી જાય એવી એમાં સફાઈ છે. "લે હું આકું લૂગડું......વાલી લાગ છ.": બીડી સળગાવવામાં ધનિયાને મદદ કરતી ખેમીનું આ શબ્દચિત્ર એવું છે કે એ વાંચી ચિત્રકાર પણ કલમ લેવા લલચાઈ જાય.

પૃ. ૬૭. સુવાસણ, સૌભાગ્યવંતી સ્ત્રી; સુવાસિની. ખેમીએ...હતું: એક દૃષ્ટિએ આ હકીકતમાં કારુણી રહેલી છે. ખેમી એટલી ગરીબ છે કે એનું સૌભાગ્યવસ્ત્ર સૌભાગ્યવતીના મરણ પર અવલંબે છે. કલાકાર અહીં એમ પણ બતાવે છે કે જે રેશમી વસ્ત્ર અમુક વ્યક્તિને અપશકુનમય લાગે છે તેજ દૃષ્ટિભેદને લીધે બીજી વ્યક્તિને સૌભાગ્યમય ભાસે છે. એ પહેર્યાથી ખેમી ધનિયાને ડાકણ નથી લાગતી પણ પોતાના સ્નેહની મનોહર મૂર્તિજ લાગે છે 'નયનનયનો નવું નીરખે જીવનની તેજછાયામાં.'

પૃ. ૬૮. શેઠ ચીડાયા: મૂળમાં 'શેઠ ચીડાયો' એમ છે તે છાપભૂલ હશે? પ્રશ્ન કલાદૃષ્ટિએ મહત્ત્વનો છે કારણ તેમ ન હોય તો શેઠને માટે એકવચન વાપરવામાં કલાકાર ક્ષણભર પોતાની તટસ્થતા ખુએ છે.

પૃ. ૬૯ ખેમીને યાદ...એકદમ ગયો: ખેમી જાણે છે કે દારૂથી ધનિયાની અપાઘાત થશે છતાં પ્રેમની મારી એ દારૂ પીવાના પૈસા આપે

છે ને એમ પોતે જ કરુણ અંતનું કારણ બને છે. અહીં લેખક કલાકીય રીતે જીવનની તલસ્પર્શી વિવેચના કરે છે. પ્રેમ ઈશ્વરે બહોળે હાથે સર્વત્ર ઢોળ્યો છે પણ તેથી મનુષ્યજીવન સુખી થઈ ગયું નથી. એથી નિરાળું કોઈ નિર્દય પરાયું તત્ત્વ પણ છે ને તે માણસને કચડી નાખે છે. આને નામ ગમે તે આપીએ પણ તેના અસ્તિત્વનો સ્વીકાર તો કરવો પડે એમ છે. પરન્તુ દૈવનું ધાર્યું થાય છે, એવું આ વાર્તાનું રહસ્ય છે એમ આ પરથી ધારવાનું નથી. વાર્તાનું ખરું રહસ્ય એ છે કે માણસ ગમે તે સંજોગોમાં પોતાનું સ્વત્વ વ્યક્ત કરે છે. એ જ ખાસ ધ્યાનમાં રાખી આખી વાત વાંચવાની છે.

પૃ. ૭૧. ઓરો, પાસે. ઓસલો છાતી. ધોકણુ, ધોવાનો ધોકો; ધોબીકણું.

પૃ. ૭૨. અંગૂઠો પરશોતમને બતાવી: આ વર્તનનું રહસ્ય સમજાવવાની જરૂર પડે એમ નથી. દાનત સાફ ન હોય તે લોકને આવાં કંઈ કંઈ અપમાન સહન કરવાં પડે છે.

પૃ. ૭૪. કયા દેવની...નહોતો: આ વાક્યમાં લેખકની અસાધારણ મર્મશક્તિ દેખાઈ આવે છે. વહેમ એ માત્ર વાતોનો વિષય નથી પણ એથી કેટલાં માણસોની જિંદગી કેવી રીતે બરબાદ થઈ જાય છે તે પર અહીં ટકોર છે.

પૃ. ૭૫. અપ્રતિરોધ્ય, સામા ન પડી શકાય એવા.

પૃ. ૭૫. રમળ: પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા; એના પાસા પાંચ ધાતુના હોય છે. સનાતન તિરસ્કાર: સનાતનધર્મીઓ અસ્પૃશ્યો તરફ બતાવે છે તે તિરસ્કાર.

પૃ. ૭૭. મહારાજને...નહોતા: લેખકની ઉપહાસશક્તિનો આ નમુનો છે. મહારાજે ફરી...ચાલી ગઈ: આટલી બે લીટીમાં જીવનની બીજી એક કારુણી તરફ લેખક ધ્યાન ખેંચે છે. નાતરે જાય તો માનતા પહોંચે નહિ એવું કોઈ શાસ્ત્રમાં કહ્યું નથી. મહારાજે પોતાના ભેજામાંથી આ મુદ્દો ઉઠાવ્યો છે. એમ ન હોત તો પહેલેથી જ એ વાત પર મહારાજ ભાર મૂકત. અહીં તો ખેમી ગઈ પછી તેને ફરી બોલાવી મહારાજ નાતરે ન જવું એમ કહે છે ને એટલા પરથી તેથી જુવાન ખેમી ધનિયાના પ્રેમની મારી આખી જિંદગી સુધી વૈધવ્ય ભોગવે છે. ધરગવા, નાતરું કરવા.

નાના...થીંગડું દેવું નથી: ખેમીના પ્રેમનું આ પરમ વાક્ય છે. કોઈ પણ સંજોગોમાં એ પોતાનો પ્રેમ છોડતી નથી એટલું જ નહિ પણ તેને એક સરખી રીતે વ્યક્ત કરે છે. ખેમી–ધનિયાનું ખરું લગ્ન વાતને અંતે જ થાય છે. જગતના નિષ્ઠુર સંજોગો–વ્યક્તિ સમાજ અને કુદરત એ સર્વે ખેમીને સંતાપે છે તે જ અહીં જોવાનું નથી; ખેમી તે પર કેવો વિજય મેળવે છે તે પણ જોવાનું છે.

## ધૂમકેતુ : ભૈયાદાદા

### જીવન

ધૂમકેતુ: રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી. 'ધૂમકેતુ' એટલે પૂંછડિયો તારો. એ એમનું તખલ્લુસ છે. ન્યાતે એઓ ખેડાવાળ બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ ગોવર્ધનરામ જીવણરામ જોશી ને માતાનું નામ ગંગાબહેન છે. એમનું વતન ગોંડળ પણ એમનો જન્મ ૧૮૯૨ની ૧૨મી ડિસેમ્બરે વીરપુર ગામમાં થયો હતો. ગુજરાતી સાતે ધોરણ ભણ્યા પછી એઓ અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા તેથી છેક ૧૯૧૫માં એઓ ગોંડલ હાઈસ્કૂલમાંથી મેટ્રિક થયા. ત્યાર પછી જૂનાગઢ કૉલેજમાં ગયા ને ૧૯૨૦માં ઐચ્છિક વિષય તરીકે સાહિત્ય લઈ ને એઓ બી. એ. થયા. અમદાવાદના દાનવીર સર ચીનુભાઈ માધવલાલને ત્યાં એઓ શિક્ષક છે. સાહિત્ય અને ઇતિહાસ એમના પ્રિય વિષયો છે. એમણે નવલિકા, નવલકથા તેમજ ઐતિહાસિક નિબંધો લખી ગુજરાતી સાહિત્યની એટલી સરસ સેવા કરી છે કે શિષ્ટ લેખકોમાં એમને સ્થાન મળી ચૂક્યું છે. નવલકથા કરતાં નવલિકાલેખનમાં એઓ વધારે સફળ થયા છે. સાહિત્યપ્રદેશમાં એમનું આગમન થયું ત્યાર પછી નવલિકાક્ષેત્ર બહુ સારું ખેડાયું છે. એમણે એકાંકી નાટકો પણ લખ્યાં છે. હજુ ગુજરાત એમની પાસથી વિવિધ સાહિત્યકૃતિઓની આશા રાખે છે. તે આશાઓ એઓ કેવી રીતે પૂરી પાડે છે તે પર એમની કીર્તિનો આધાર રહેશે. સાહિત્ય તરફ એમને એટલો પ્રેમ છે કે હાલ અમદાવાદની સાહિત્યસભાના મંત્રી તરીકે પણ એઓ કામ કરે છે.

## ગ્રંથો

રાજમુગટ (૧૯૨૪); પૃથ્વીશ (૧૯૨૫); તણખા (૧૯૨૬); તણખા-મંડળ બીજું (૧૯૨૮); પડઘા (૧૯૨૮).

## શૈલી

શ્રી. 'ધૂમકેતુ'ની શૈલી આકર્ષક, વૈવિધ્યમય અને સૌંદર્યલક્ષી છે. વાર્તાને અનુકૂળ સ્વરૂપ આયાસનું ભાન કરાવ્યા વિના ધારણ કરવાની એનામાં શક્તિ છે. શબ્દસામગ્રીની વિપુલતા એ જ આનું એક કારણ નથી. એમની અનુભવસામગ્રી પણ એટલી જ વિપુલ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોનો એઓ અનુભવ લઈ શકે છે એટલું જ નહિ પરંતુ તેમાં કલ્પનાના રંગ પૂરી તેનું આબેહૂબ ચિત્ર પણ આપણી સમક્ષ ખડું કરી શકે છે. કેટલીક વાર કાઠિયાવાડી શબ્દો આવે છે ખરા પણ તે સાથે પ્રાંતિકતા કદી આવતી નથી. ઉલટું તેમના પ્રયોગ એટલો ઔચિત્યમય હોય છે કે નવા અર્થસૂચક શબ્દો શિષ્ટ લખાણમાં ઉમેરાઈ આપણી ભાષાની વ્યંજક શક્તિ તે પુષ્ટ કરે છે. વર્ણનો આપતી વેળા લેખકની પીંછી અનેરી છટાથી ફરે છે ને શૈલીને વિશિષ્ટતા અર્પે છે. શ્રી 'ધૂમકેતુ'ની શૈલીનો વિચાર કરતાં 'ભૈયાદાદા'ની નાની પણ સુન્દર વાડી યાદ આવી જાય છે. બેઉ કોમળ કલમો વડે દિલને ઠારે એવી કૃતિઓ નીપજાવે છે.

### પરિચય

ધૂમકેતુનો 'તણખા' નામના વાર્તાઓના સંગ્રહમાંની આ એક વાર્તા છે. અધિકાર, સત્તા કે પૈસો જે લોકો પાસે હોય છે તેઓ ગરીબ, નિર્દોષ અને કંગાળ માણસો ઉપર કેવી રીતે જુલમ ગુજારે છે એનાં ચિત્રો એઓ બહુ જ સરસ દોરે છે. 'ભૈયાદાદા' પણ આવું જ એક ચિત્ર છે. રંગપુરના સ્ટેશનથી થોડે દૂર એક રેલ્વેનું ફાટક હતું. તેને સાચવવા બદરીનાથ નામનો ૫૭–૫૮ વરસનો ભૈયો પચીસ વરસ થયાં પાસે જ ઝુંપડીમાં રહેતો હતો. એક વાર તેની બેદરકારીને લીધે રેલ્વેનો અકસ્માત્ થતોથતો રહી ગયો. આ વાતની અધિકારીઓને ખબર પડી. આટલા વરસની નોકરી પછી તેની ઉમ્મર અને કામ કરવાની અશક્તિને લીધે તેને બરતરફ

કરવામાં આવે છે. ઉપરીનું દૃષ્ટિબિન્દુ તો એટલું જ છે કે આપણે કામ સાથે કામ છે માણસ સાથે કામ નથી; પણ માણસ કંઈ યંત્ર નથી કે તેનું એકલું કામ જોવાય. ભૈયો હેતાળ માણસ હતો. તેને પોતાની ઝુંપડી પર, તેમજ આસપાસના પશુપંખી ને મનુષ્યો સહુ પર એટલી લાગણી હતી કે નોકરી ગઈ એ ખબર થઈ તેના આઘાતથી તે મરણ પામ્યો. ઝુંપડીમાંથી કોઈ ન કાઢે માટે ભૈયાદાદા 'અડગ સૂતા રહ્યા !' લાગણી એ જ જીવનના અનુભવનું રહસ્ય છે એમ લેખક અહીં સરસ રીતે પ્રતિપાદન કરે છે. આ વાર્તાનું વસ્તુ ગારશિનના 'સિગ્નલ'પરથી લેવાયું છે એમ કહેવાય છે પરન્તુ એ ટીકા કેટલી પાયા વગરની છે તે લેખકે 'તણખા'ની બીજી આવૃત્તિમાં બતાવ્યું છે. કોઈ પણ વાર્તાકારમાં મૌલિકતા નથી એમ કહેવું બહુ સહેલું છે પરન્તુ મૌલિકતા માત્રમાં સાપેક્ષતાનું તત્ત્વ રહેલું હોય છે તે ભૂલવું ન જોઈએ. આ ચર્ચા અહીં અસ્થાને છે.

## ટિપ્પણ

પૃ. ૭૮. ભૈયાદાદા: વાર્તાનું નામ બહુ ઉચિત છે. 'ભૈયા'ને દાદા કહેવડાવી વરસો થયાં તે ત્યાં જ વસતો હતો એ મહત્ત્વની હકીકત સૂચવી છે. રંગપુરના...હતા: પહેલા જ વાક્યમાં લેખક આપણી આગળ સમગ્ર દૃશ્ય ખડું કરી દે છે. બહુ જ થોડા શબ્દોમાં સચોટ વર્ણન આપવાની શક્તિ નવલિકાના લેખકમાં ખાસ હોવી જોઈએ, કારણ વાર્તા ટુંકી હોવાથી તેની ગતિ તુરત શરૂ થવી જોઈએ.

પૃ. ૭૯. આપણે...કામ છે: માણસ પાસ તેનું મનુષ્યત્વ ધ્યાનમાં રાખીને કામ લઈ શકાય અથવા તે જાણે જડ યંત્ર હોય તેવી રીતે કામ લઈ શકાય. વાર્તાકાર પહેલા દૃષ્ટિબિન્દુથી ભૈયાદાદાના જીવનને નિહાળવાનું આપણને કહે છે, અને તે માટે વિનાયકરાવ, પાની છોકરી, ભૈયાદાદાની વાડી વગેરે દ્વારા ભૈયાદાદાની માનવતા સાથે આપણને પરિચિત કરે છે. કામ પૂરતા કામનું બીજું દૃષ્ટિબિંદુ અધિકારીનું છે. કોઈ પણ અધિકારી એકલા પહેલા દૃષ્ટિબિંદુથી કામ કરી શકે જ નહિ. બેઉ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી મધ્યમ માર્ગે વર્તે તે સારો અધિકારી એવું કંઈક આપણે કહી

શકીએ. શિરસ્તેદાર: ન્યાયાધીશને ભરી કચેરીમાં મદદ કરનાર મુખ્ય માણસ શિરસ્તેદાર કહેવાય છે. અહીં રેલ્વેના કારકુનને શિરસ્તેદાર કહ્યો છે.

પૃ. ૮૦. ખપાટ, કામઠું, વાંસની ચીપ. નીચે...ગાર કરી હતી: સાધારણ રીતે ગાર સફેદ હોતી નથી. અહીં ભૈયાદાદાની ગાર સફેદ કેમ હતી તે જણાવ્યું નથી. બાકી ઝુંપડીની નાનકડી વાડી જેવી આકર્ષક હતી તેવું જ તેનું વર્ણન આકર્ષક છે.

પૃ. ૮૧. કલાવિધાન: કલામય કૃતિ. પોતાનો ભાગ આપતું: અંગ્રેજી ભાષાપ્રયોગ. જે "આઠેક દિવસ થયાં" વિનાયકરાવ ભૈયાદાદાને મળવા નહોતા આવતા તે જ "આઠ દિવસ થયાં" "વાડીવાળા"ની છોકરી "બકરી દોહી દે." આ અકસ્માત્ લેખકે જાણી જોઈને વાર્તાનો કરુણ અંત વધારે કરુણ કરવા પૂરતો જ મૂક્યો હોય એવું દેખાઈ આવે છે. પૃ. ૮૦ પર પાનીની ઉમ્મર "બાર તેર વર્ષ"ની કહી છે, અહીં "નાની આઠદસ વર્ષની છોકરી" એમ કહ્યું છે. આ દોષ એક દૃષ્ટિએ નજીવો છે. શ્રી. ધૂમકેતુ એક જ બેઠકે આખી વાર્તા પૂરી કરી નાખે છે. પહેલેથી ફેર કોપી જ લખવાની એમને ટેવ છે ને પાછળથી વ્યાકરણની ભૂલ સિવાય બીજો ફેરફાર કરવાની એમને ઇચ્છા થતી નથી તેથી આવા દોષો રહી જાય છે.

એવાં...લાગે!: પશુ કરતાં માણસ સારો કેમ લાગે તે કહેવું રહી ગયું છે. શબ્દ યથાર્થાક્ષર અર્થાત્ જેવું નામ તેવા ગુણ હોય એ તો બીજો લાભ છે એમ 'તેમ જ' શબ્દ પરથી લાગે છે. સંસ્કૃત શબ્દોનું મૂળ:

वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी<br>
यस्मिन्नीश्वर इत्यनन्यविषयः शब्दो यथार्थाक्षरः ।

આ સ્તુતિમાં માણસ કે પશુ નહિ પણ ખુદ ઈશ્વરની જ યથાર્થાક્ષરતાની વાત છે!

પૃ. ૮૨. જમશે જૂઠશે: જૂઠશે શબ્દનો ખાસ અર્થ નથી. માત્ર બોલવામાં જ વપરાય છે. તે જવા...હતો : આ કહેવાથી હવે ભૈયો બરતરફ થશે ત્યારે માને બાળકથી વિખૂટું પાડે તેનાં કરતાં યે ભૈયાને વધારે દુ:ખ થાય છે, એ ધ્વનિ પ્રગટ થઈ રહેશે. લેખકની આ કલા છે.

પૃ. ૮૩. એક વખત...દેખાયો : ભૈયાદાદા બરતરફ થાય તેથી વિનાયકરાવ પોતાની નોકરીનું રાજીનામું ખીસામાંથી બહાર કાઢતો રહી જાય એમાં ભાવનો અતિરેક લાગે છે. ફેરવી તોળવાની: બોલેલા શબ્દોનો અર્થ જુદી જ રીતે ઘટાવવાની શક્તિ. અહીં વિનાયકરાવ પોતે બોલેલા શબ્દોને 'ફેરવી તોળતા' નથી, પણ "સાહેબ, એ તો હું બીજા જ વિચારમાં હતો." વગેરે કહી નમી પડે છે.

પૃ. ૮૪. માનસશાસ્ત્ર, મનુષ્યના મનચિત્ત વિષેનું શાસ્ત્ર, 'સાઇકૉલૉજી.'

પૃ. ૮૩. ઉપર ભૈયો ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટ સાથે હિંદીમાં બોલે છે. વિનાયકરાવ સાથે તે ઘણુંખરું ગુજરાતીમાં બોલે છે પણ આજે તેની પાસ વિનાયકરાવની માતૃભાષામાં બોલાવી, ભૈયો કેવી આતુર મનોદશામાં હતો તે લેખક ખૂબીથી બતાવે છે.

પૃ. ૮૫. આ તમને સોંપું છું હો!: મરતા પહેલાં માણસ પોતાની પ્રિય વસ્તુ કે બાળક સ્વજનને સોંપી જાય છે. ભૈયાના હૃદયની કોમળતાનો પુરાવો ને બીજે જ દિવસે થનારા મૃત્યુની કઠોરતાની આગાહી એ બેઉ એક જ વાક્યમાં આપી દેવાની ચાતુરી લેખક અહીં બતાવે છે.

પૃ. ૮૬. અને માની...કરશે : આ કંડિકામાં કેન્દ્રસ્થાનેથી ભૈયાદાદાને ખસેડી નાખી લેખક પોતે જ ત્યાં આવીને પોતાની લાગણી વર્ણવે છે. આથી વાર્તાની એકાગ્રતાને હાનિ પહોંચે છે.

ભવ્ય : ગૌરવશાળી; ભૈયાનું જીવન રસમય છે પણ તેમાં ભવ્યતાના રંગ લેખકે પૂર્યા નથી એટલે આ શબ્દનું ઔચિત્ય સમજાતું નથી.

વીસમી સદી...રહેશે : કલાનો સર્વમાન્ય સિદ્ધાન્ત એ છે કે કલાકારે પોતાને જે કહેવાનું હોય તેનું પોતાની કલા દ્વારા જ સૂચન કરવું જોઈએ કેમકે સંસ્કૃતમાં પ્રસિદ્ધ વચન છે કે સીધો ઉપદેશ આપવાથી રસની ક્ષતિ થાય છે. કલા કાન્તાની પેઠે ઉપદેશ આપે છે. આ વાક્યમાં લેખક ઉપદેશ આપવા મંડી પડે છે એ દોષ છે. એમાં દર્શાવેલા વિચારો ખરા છે કે ખોટા એ તદ્દન જુદો જ વિષય છે.

## રમણભાઈ: ન્યાયમંદિરે ભદ્રંભદ્ર

### જીવન :

રમણભાઈ: સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનો જન્મ સન ૧૮૬૮માં અમદાવાદમાં થયો હતો. વડનગરા નાગર બ્રાહ્મણોની ન્યાતમાંથી એમના પિતા જ સહુથી પહેલા ઈંગ્લાંડ ગયા હતા. તેઓ અમદાવાદના "પ્રાર્થના સમાજ"ના આદ્ય સ્થાપક હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી તરીકે પણ તેમણે ઘણાં વર્ષ કામ કર્યું હતું. ચાર વર્ષની વયે રમણભાઈએ ભણવાનું શરૂ કર્યું અને ૧૮૮૩માં પંદરમે વરસે મેટ્રિક થયા. ત્યાર પછી ગુજરાત કૉલેજમાં એક વરસ ગાળી સુવિખ્યાત અંગ્રેજ કવિ વડ્ઝવર્થના પૌત્ર પ્રિન્સિપલ વડ્ઝવર્થનું શિક્ષણ લેવા તેઓ મુંબાઈની એલફિન્સ્ટન કૉલેજમાં ગયા. તેમના સહાધ્યાયીઓમાં કવિ મણિશંકર રત્નજી ભટ્ટ, પ્રો. કાશીરામ દવે અને સર મનુભાઈ હતા. પ્રો. બળવંતરાય ઠાકોર તેમનાથી એક વર્ષ આગળ હતા. ૧૮૮૬માં ઐચ્છિક વિષય તરીકે ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લઈને તેઓ બી. એ. થયા. પછી અમદાવાદમાં મુનસફ તરીકે નોકરી કરી. પછી એલએલ. બી. થઈ, ૧૮૯૭થી તેમણે વકીલાત કરવા માંડી.

તેમનું પહેલું લગ્ન સુરતમાં ૧૮૮૪માં સોળમે વરસે થયું હતું; પણ તેમનાં પત્ની ૧૮૮૮માં સ્વર્ગસ્થ થયાં એટલે સ્વ. ભોળાનાથ સારાભાઈના દૌહિત્રી વિદ્યાગૌરી સાથે એઓ પરણ્યા. સંસારની અનેક વિટંબણાઓ નડવા છતાં શ્રી. વિદ્યાગૌરી ગુજરાતનાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ થયાં.

રમણભાઈએ ૧૮૮૭થી પ્રાર્થના સમાજના માસિક "જ્ઞાનસુધા"નું તંત્રીપદ સ્વીકાર્યું. સુધારકોના વિચાર સમાજ સમક્ષ મૂકવાનું એ મુખ્ય સાધન હતું. તે વેળા સંરક્ષકવાદી સનાતનીઓના વિચારો સ્વ. મણિલાલ નભુભાઈના "સુદર્શન"માં પ્રગટ થતા. "જ્ઞાનસુધા" અને "સુદર્શન" એ બે માસિકોમાં થતી ચર્ચાને પરિણામે ગુજરાતનો શિક્ષિત સમાજ સાંસારિક વિષયો પરત્વે ઘણો ચેતનવન્ત રહેતો.

૧૯૦૪માં અમદાવાદમાં "ગુજરાતી સાહિત્ય સભા" સ્થપાઈ તેના રમણભાઈ આદ્યપ્રમુખ હતા. પછી સાહિત્યપરિષદના મંત્રી તરીકે વરસો સુધી એમણે કામ કર્યું હતું. મુંબાઈમાં મળેલી આઠમી ગુજરાતી સાહિત્ય-પરિષદના તેમને પ્રમુખ નીમવામાં આવ્યા હતા. સર રમણભાઈએ સુધરાઈ, ધારાસભા વગેરેમાં જઈ લોકહિતનાં કાર્યો પણ બહુ કર્યાં છે. તેઓ આદર્શ નાગરિક હતા. તેમને ૧૯૧૧માં સરકારે રાવબહાદુરનો અને ૧૯૨૬માં સરનો ઇલકાબ આપ્યો હતો. ૧૯૨૮માં તેમણે પોતાનો દેહ છોડ્યો. કોઈ હાસ્યરસિક લેખકોમાં એમને પ્રથમ સ્થાન આપે છે, કોઈ વિવેચકોમાં એમને પ્રથમ સ્થાન આપે છે પરન્તુ ગાંધીજીએ તો એમની સમાજસેવાનાં વખાણ કર્યાં છે: "જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે તે સેવા તો ખરી છે જ."

**ગ્રંથો**

ભદ્રંભદ્ર (૧૯૦૦); રાઈનો પર્વત (૧૯૧૨); હાસ્યમંદિર (૧૯૧૫)માં એમના પ્રકીર્ણ હાસ્યરસિક લેખો પુસ્તકાકારે છપાયા છે. 'કવિતા અને સાહિત્ય' એ પુસ્તકના ચાર ભાગમાં એમના સર્વ વિવેચનાત્મક લેખોનો સંગ્રહ છે.

**પરિચય**

'ભદ્રંભદ્ર'ના ખરા લેખક રમણભાઈ છે. 'વિ. અંબારામ વિ. કેવળરામ અવટંકે મોદક્રિયા' એ નામની એક વિચિત્ર વ્યક્તિએ લખ્યો હોય એમ એ છપાવવામાં આવ્યો છે. એ અંબારામ ભદ્રંભદ્રનો પ્રશંસક છે ને એ જ આખી વાર્તા કહે છે. ભદ્રંભદ્ર ને અંબારામની જોડી ડૉન ક્વિક્ઝૉટ

ને સૅન્કો પાન્ઝાનું સ્મરણ કરાવે છે. કાળબળે અર્થહીન થઈ ગયલા આચાર વિચારોનો પક્ષ લઈ સનાતનધર્મીઓના હિમાયતી તરીકે ભદ્રંભદ્ર બહાર પડે છે પણ તેમને ઉપહાસપાત્ર બનાવી રમણભાઈ સુધારાપક્ષનું સમર્થન કરે છે.

પ્રસ્તુત લેખ ભદ્રંભદ્રનું સહુથી લોકપ્રિય પ્રકરણ છે. એમાં વંદાનો વધ થયો ને તે પરથી મારામારી થઈ તેનો કોર્ટમાં રીતસર કેસ ચાલે છે. એક ખરા બનાવ પરથી એ સૂચિત થયો હતો. અમદાવાદના કોઈ સુધારક કુટુંબના માણસે સાપ માર્યો હતો. સાપ મારવો એ પાપ ગણાય છે એટલે સાપ મારનારને શિક્ષા કરવા ન્યાત મળી. પરન્તુ અંગત રાગદ્વેષને પરિણામે ત્યાં મારામારી થઈ ને ખટલો કોર્ટ સુધી પહોંચ્યો. અહીં ભદ્રંભદ્રના બાળક ભાણેજ મગને રાતે બારીએથી વંદો ફેંકી દીધો તેને ભૂખી ડાંસ જેવી એક બિલાડી ખાઈ ગઈ, તે પાડોસી સોમેશ્વર પંડ્યાએ જોયું તે પરથી મગનને નાતબહાર મૂકાવવા તે નાત મેળવે છે ને ત્યાં મારામારી થાય છે, તે બદલ કેસ ચાલે છે. રમણભાઈ વકીલ હતા એટલે એકલા આર્યપક્ષ પર જ નહિ પણ અદાલતોની કેટલીક પદ્ધતિ પર પણ એમણે સબળ પ્રહારો કરી પોતાનો વર્ષોનો અનુભવ રસિક રીતે ઠાલવ્યો છે.

## ટિપ્પણ

પૃ. ૮૭. અમારા : અંબારામ કેટલીક વાર પોતાને તથા ભદ્રંભદ્રને માટે અને કેટલીક વાર આખા ભદ્રંભદ્રના પક્ષને માટે 'અમારા' શબ્દ વાપરે છે. બાહુબળ...વિના : કેસ 'લડવો' એટલે શારીરિક યુદ્ધ કરવું એવું જ ભદ્રંભદ્ર સમજતા! સનાતની પંડિતો વ્યવહારક્ષેત્રમાં અજ્ઞાન હોય છે એ સૂચન છે. ભદ્રંભદ્ર...ગયા : બધી જગાએ કંઈ વિદ્વાન બ્રાહ્મણોના સત્કાર નથી થતા પણ ભદ્રંભદ્રને તેનું ભાન નથી. ઉતાવળ નહોતી : પોતાને સાહેદી આપવાની છે તે માટે જોઈતી તૈયારી કરી મૂકવાનું ભદ્રંભદ્રને ભાન નથી. કંઈ બોધ : માંડવાળ કરવાનો બોધ.

પૃ. ૮૮. પૂજ્યભાવમાં કે ચમત્કારી લખાણના ભયમાં : અરજી ઘડનાર જે બોલતો તેનો અર્થ અજ્ઞાન કોળી લોક સમજી શકતાં નહોતાં

તેથી આ શબ્દો લખ્યા છે. ભદ્રંભદ્ર આખા દૃશ્યનો વળી કંઈ જુદો જ અર્થ કરે છે તે હવે આવે છે. વિષ્ણુ ભૂંડ થયા: વરાહ અવતાર. કૃષ્ણ સારથિ: મહાભારત યુદ્ધમાં અર્જુનનો રથ શ્રીકૃષ્ણે હાંકયો હતો. મરુત્સુતઃ પવનસુત હનુમાન. આર્યોને શબ્દપ્રમાણ જ બસ છે: પ્રમાણ ત્રણ છે–પ્રત્યક્ષ, અનુમાન અને આગમ અથવા શબ્દપ્રમાણ. આપણા પ્રાચીન ગ્રંથોમાં પ્રત્યક્ષ પ્રમાણને જ બધાં પ્રમાણોનું મૂળ માનેલું છે; પરન્તુ શબ્દપ્રમાણને પ્રત્યક્ષ કરતાં પણ વધારે સાચું માનવું જોઈએ એ ભદ્રંભદ્રની ઉક્તિમાં અંધશ્રદ્ધાળુ સનાતનીઓ પર કટાક્ષ છે. વળી શબ્દ એટલે ગમે તેના શબ્દો નહિ પણ વેદમંત્રના શબ્દો, પર્યેષક દૃષ્ટિથી વિશ્વને અવલોકનાર ઋષિને પ્રેરણા થાય તેને પરિણામે તેના ગૂઢ અનુભવો જે શબ્દોદ્વારા મૂર્ત રૂપ ધારણ કરે તે શબ્દો. અહીં ભદ્રંભદ્ર શબ્દ એટલે ભદ્રંભદ્રે પોતે બોલેલો શબ્દ એવો સ્વાર્થસાધક અર્થ કરે છે.

પૃ. ૮૯. સદોદિત: નિત્ય પ્રકાશમાન. યોગસિદ્ધિ: યોગ કરવાથી સાધકને અમુક કક્ષાએ પહોંચ્યા પછી કેટલીક સિદ્ધિઓ આવે છે: જેવી કે અણિમા–શરીર નાનું બનાવવું, લઘિમા–શરીરને હલકું બનાવવું, ગરિમા–ભારે બનાવવું, વગેરે. સમરીવાળા: જે કેસમાં જુબાનીનો માત્ર સાર જ લખી ફેંસલો આપવામાં આવે તેને સમરી કેસ કહેવામાં આવે છે. બ્રહ્મતેજ...નિંદે છે: બ્રહ્મતેજ, બ્રાહ્મણોની આત્મિક શક્તિ. માણસ હોય તેવું નહિ પણ પોતે જોવા માગતો હોય તેવું જ સર્વ જગત જુએ છે એ મહાન સત્ય આ કંડિકામાં સૂચવ્યું છે. અરજી લખનાર કામમાં હોવાથી ચાલ્યો ગયો તેને ભદ્રંભદ્ર પોતાના બ્રહ્મતેજના પ્રભાવથી ગયો એમ ગણે છે!

પૃ. ૯૦. કમ્મરેથી...તેમઃ આ સામાન્ય દૃશ્ય છે. સિપાઈએ પટો પહેરેલો ન હોય તો તે બરતરફ થાય છે તેથી જાણે તેઓ પટાથી કમ્મરે સિપાઈગીરીને બાંધી રાખવા માગતા હોય એવો અર્થ કર્યો છે.

આર્યમંદિરોમાં...સમજાવ્યું: ભદ્રંભદ્ર બધું એક જ પદ્ધતિએ જુએ છે. એના મગજમાં બેજ ખાનાં છે–એક આર્યધર્મમાં માનનારા સનાતનીઓનું, બીજું સુધારાવાળાઓનું. કોર્ટમાં જતાં 'સાહેબ'–ન્યાયાધીશ પાછળથી આવે

છે, એટલામાં તે ન્યાયાધીશને દેવ સાથે અને કોર્ટને મંદિર સાથે સરખાવે છે. બધા લોકો ઠીકઠાક થાય છે તેને દર્શનોત્સુક માને છે, અને પોતે અંદર જાય છે છતાં 'સાહેબ' આવ્યા નથી એટલે આ ન્યાયમંદિરમાં દેવને પહેલેથી નથી પધરાવ્યા માટે આ સુધારાવાળાઓનું સ્થાન છે એમ અનુમાન કરે છે. આ પ્રમાણે ગમે તે વિગતને ભદ્રંભદ્રના આ બે ચોકઠામાં સમાવી પ્રાચીન મતવાદીઓના વિચારની જડતાનો લેખક ઉપહાસ કરે છે.

પૃ. ૯૧. તેમાંથી પહેલું...શરૂઆત થઈ: નાહક વખત ન જાય માટે પોણો કલાક કોર્ટ નાહક વખત ગાળે છે! સરસ કટાક્ષ છે. સંદુક: પેટી; ટ્રંક. ગવાહી, સાક્ષી.

ઓગણત્રીસ દિવસ: કાયદો બરાબર વાંચી સજા કરી છે એમ લાગે તે માટે કોઈ વિચિત્ર સંખ્યા જોઈએ, એટલે ઓગણત્રીસ. આ કામમાં... સજા કરું છું: કોર્ટમાં કેટલીક વાર કેવી દલીલ વડે પડેલા પુરાવાથી ઉલટી જ સજાઓ ફરમાવવામાં આવે છે તે પર અહીં કટાક્ષ છે.

પૃ. ૯૨. બીજું કામ...સુધી મુલતવી: જ્ઞાતિઓના ઝઘડાઓનો ચુકાદો તેમના રિવાજ મુજબ અપાય છે. વાણિયાઓમાં ગાળાગાળી કરવાનો રિવાજ છે એમ બોલીએ ત્યાં 'રિવાજ' શબ્દ સાધારણ અર્થમાં છે તેને કોર્ટ કાયદાના પારિભાષિક (કસ્ટમ) અર્થમાં લે છે! ગમે તે બહાને કેસ મુલતવી રખાય છે તે પર અહીં માર્મિક પ્રહાર છે. પ્રવેશ...નાખ્યું: ઘરબહાર પ્રવેશ એ વદતો વ્યાઘાત છે પરન્તુ જે રીતે રાજીનામું આપવામાં આવે છે તે વાંચીને તો એમ જ લાગે કે જો કોઈએ ઘરની બહાર પ્રવેશ કર્યો હોય તોપણ તેને શિક્ષા થઈ શકે! આયંદે: હવે પછી.

કોર્ટ નાસ્તા માટે ઊઠશે એ સાંભળી ભદ્રંભદ્રને લાગ્યું કે આખી કચેરીને કંઈક ખાવાનુ મળશે. પછી 'કોર્ટ' એટલે એકલા ન્યાયાધીશ જ એમ ખબર પડી ત્યારે પોતાને કંઈ ખાવાનું નહિ મળે એ વિચારે તેમને ગુસ્સો આવ્યો. એવો...ભેદભાવના માન્ય છે: અદ્વૈતવાદ પ્રમાણે જગત મિથ્યા છે ને એક જ સત્યતત્ત્વ પરબ્રહ્મ સર્વત્ર વિલસી રહ્યું છે.

માણુસમાણુસમાં ભેદદષ્ટિ રાખવી એ ભૂલ છે કારણ સર્વમાં એક જ આત્મા વ્યાપી રહ્યો છે. આ સિદ્ધાંત અનુસાર ન્યાયાધીશ અને ભદ્રંભદ્રમાં ભેદ નથી, અભેદ છે. પરન્તુ એનો અર્થ એવો નથી કે ન્યાયાધીશ જમ્યા એટલે ભદ્રંભદ્ર જમ્યા! ભોજનની બાબતમાં ન્યાયાધીશ ને ભદ્રંભદ્ર વચ્ચે ભેદ છે એમ ગણીને ચાલવું જોઈએ. સારાંશ, ભદ્રંભદ્રને પણ નાસ્તો આપવો જોઈએ. ભદ્રંભદ્ર જમવાના લાલચુ હતા એમ સૂચવી ભોજનઘેલા સર્વ બ્રાહ્મણોની અહીં બનાવટ કરી છે. ભોજનઘેલછા ઉપહાસપાત્ર છે એ ખરું પણ કેટલાક બ્રાહ્મણો જમવા પાછળ ગાંડા હોય તેથી અદ્વૈતવાદી આર્યપક્ષ અથવા સનાતન ધર્મના સિદ્ધાન્તો જરા પણ ખોટા ઠરતા નથી. સર રમણભાઈની પોતાની જ ભોજનઘેલછા અસાધારણ *હતી, પણ તેથી કંઈ સુધારક પક્ષની દલીલો ખોટી ઠરતી નથી.

પૃ. ૯૩. વળી...ગણે છે: સ્વાર્થ સાધવા ભદ્રંભદ્ર કેવી વૈખરી ચલાવે છે! શબ્દજાળનો આ સરસ નમુનો છે. ઘણાં કામને...ગઈ હતી: ન્યાયાધીશ કેસની હકીકત જાણ્યા વગર, વંદો કોઈ માણુસ હોય એમ ધારી રીતસર સવાલો પૂછવા મંડી પડે છે. હાસ્યરસ જમાવવાની સૂક્ષ્મ કલા અહીં રમણભાઈએ સાધી છે. મરનાર શખસનું નામ વંદો છે: 'વંદો' નામ જાણ્યા પછી પણ તેને શખસ કહેવામાં કોર્ટો પર કટાક્ષ છે.

---

*આ અત્યુક્તિ નથી. રમણભાઈના મિત્ર દી. બ. કૃષ્ણલાલ ઝવેરી લખે છે કે "જ્ઞાતે નાગર, એટલે સેંકડો વર્ષથી ચાલતાં આવેલા બ્રાહ્મણ જ્ઞાતિના સંસ્કાર એમના પર પડેલા તો ખરાજ; અને એ સંસ્કાર આચારવિચારમાં દેખાઈ આવતા. કોઈ પાર્ટી, જ્ઞાતિભોજન, સહભોજન વગેરેમાં હાજર રહેવાનું આમંત્રણ હોય અને તેની સંખ્યા એક કરતાં વિશેષ હોય તોપણ બધાં જ આમંત્રણ સ્વીકારી હાજર રહેવા એઓ પ્રયત્ન કરતા; અને તે પણ ખાલી–ઉપર ઉપરનો દેખાવ કે માત્ર શોભા માટે નહિ, કારણ ત્યાં હાજર થતી ખાદ્ય વસ્તુઓનો સ્વાદ કાઢવા એઓ ચૂકતા નહિ. તેમાંથી કેટલીક વખત જરા અણધાર્યું અને નહિ ઇચ્છવા જેવું પરિણામ આવતું; કારણ પેટ, પોતાના ધર્મ પ્રમાણે, તેના પર તે ખમી શકે તે કરતાં વધારે ભાર લાધવામાં આવે એટલે બળવો કરતું અને તે બળવો શમાવવા પેલી ટ્રંકમાંનું ચૂરણ, ફાકી, હીંગાષ્ટકની ગોળીઓ અને છેવટે સોડાવૉટરની–કારણ

પૃ. ૯૪. નામદાર કોર્ટની...જણાય છે: કોર્ટની જ ભૂલ છે એમ વકીલ સમજે છે પણ કોર્ટનું અપમાન કરવાના ગુનામાં ન આવી જવાય માટે 'નામદાર કોર્ટની તો નહિ' એમ, મનમાં છે તેથી ઉલટું જ બોલે છે.

પૃ. ૯૫. પુરાવાના કાયદા: ઇન્ડિયન એવિડન્સ ઍક્ટ. મહાવ્યથા: ઇન્ડિયન પીનલ કોડમાં 'ગ્રીવસ હર્ટ' કહે છે તે. પુરાવાના...બતાવશે ? કામ મહાવ્યથાનું હતું, તેમાં વદાનું ખૂન થયું એ હકીકત અપ્રસ્તુત છે, એમ આ પ્રશ્નનો અર્થ છે. સાક્ષીઓ...કર્યું: આ આખી કંડિકામાં નાની વસ્તુને કેવું મહત્ત્વ વકીલો આપી શકે છે તે સમજાવ્યું છે. કાટલું...જતું હતું: સમતોલ તુલા એ ન્યાયનું પ્રતીક છે. પુરાવો ભદ્રંભદ્રના પક્ષની વિરુદ્ધ જતો હતો તેથી કાટલું નમે છે.

પૃ. ૯૬. મારી એકા...શ્રૂયતામ્: સ્વ. મનઃસુખરામ ત્રિપાઠી વિશેષણને સંસ્કૃત પ્રત્યયો લગાડતા ને સંસ્કૃત તત્સમો વધારે વાપરતા તે પર કટાક્ષ છે. એવી શૈલીમાં લખવાનો હેતુ મનઃસુખરામના જ શબ્દોમાં જોઈએ. "રત્નાકરસમા એક જ ખાનિમાંથી આવેલા સાર્થક સરલ સંસ્કૃત શબ્દો શુદ્ધ વપરાઈ એકતા વર્ધમાના થશે, એમ થયે વિભક્તિના રૂપના અને ધાતુના પ્રત્યયોમાં જ માત્ર ભેદ રહેશે. ભગિની ભાષાઓ પરસ્પર

---

એઓ સોડાવૉટરને પાચનશક્તિને સહાયકારક વસ્તુ ગણતા તેની–મદદ લેવી પડતી અને અંતે આપણું પેટ, એ એક જાતનું સ્થિતિસ્થાપક યંત્ર હોવાથી બધું ઠાળે પડી જતું. વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે હું, રા. નન્નુભાઈ વગેરે સર મનુભાઈને ત્યાં ઉતર્યા હતા. એક દિવસે શ્રેયઃસાધક મંડળવાળા શ્રીયુત ઉપેન્દ્ર ભગવાનને ત્યાં પાર્ટી અપાઈ હતી. એ પાર્ટીનો સમય બપોરનો હતો. સર મનુભાઈને ત્યાંથી જમીને છેલ્લે કોળીએ અમે સહુ ત્યાં પાર્ટીમાં ગયા. મારી યાદદાસ્ત પ્રમાણે રમણભાઈ પણ અમારી સાથે જ તે દિવસે જમવામાં હતા; અથવા નહિ હોય તો કાંપમાં જ્યાં ઉતર્યા હતા ત્યાંથી જમીને આવ્યા હતા. એ પાર્ટીમાં મૂકેલી વસ્તુ બહુ જુદી જુદી જાતની અને મન લલચાવે તેવી હતી, પરંતુ સહુનાં પેટ ભરેલાં હતાં એટલે તેનો પૂરતો સ્વાદ લેવા બાબતમાં ઘણાને અસંતોષ રહી ગયો પણ રમણભાઈને એ અંતરાય નડયો નહિ. એઓ તો મોકળે મને સહુ ચીજ ચાખી શકયા !"

સમજાય એવી થશે અને તે દેવનાગરી કિંવા બાળબોધ લિપિમાં મુદ્રાંકિત થશે, તેથી ભરતખંડની એકજનતા—ઐક્ય—દેશજનતા થવામાં સુગમ થશે." મનઃસુખરામની પેઠે વિશેષણને પ્રત્યયો તો કોઈ લગાડતું નથી પણ તત્સમો તો અત્યારે અસલ કરતાં ઘણા વધારે પ્રમાણમાં વપરાય છે. રમણભાઈની જ ભાષામાં તત્સમો ઊભરાય છે. આર્યનીતિ...અવકાશ નથી : તાત્પર્ય એ છે કે આર્યોનું બધું જ સારું છે. ધીતિ, પીવું તે. આર્યોની ધીતિ અને ભીતિને અનુપમા કહીને અહીં સનાતનીઓ ઉપર અને 'તિ'—અન્તી શબ્દોને ભેગા મૂકીને યમકપ્રેમીઓ ઉપર કટાક્ષ કર્યો છે. વેદવિહિતા : વેદમાં ફરમાવેલી. શાસ્ત્રો...બલવત્તર : શાસ્ત્રનાં પ્રમાણો કરતાં એટલે શબ્દ-પ્રમાણ કરતાં. અહીં પણ પૃ. ૮૮ પર જે કહ્યું છે તેનું તે ભદ્રંભદ્ર કોર્ટને કહે છે. પ્રમાણ : પ્રત્યક્ષ પ્રમાણ. ભદ્રંભદ્ર બોલે છે તે શબ્દપ્રમાણ માટે તે શાસ્ત્રપ્રમાણ, અને 'કલિકાલનાં મનુષ્યોનું (પ્રત્યક્ષ) પ્રમાણ' તે ખોટું ! ભદ્રંભદ્રને મન તો આખો કેસ જાણે આર્ય પક્ષ ને સુધારા પક્ષ એ બે વચ્ચે જ ચાલે છે એટલે વકીલ ભદ્રંભદ્રની તરફેણમાં જાતમાહિતીવાળાનો અર્થાત્ પ્રત્યક્ષ પુરાવો પુષ્કળ છે એમ જણાવે છે ત્યારે તે પોતે તેની વિરુદ્ધ જઈ, પ્રત્યક્ષ પ્રમાણ ખોટું, અને શબ્દપ્રમાણ જ ખરું એમ કહે છે ! વિપર્યય, વિપર્યાસ; અવ્યવસ્થા. વિપર્યય કરવો; ઉલટાવી દેવું.

પૃ. ૯૮. અરે...એવા ! ભ્રષ્ટબુદ્ધિ એ બહુવ્રીહિ સમાસ છે. એ આમ છોડવીને કોઈ સંબોધન કરતું નથી. આ બધાં વાક્યોમાં પાછો સંસ્કૃતમય લખનારાઓ પર કટાક્ષ છે. અંગશકતૌ, શારીરિક બળમાં. રાક્ષસસમ, રાક્ષસના જેવો. મારું બલં વાચાયાં છે : બોલવામાં જ હું શૂરો છું. મિત્રાણિ, મિત્રો. શરીરાણાં, શરીરોનાં. શરીરોપરિ પ્રહારસ્ય આરોપ : શરીર ઉપર પ્રહારો કરવાનો આરોપ, મારામારીનો આરોપ. 'જે પ્રાચીનતા 'વાળા સમપ્રયોગી વાક્યમાં પ્રાચીનતા દાનવોને પણ ઇષ્ટા છે એમ કહી સનાતનીઓની વાચાળતાનો ઉપહાસ છે.

પૃ. ૧૦૦. વિદ્યમાન ભદ્રંભદ્ર : બાપ જીવતો હોય તો તેના નામ પૂર્વે કેટલાક 'વિ' લખતા તેમની બનાવટ કરી છે. 'ભદ્રંભદ્ર 'ના લેખક 'વિ. અંબારામ વિ. કેવળરામ અવટંકે મોદકિયા' છે. પ્રશ્નસ્ય અનૌચિત્યમ્ :

પ્રાચીન વાદપદ્ધતિની આ પરિભાષા છે. અપ્રસ્તુત પ્રશ્ન પૂછાય ત્યારે આ જવાબ આપવામાં આવે છે. આ પ્રમાણે પાંડિત્યનો ડોળ કરવામાં ભદ્રંભદ્રને ભાન નથી રહેતું કે ભરી કોર્ટમાં આ જવાબ દેવાથી ન્યાયાધીશ ખીજવાશે. સનાતન...વિજયનો: સદોદિત એટલે નિત્ય પ્રકાશમાન. સનાતનત્વમાં નિત્યત્વ રહેલું જ છે ને વિજય સાથે યશ હોય જ છે. વળી વિજયનો કંઈ ધંધો હોય? એટલે વગર ધંધાના હોઈ લવારા કર્યાં કરીએ છીએ એવો ધ્વનિ આમાંથી નીકળે છે.

પૃ. ૧૦૧. 'તમારે કંઈ કહેવાનું છે?' એ અતિ મહત્ત્વનો પ્રશ્ન છે. તહોમતદારને એ પ્રશ્ન ન પૂછાય તો આખો કેસ રદ કરી શકાય. એના જવાબમાં તહોમતદારે પોતાનો બચાવ સારામાં સારી રીતે રજુ કરવો જોઈએ. ભદ્રંભદ્ર પણ ટુંકાંટુંકાં સંસ્કૃતમય વાકયો બોલી નૈયાયિક હોય તેમ જવાબ દે છે, પરન્તુ વસ્તુત: એ કેવળ અપ્રસ્તુત વાતો જ કરે છે ને છેવટે સત્યયુગમાં કાલક્રમ હતો જ નહિ એવું કહી એ મૂર્ખતાની પરાકાષ્ઠાએ પહોંચે છે. કોઈ પણ યુગમાં અર્થાત્ કોઈ પણ કાળે કાલક્રમ હતોજ નહિ એ વદતોવ્યાઘાત છે. એ સાંભળી પ્રતિપક્ષી દલીલ કરવી બંધન કરે તો બીજું શું કરે? રમણભાઈની કળા પણ અહીં પરાકાષ્ઠાએ પહોંચી છે. વ્યવહાર ઓછો હોય...સુખ ત્યાગ છે: કેટલાક સનાતનીઓ હાલ પણ એવી દલીલ કરે છે! પશુઓમાં...ઉચિત છે: આંતર્વર્ણીય લગ્ન વિરુદ્ધ કેટલાક સનાતનીઓ એવી દલીલ આપે છે કે પશુઓની જુદી જુદી જાતો વચ્ચે લગ્ન થતાં નથી માટે મનુષ્યોમાં જે જુદી જુદી નાતો છે તેમની વચ્ચે પણ લગ્નો ન થવાં જોઈએ. પણ આ સરખામણી જ ખોટી છે કારણ નાતો એ કંઈ જાતો નથી. માણસમાત્ર એક જ જાત છે.

પૃ. ૧૦૨. અનાદિત્વ: અનાદિ એટલે જેને આદિ નથી તે. જે અસ્તિત્વમાં કયારે આવ્યું તે કોઈ જાણતું નથી. વેદ ઈશ્વરપ્રણીત હોવાથી અનાદિ કહેવાય છે. વિદ્વાન વકીલોનાં ભાષણ: ફરિયાદીના વકીલનું ભાષણ દિલ દુ:ખાય એવા શબ્દોથી ભરેલું છે.

પૃ. ૧૦૩. સદાદત્ત જશપૂરી વિજય: "સનાતન આર્યધર્મના સદોદિત યશ:પૂર્ણ વિજયનો" એ શબ્દો ભદ્રંભદ્ર બોલેલા તેનો ફરિયાદપક્ષના વકીલે કેવો પોતાને ફાવતો અર્થ કર્યો તે અહીં જોવાનું છે.

પૃ. ૧૦૫. ભવાન્; આપ; સંસ્કૃતમાં સંભાવિત પુરુષોને 'ભવાન્' ને સ્ત્રીઓને 'ભવતી' કહે છે: જેમકે, ભવતિ ભિક્ષાં દેહિ—બાઈ, ભિક્ષા આપો. શાસ્ત્રમાં...તોપણ?: સુધારકો દારૂ બહુ પીતા એવો પણ જમાનો હતો. તેનો કોઈ પ્રકારે બચાવ થઈ શકે એમ નથી એટલે મહાદેવના ભક્તોએ ભાંગગાંજો પીવો જોઈએ એવી માન્યતા સનાતનીઓમાં પ્રચલિત છે એવું અહીં સૂચવ્યું છે. એવી માન્યતા ખરું જોતાં છે નહિ. ભક્ષ્યાભક્ષ્ય, ખવાય એવું ને ન ખવાય એવું. પેયાપેય, પીવાય એવું ને ન પીવાય એવું. વંદાનું મોત...રહે છે: આખી કંડિકામાં વાદીનો વકીલ સાચી વાત છુપાવી, વંદાનો વધ થયો માટે ભદ્રંભદ્રનો આખો પક્ષ ખૂની છે.ને મારામારી કરતાં અચકાય એવો નથી, એમ પુરવાર થાય એવી રીતે બધું ઘટાવે છે.

પૃ. ૧૦૬. બે વકીલનાં ભાષણો સરખાવવા જેવાં છે. ફરિયાદીનો વકીલ 'પિકવિક પેપર્સ'ના સાર્જન્ટ બઝફઝની આબાદ યાદ આપે છે. બચાવપક્ષનો વકીલ કેવળ પૈસા ખાતર જ કામ કરનાર છે, એટલે ફરિયાદીના વકીલના દરેક મુદ્દાને ગમે તેમ તોડી પાડવા મથે છે.

બહારગામ હતા તે વખતે: ગુનાની જગાએ તહોમતદાર હાજર જ હોય તો ગુનો ન કર્યાનો તે અચૂક પુરાવો છે. આને 'એલિબી' કહે છે.

પૃ. ૧૦૭. સાબિત કરવાનો બોજો: 'બર્ડન ઑફ પ્રૂફ' 'ઓનસ પ્રોબેન્ડી.' અમુક હકીકત સાબિત કરવાની અમુક પક્ષની ફરજ હોય છે તે માટે કાયદામાં આ પરિભાષા છે. સદાદત્ત જયપુરી વિજય: એ શબ્દોનો ખરો અર્થ આ વકીલ પણ સમજાવતો નથી ને એ શખસને જુબાનીમાં કેમ ન લાવ્યા એમ પૂછે છે! સાંભળેલી હકીકત: 'હિયરસે એવિડન્સ'. એનું કાયદામાં બહુ વજન નથી.

પૃ. ૧૦૮. વૈકુંઠવાસ: વૈકુંઠ એ વિષ્ણુનું ધામ છે, કૈલાસ એ શિવનું ને સ્વર્ગ એ બીજા દેવોનું. ભદ્રંભદ્ર એ ઉમયાપતિ મહાદેવના ભક્ત હતા એટલે વૈકુંઠવાસ એ કલમચૂક લાગે છે. બલિ સરખો દૈત્ય: એ દૈત્ય હતો એટલે દેવોનો શત્રુ હતો એમ ધારીએ પણ દુષ્ટ હતો એવું માની

લેવાનું નથી. હકીકતમાં એ મહાન ભક્ત પ્રહ્‌લાદનો પુત્ર ને મોટો દાનેશ્વર હતો. એણે નવ્વાણું યજ્ઞ કર્યા હતા પણ સોમા યજ્ઞ પ્રસંગે એનું સામ્રાજ્ય કપટથી લેવા વિષ્ણુ ભગવાન વામનરૂપે ગયા ને માત્ર ત્રણ પગલાં પૃથ્વી માગી. ભૂમિદાન મળ્યું કે વામને વિરાટ સ્વરૂપ ધારણ કરી બે પગલામાં પૃથ્વી ને સ્વર્ગ વ્યાપી દીધાં અને ત્રીજું પગલું બલિના માથા પર મૂકી તેને પાતાળ પહોંચાડી દીધો. પછી બલિના ઉચ્ચ શીલથી પ્રસન્ન થઈ વામન તેના દ્વારપાલ થઈને બેઠા. બલિનું પૂજન કાર્તિક સુદ પડવે થાય છે ને વામનાદ્વાદશી ભાદરવા સુદ બારસે ઉજવાય છે.

તુલસીના ઝાડની પૂજા: તુલસીનો છોડ હોય છે, ઝાડ નહિ. પદ્મપુરાણમાં એની કથા એવી છે કે જાલંધર નામનો યોદ્ધો હતો. એની પત્ની વૃંદા મહાસતી હતી તેને પ્રતાપે એને ત્રણ ભુવનમાં કોઈ જિતી શકતું નહોતું. શ્રી વિષ્ણુએ કપટ રચી વૃંદાના પતિવ્રતનો ભંગ કર્યો તેથી તે ચિંતાપ્રવેશ કરી બળી મરી. એ ચિતામાં છોડ ઉગ્યો તે તુલસી. વિષ્ણુ ભગવાનને પોતાના કૃત્યનો પાછળથી બહુ પસ્તાવો થયો અને તુલસીના છોડ પર તેઓ બહુ મમત્વ રાખવા લાગ્યા. વૃંદા પછી રુક્મિણી તરીકે જન્મી ને વિષ્ણુના અવતાર ભગવાન કૃષ્ણને પરણી. આથી કાર્તિક સુદ એકાદશીએ તુલસીનાં ભગવાન સાથે પ્રથમ લગ્ન થાય પછી જ લગનસારા શરૂ થાય છે. પત્નીના સહકારથી વંચિત થયો ત્યારે જાલંધર હાર્યો માટે સ્ત્રીને સહચરી ગણવી જોઈએ અનુચરી નહિ એવો આ કથાનો સાર છે. ગોપૂજન અને તુલસીપૂજન એ બે હિન્દુધર્મનાં વિશિષ્ટ અંગો છે. બીજી ઘણી ભાવનાઓ તો સર્વ ધર્મમાં સામાન્ય હોય છે.

અનંત ચતુર્દશીના દોરડાની કથા: દોરડાની નહિ પણ દોરાની. કૌંડિન્ય ઋષિ બહુ દરિદ્ર હતા. તેમની પત્ની સુશીલા ચૌદ ગાંઠનો દોરો પહેરીને ભાદરવા સુદ ચૌદસનું વ્રત કરતી તેથી તેમને વૈભવ મળ્યો, એ વાત ઋષિને ગમી નહિ ને તેમણે દોરો બાળી નાખ્યો. આથી તેમનો વૈભવ ગયો ત્યારે પાછી તે અનંતની પૂજા કરવા લાગ્યા. દક્ષિણના વૈષ્ણવોમાં આ વ્રતનો પ્રચાર ઘણો છે. અનંત એટલે જેનો અંત નહિ તે. સર્વ

પદાર્થોનો નાશ થાય ત્યારે જે કાળરૂપી શેષ રહે તેનું આ વ્રતમાં અધિષ્ઠાન કરવામાં આવે છે. રાખડી કે દોરો તે અનંતની રક્ષા. એ ઈશ્વરની અદ્ભુત શક્તિ દર્શાવે છે ને તેના સૂત્ર પર ચૌદે ભુવનો અવલંબે છે માટે તે પર ચૌદ ગાંઠ હોય છે. જેમ ધ્વજા એ કંઈ દેશ નથી પણ દેશભક્તો તેને દેશભાવનાનું પ્રતીક ગણી તે તરફ પૂજ્યભાવ રાખે છે તેમ દોરો કંઈ ઈશ્વર નથી પણ ઈશ્વરભક્તો તેને પ્રતીક ગણી તેમાં શ્રદ્ધા રાખે છે. દેશભાવના કરતાં ઈશ્વરભાવના ઘણી વ્યાપક છે એટલે આવી બાબતોમાં રમણભાઈના ઉપહાસની અસર ધાર્યા કરતાં ઉલટી થાય છે.

જડવાદ, 'મટિરિયાલિઝમ'નો અનુવાદ. ચૈતન્યવાદ, 'સ્પિરિચ્યુઆલિઝમ.' સુધારાવાળા બધા જડવાદી હોય છે, એવી ભદ્રંભદ્રની માન્યતા છે. ચૈતન્યવાદનું ગમે તેવી કથા કેવી રીતે સમર્થન કરે ? અસંબદ્ધ પ્રલાપનો આ દાખલો છે. ભદ્રંભદ્રનામધારણકથા : 'ભદ્રંભદ્ર'ના પહેલા જ પ્રકરણમાં આવે છે. ભદ્રંભદ્રનું મૂળ નામ દોલતશંકર હતું. 'દોલત' જેવા યાવની ભાષાના શબ્દ સાથે શંકર જેવો પવિત્ર સંસ્કૃત શબ્દ આવ્યો તેથી સાક્ષાત્ શંકર ભગવાન કોપી ઊઠ્યા ને સ્વપ્નમાં પ્રગટ થઈ દોલતશંકરને નામ બદલવા કહ્યું. આ પરથી તેમણે પોતાનું નામ ભદ્રંભદ્ર રાખ્યું. આ કથા છે.

વાર્તાથી જિજ્ઞાસા દ્રવે તેનો લાભ લઈ ઉપદેશ આપી શકાય છે, નિરક્ષર હોય તેને અક્ષરજ્ઞાનથી જ મળે એવું જ્ઞાન પણ આપી શકાય છે. વ્રતકથાઓ આવા જ હેતુથી લખાઈ છે. પણ અભણ લોક આકર્ષાય માટે વિષ્ણુલોકમાં જવાશે એવું તે કાળને ઉચિત લખાણ એ કથાઓમાં હોય છે ખરું, તેનો અહીં ઉપહાસ છે. ગમ્મત એ છે કે રમણભાઈ પોતે જ 'ભદ્રંભદ્રનામધારણકથા' તેમજ તેના આખા જીવનની કથા લખીને તે દ્વારા સુધારાનો ઉપદેશ આપવા મથી રહ્યા છે તે એઓ અહીં વિસરી જાય છે !

પૃ. ૧૦૯. ત્વંકાર, તુંકારો; એકવચનમાં સંબોધન કરવું તે. પ્રલય : કલ્પને અંતે જગતનો લય. કલ્પ એટલે બ્રહ્માનો એક દહાડો અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વરસ. પ્રલયકાળે શું કરશો ?: ઐહિક વાતો વિસરી પારલૌકિક વાતો કરવી, આ જીવનના લાભ જોવાને બદલે મરણોત્તર જીવ-

નના લાભો જોવાની ટેવ પર કટાક્ષ છે. સાક્ષાત્ શંકરની...નહિ.: હિન્દુઓના હૃદયને સખ્ત આઘાત પહોંચે એવી આ ટોળ છે. રમણભાઈ કલાકારને ઉચિત સંયમ કેટલીક જગાએ નથી રાખી શક્યા. માનાર્થે બહુવચનમ્: નં. ૬નો તહોમતવાળો એમ એકવચન ન વાપરો. ભદ્રંભદ્રની અહંતા એટલી છે કે વકીલને ખલલ ન પાડવી જોઈએ તે એ ભૂલી જાય છે.

પૃ. ૧૧૦. વંદાને મારી...શકાય?: આખી કંડિકામાં મનુષ્યવધનો બચાવ થાય છે તેવી જ રીતે વંદાવધ વિશે બોલવાથી હાસ્યની નિષ્પત્તિ થાય છે. વંદાની સંખ્યા, વંદાની લાસ વગેરે પરથી વકીલ પૈસા ખાતર કેવું સાંચાની પેઠે કામ કરે છે તે સમજાઈ જાય છે. પકવાન્નનું ભાવિ: પવિત્ર જગાએ મૂકેલું પક્વાન શુદ્ધ બ્રાહ્મણના પેટમાં જાય ને અભડાય તો કૂતરાના પેટમાં પણ જાય, તેથી પક્વાન્નનું ભવિષ્ય અનિશ્ચિત કહ્યું છે. અંબારામની અટક મોદકિયા છે એટલે તેને ભોજનને લગતી ઉપમાઓ જ સૂઝે છે.

# ખંડ ૩

## પાંચાલીપ્રસન્નાખ્યાન

આ નાટકના લેખક કોણ? 'પ્રાચીન કાવ્યમાળા'માં ત્રણ નાટકો પ્રેમાનંદને નામે છપાયાં તેમાંનું આ એક છે. પ્રેમાનન્દ ત્રણ થઈ ગયા છે. એક તો 'નળાખ્યાન', 'મામેરું' વગેરે લોકપ્રિય આખ્યાનોનો કર્તા. બીજો મહાભારતના આદિપર્વનો કર્તા. રા. કેશવલાલ ધ્રુવ એને પહેલા પ્રેમાનન્દનો શિષ્ય ધારે છે. ત્રીજા પ્રેમાનન્દે મહાભારત પૂરું કર્યું છે. એનાં વિરાટપર્વ, ભીષ્મપર્વ ને અશ્વમેધપર્વ બહાર પડ્યાં છે. આ ત્રણમાંથી પહેલો મહાકવિ પ્રેમાનન્દ એ નાટકોનો કર્તા છે એમ પ્રસિદ્ધકર્ત્તા કહે છે.

સ્વ. મણિશંકર ભટ્ટ તથા રા. નરસિંહરાવ દીવેટિયાને એના કર્તૃત્વ વિશે શંકા આવી. રા. નરસિંહરાવે એ પર વિસ્તૃત ને મનનીય નિબન્ધ લખી સિદ્ધ કર્યું છે કે એ નાટકો ઉક્ત પ્રેમાનન્દનાં નથી. એમનું કહેવું એવું છે કે ગુજરાતીમાં નાટકનું સાહિત્ય આધુનિક છે. પ્રેમાનન્દના સમયમાં એ હતું નહિ. 'રોષદર્શિકા' વગેરે ત્રણ નાટકો કોઈ બહુશ્રુત પંડિતે લખેલાં દીસે છે. પ્રેમાનન્દ તો ઉત્તમ કોટિનો માણભટ્ટ હતો. ગ્રંથની મૂળ પ્રત પ્રેમાનન્દના વિદ્વાન શિષ્ય વીરજીએ લખેલી છે એમ પ્રકાશકો કહે છે પરન્તુ તે, કોણ જાણે કેમ, પ્રકાશમાં આવતી નથી. એથી અશ્રદ્ધા દૃઢ થાય છે. પ્રેમાનન્દનો પુત્ર વલ્લભ પિતાની નાટક લખવાની પ્રવૃત્તિ પરત્વે કાંઈ પણ લખતો નથી. તે સમયે રંગભૂમિનું જ અસ્તિત્વ નહોતું તો નાટકોનું ક્યાંથી હોય? તે પૂર્વેનાં કે પછીનાં કોઈ પણ નાટકો ઉપલબ્ધ થતાં નથી. આ નાટકોમાં ઘણાં વાક્યો અંગ્રેજી ઢબનાં છે. અંગ્રેજી કહેવતોના ચોખ્ખા અનુવાદો પણ અંદર છે. થોડાક મરાઠી શબ્દપ્રયોગો પણ છે. આ બધાનો ખુલાસો શો? વળી 'પાંચાલીપ્રસન્નાખ્યાન' છેલ્લું છે એમ જાહેર કર્યા પછી 'તપત્યાખ્યાન' બહાર પડ્યું એ બિના પણ શંકા દૃઢીભૂત કરે છે.

રા. મટુભાઈ કાંટાવાળાએ 'ज्ञ' એ સંજ્ઞાથી ઉપલી દલીલોમાંની કેટલીકનો રદિયો આપવા પ્રયત્ન કર્યો છે. જેમકે, વલ્લભે તો 'મામેરું' કે 'સુદામાચરિત્ર'નો પણ ઉલ્લેખ નથી કર્યો માટે શું તે પ્રેમાનન્દનાં નહિ? રંગભૂમિ મહાકવિ કાલિદાસના વખતમાં હતી તેનો શો પુરાવો? અંગ્રેજીને મળતી કહેવતો ફારસીમાં કેવી રીતે હોય છે? પ્રેમાનન્દ આખા હિન્દમાં ફર્યો હતો એટલે કોઈ અંગ્રેજના સંપર્કમાં આવ્યો હોય એ અસંભવિત નથી. નંદરબારમાં રહ્યો ત્યારે મરાઠાના પરિચયમાં તો જરૂર આવ્યો હશે. વલ્લભે પોતે 'મારુતિવિજય' નામનું નાટક લખ્યું છે, તેનો થોડોક ભાગ રા. મટુભાઈએ છપાવ્યો પણ છે.

પ્રો. ગજેન્દ્રશંકર પંડ્યા બેઉ પક્ષની દલીલોને તોળી એવા નિર્ણય પર આવે છે કે પ્રેમાનન્દે અજમાયશ દાખલ નાનકડું નાટક લખેલું ખરું પરન્તુ પ્રેમાનન્દપક્ષપાતી કોઈ આધુનિક સમર્થ અભ્યાસકે વસ્તુ બહલાવી તેનું મોટું નાટક બનાવી કાઢયું. ગુર્જર સાહિત્યના ઊંડા અભિમાનથી પ્રેરાઈ લેખક પોતે અણછતો રહે એમાં અજાયબી કશી નથી. શ્રીમદ્ ભાગવત જેવો અદ્‌ભુતસુંદર ગ્રંથ વેદવ્યાસને નામે ચડાવવામાં આવ્યો તેને મુકાબલે આ કરણી કંઈ વિસાતમાં નથી.

આ ચર્ચામાં વધારે ઊંડા જવાનું આ સ્થાન નથી તેથી મથાળે લેખકનું નામ ન લખી સંતોષ માન્યો છે.

### ગ્રંથો

'પાંચાલીપ્રસન્નાખ્યાન'ના લેખકે જ 'રોપદર્શિકા સત્યભામાખ્યાન' અને 'તપત્યાખ્યાન' લખ્યાં છે.

## શૈલી

આ નાટકની ભાષા શૈલી પર લખતાં ચર્ચામાં ઉતરી પડવાનો ભય રહે છે, છતાં ટુંકામાં બે બોલ કહીશું. હાલ ઉચ્ચ વર્ણમાં બોલાય છે તેવી એની ભાષા છે. આપણા પંડિત યુગના કોઈ પ્રતિનિધિએ લખી હોય એવી જ એ લાગે છે. નાટક વાંચતાં લેખકની વિદ્વત્તાની તુરત પ્રતીતિ

થાય છે. સંસ્કૃત તેમજ ગુજરાતી બેઉ ભાષા પર એમને પ્રભુત્વ છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્રનું એમને વિશાળ જ્ઞાન છે. અલંકારશાસ્ત્રનો અભ્યાસ પણ ઊંડો છે. આથી શૈલીને 'પાદેપાદ રસાળ ભૂષણવતી' બનાવવા લેખકે અતુલ પરિશ્રમ સેવ્યો છે. કહેવતો અને યમકો વારંવાર આવે છે તે પરથી ચોખ્ખું લાગે છે કે લેખક બહુશ્રુત વિદ્વાન છે તે સાથે યુવાન પણ છે. એમનામાં વક્તૃત્વ છે તેટલું કવિત્વ નથી. કેટલીક જગાએ શ્લોકોમાં ક્લિષ્ટતા ને રચનામાં કૃત્રિમતા આવી જાય છે. પરન્તુ ભાષાની પ્રૌઢિ એવી છે કે નાટકના રસનો ભંગ કદી થતો નથી. આમાં જ આ શૈલીની વિશિષ્ટતા છે.

## પરિચય

'પાંચાલીપ્રસન્નાખ્યાન' નામનું નાટક 'પ્રાચીન કાવ્યમાળા'માં છપાયું છે તેની પ્રસ્તાવના એટલે આરંભનો ભાગ ને ભરતવાક્ય એટલે છેક છેવટનો ભાગ, એ બે અહીં સાથે મૂક્યાં છે. નાટક હોવા છતાં એને આખ્યાન કેમ કહ્યું છે એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે ઊઠે છે. આનો જવાબ એ છે કે એ નાટક સંસ્કૃત નાટ્યશાસ્ત્રના નિયમોને ચુસ્તપણે વળગીને રચાયલું છે. કોઈ પણ પ્રાકૃત ભાષામાં લખાયલા નાટકને નાટક ન કહેતાં આખ્યાન કહેવું એવું એ શાસ્ત્રનું વિધાન છે તદનુસાર આને આખ્યાન કહ્યું છે. આ નાટકનું વસ્તુ મહાભારતના વનપર્વમાંથી લીધું છે. પાંચાલી દ્રૌપદીને પ્રસન્ન કરવા ભીમસેન અનેક પરાક્રમો કરી કમળ લાવે છે એ નાટકનું મુખ્ય કાર્ય છે. એમાં વીરરસ પ્રધાન છે ને બીજા રસ ગૌણ છે.

પાંચ મહાનદીવાળા પાંચાલ દેશના રાજા દ્રુપદની પુત્રી પાંચાલી એ આ નાટકની નાયિકા છે. એને પાંચ પાંડવ પતિ છે—યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ. નાટકમાં મુખ્ય પાત્ર પણ પાંચ છે—ભીમ, જટાસુર, વિદૂષક, દ્રૌપદી અને વસંતિકા. વળી એમાં પાંચ અવસ્થા આવે છે. ફળની ઇચ્છાથી કોઈ પણ કાર્યનો આરંભ થાય તેની પાંચ અવસ્થાઓ હોય છે—આરંભ, યત્ન, પ્રાપ્તિની આશા, નિયતાપ્તિ ને ફલાગમ. એટલે કે પ્રથમ કાર્યનો આરંભ થાય છે, પછી યત્ન કરાય છે, પછી તે પ્રાપ્ત થવાની આશા

બંધાય છે, પછી તે નક્કી પ્રાપ્ત થશે એમ લાગે છે ને છેવટે તે પ્રાપ્ત થાય છે. આ પાંચ અવસ્થાઓનો બીજ, બિંદુ, પતાકા, પ્રકરી અને કાર્ય એ પાંચ અર્થની પ્રકૃતિઓ સાથે સમાગમ થવાથી પાંચ સંધિ ઉત્પન્ન થાય છે–મુખ, પ્રતિમુખ, ગર્ભ, અવમર્શ અને નિર્વહણ. આ પાંચે સંધિઓ આ નાટકમાં આવે છે. અંક પણ પાંચ છે. પાંચ આંગળીએ પરમેશ્વરી સરસ્વતીને પૂજીને આ નાટક લખાયું છે.

## ટિપ્પણ

પૃ. ૧૬૧. નાન્દી: સૂત્રધાર પ્રવેશ કરીને નાટકના અર્થનું સૂચન કરનારો, આશીર્વાદરૂપ કે નમસ્કારરૂપ શ્લોક બોલે છે તેને મંગળાચરણ નથી કહેતા પણ નાન્દી કહે છે. આદિભરતનું લક્ષણ: आशीर्नमस्क्रियारूप: काव्यार्थसूचक: नान्दीतिकथ्यते।

શ્લોક ૧: શાર્દૂલવિક્રીડિત. વિષ્ણુનાભિથકી...ભણી: સરોજ, કમળ. નીપજ્યું, ઉપજ્યું. સુરમણિ, દેવોમાં રત્ન. અર્પો, લાવી દો. આપણી, પોતાની. માનવતી, રીસાયલી. માયા, પાર્વતી. અર્થ: રીસાયલી પાર્વતીને શિવ મનાવે છે ત્યારે પાર્વતી બોલે છે કે વિષ્ણુની નાભિમાંથી એક કમળ ઉપજ્યું તેની સુગંધ ઘણી છે તેમાંથી દેવરત્ન બ્રહ્મા ઉપજ્યા છે; એ કમળની શોભા અતિશય છે. હે ભોળાનાથ! જો મને પોતાની ગણતા હો તો મારા પર કૃપા કરીને તે કમળ આણી આપો તો (આ રીસાયલી પાર્વતી મનાય) મારી રીસ ઉતરે.

આ નાટકમાં પાંચાલી આગળ જતાં ભીમ પાસે કમળ માંગે છે ને તે લાવી આપે છે તેનું સૂચન નાન્દીમાં આ પ્રકારે થાય છે.

અપિચ: વળી. સંસ્કૃત નાટકોમાં એક શ્લોક લખ્યા પછી બીજો લખતા પહેલાં અપિચ એમ લખવાની પ્રણાલિકા છે.

શ્લોક ૨: હરિગીત છંદ. દેવું, દઉં. મા'મતિ, મહામતિ. શુભગતિ, સારી ગતિવાળી. રુખરાય, ઋષિરાય. લેવું, લઉં. રતિ, પ્રીતિ. મેં, મારે. શંકર પાર્વતીનો સંવાદ છે. પહેલી ને ત્રીજી લીટી શંકર બોલે છે. શંકર–હે દેવી! મારાથી આપી શકાય તેવું બોલ, દઉં. પાર્વતી–જેવું મારું દુઃખ હોય તેવું

જાય માટે તો હું શંભુને સેવું છું; તો હે મહામતિ! મારે શું ન માગવું? શંકર–તને સુખ થાય તેવું મારે આણી આપવું તે હે શુભગતિ! તુ ગ્રહણ કરજે. પાર્વતી–જો એમ થશે તો હું તમ ઋષિરાયને સેવીશ અને તે સેવાનો લાભ લઇશ ને હું મારે તમને નમીને રહીશ.

સૂત્રધારઃ રંગભૂમિની સઘળી ગોઠવણ કરનાર. હાલનાં નાટકમાં એને મેનેજર કહે છે. 'સંગીતસર્વસ્વ'માં કહ્યું છે:—

वर्तनीयतया सूत्रं प्रथमं येन सूच्यते।
रंगभूमिं समाक्रम्य सूत्रधारः स उच्यते॥

અર્થ: રંગભૂમિ પર આવીને દરેક નટે કેમ વર્તવું તેનું આજ્ઞારૂપ સૂત્ર જે બતાવે તે સૂત્રધાર કહેવાય છે.

નાન્દ્યન્તે; નાન્દી થઈ રહ્યા પછી. નેપથ્યાભિમુખઃ નેપથ્ય એટલે નટોને વસ્ત્રાભૂષણ પહેરવાની જગા; અભિમુખ, તેની સામે જોઈને; પડદાની બે બાજુએ થાંભલા હોય છે તે તરફ જોઈને. અલમ્, બસ. અતિ...શું: નાન્દીનો વિસ્તાર કરવાની શી જરૂર છે? મારિષ, નટ; સૂત્રધાર નટને 'મારિષ' કહે, નટ સૂત્રધારને 'ભાવ' કહે, પરિજન રાજાને 'સ્વામી' કે 'દેવ' કહે, સૂત્રધારને નટી 'આર્યપુત્ર' કહે સૂત્રધાર નટીને 'આર્યા' કહે, આવી સંસ્કૃત નાટયશાસ્ત્રની આજ્ઞા છે.

પારિપાર્શ્વક, નટ. હાવભાવ, અભિનય. ભાવવાળો, પ્રીતિયુક્ત અથવા અર્થસૂચક. સુણ્યા પહેલાં: વ્યંજના એ છે કે બધા નટો તૈયાર છે.

પૃ. ૧૧૨. દોઢડાહ્યા, પોતાનું આખું ને બીજાનું અર્ધું એમ દોઢડહાપણ પોતામાં છે એમ માનનાર; બીજાની સૂચના ન ગણકારે તે. इश्वरेच्छा बलीयसी। ઈશ્વરની ઇચ્છા બળવાન છે. ચંગ, મોંથી વગાડવાનું વાજું. મૃદંગ, બેઉ બાજુએ વગાડાય એવું તબલા જેવું વાદ્ય. વીણા, બીન. ગ્રથિત, ગુંથેલું. એવું સાહસ: ગુજરાતી જેવી પ્રાકૃત ભાષામાં નાટક ભજવવાનું સાહસ. ભાવ, ઇચ્છા. ભાવના, સૂત્રધારના. મનોભાવમાં, મનમાં. ધણીનો...છે?: તમે સૂત્રધાર એટલે તમારી ઇચ્છા પ્રમાણે જ સઘળું થશે,

બાકી નાટક તો સંસ્કૃતમાં જ હોય. જ્યારે...દેવા : કોઈને સ્વભાષા ગુજરાતી પર પ્રેમ નહિ હોય તો પછી ઘટે તેમ કરશું. આજ્ઞાનુવર્તી, આજ્ઞા પ્રમાણે ચાલનાર. ગુજરાતીના નિન્દકો કહે છે :

तुलसी तलसी जाता मुकुन्दोऽपि मकन्दताम् ।
गुर्जराणां मुखं भ्रष्टं शिवोऽपि शवतां गतः ॥

અર્થ : તુલસીનું થઈ ગયું તળશી ને મુકુન્દનું મકન્; ગુર્જરોનાં મુખ ભ્રષ્ટ છે—શિવને પણ શવ કહે છે (મહાદેવનું યે મુડદું કરે છે એવો ધ્વનિ છે.)

હું આમ માનું છું...: તે લોક વિદેશીઓ છે, ગુજરાતી જ નથી એમ બોલવા જાય છે પણ मौनं सर्वार्थसाधनम् અર્થાત્ મૂગા રહેવું એજ સર્વ અર્થની સિદ્ધિ આપનારૂં છે એમ બોલી વાક્ય પડતું મૂકે છે.

પૃ. ૧૧૩. ધ્રુપદ : બાર માત્રાના એક તાલનું નામ છે. ચોતાલ તરીકે એ પ્રસિદ્ધ છે. કોઈ પણ રાગમાં ગવાય.

લલિત, સુંદર. સુમન, ફૂલ. મધુકણ, મધનાં બિન્દુ. શંકે, જાણે કે. કિંશુક, ખાખર; એ વસંતમાં ખીલે છે. રક્તપીત, રાતા ને પીળા. વાસવનું, સુગંધ વિનાનું. અનુદિન, દરરોજ. કુસુમિત, ફૂલવાળો થયલો. મત્ત, ઉન્મત્ત. ભૃંગ, ભમરો. અકલ, ન કળાય એવી. પરભૃત, કોયલ; નરકોકિલ. પ્રમુદિત, હર્ષિત. દ્વિજગિરા, બ્રાહ્મણની વાણી. સુરભિ, વસંતઋતુ અથવા કામધેનુ. સહકાર, આંબો. સુહામણી, સુશોભિત.

અર્થ : નટી વસંતનું વર્ણન કરે છે—આ તે સુંદર પુષ્પનાં મધુબિન્દુ સ્રવે છે કે મધુરી ગુજરાતી ભાષાની બહુ મોંઘી મીઠાશ છે ? (એમાંથી કઈ વસ્તુ છે તે કહેવાતું નથી.) ખાખરનું ફૂલ લાલ ને પીળું તથા સુગંધ વિનાનું છે પણ મહારત્ન સમી ગુજરાતી ભાષા તો નિત્ય ગુલાબ જેવી છે. (ખાખરનાં ફૂલ વસંતમાં જ ખીલે ને વાસ વિનાનાં હોય, ગુર્જરી બારે માસ ખીલે ને રંગે તેમજ સુગંધે ગુલાબ જેવી છે. અર્થાત્ વસંત કરતાં ગુજરાતી ચડિયાતી છે.) વસન્તઋતુમાં ઉપવન પુષ્પમય થયલું જોઈ મસ્ત બનેલો ભમરો ગુંજી રહ્યો છે; ગુજરાતી ભાષારૂપી ઉપવનમાં પણ કોઈ ન કળાય એવા કોકિલની આ વાણી છે. (ભમરો 'ગુંગું' એવો અસ્પષ્ટ અવાજ કરે

છે, પણ કોયલ પંચમનો સ્પષ્ટ સ્વર કાઢે છે તે રીતે અધિકતા દર્શાવી છે.) વસંતે આંબાને પ્રફુલ્લિત કર્યા છે ત્યારે હર્ષિત થયલા બ્રાહ્મણની આ વાણી વડે ગુર્જરી પણ સુશોભિત થઈ રહી છે.

સુખજન્યા, સુખ ઉત્પન્ન કરનાર. નીકર, નહિ તો. સ્તબ્ધ, જડ જેવો. અધરે, ઓઠે. અંગુલિ, આંગળી.

શ્લોક ૪ : ગીતિ. ગાયનમાં...ભેટે : દ્વિજ, બ્રાહ્મણ—અહીં દ્વિજવેશધારી દૈત્ય. વાયનદાન : નાના સુપડામાં કંકુની દાબડી, કાંસકી વગેરે સૌભાગ્ય-સામગ્રી મૂકી સ્ત્રીઓ દાન કરે છે તે; વાયણું. વા'યે, વાહે; છેતરે છે. (વહાવું, છેતરવું.) લેવા, હરી જવા. લલના, સ્ત્રી—અહીં દ્રૌપદી. ભૂમિ ભેટે, જમીન પર આળોટે છે, નમે છે.

અર્થ : દ્રૌપદીને હરી જવા કોઈ દ્વિજવેશધારી દૈત્ય જાણે આળોટી રહ્યો છે ને વાયણાને નિમિત્તે તેને પટાવવામાં ગુંચવાયો છે, તેમ મારું મન પણ ગાયનમાં ગુંચવાયું છે કે શું ? આ શ્લોક બોલી નાટકના પાત્રના પ્રવેશની સૂચના કરી છે.

કૃષ્ણા, દ્રૌપદીનું એક નામ છે. શક્રપ્રસ્થ, ઇન્દ્રપ્રસ્થ. દુર્યોધન હસ્તિનાપુરમાં ને યુધિષ્ઠિર ઇન્દ્રપ્રસ્થ નામના નગરનાં રાજ્ય કરતા હતા. આ મગ, આણીગમ. આગમ, ધર્મશાસ્ત્ર.

પૃ. ૧૧૪. શ્લોક ૫ : વસંતતિલકાવૃત્ત. આપે...પાપે : આપે, પોતે. વપુ, શરીર. સ્વય, પોતાના. શાપે, ધિક્કારે.

અર્થ : સજ્જનો પોતે સુખી હોય તો દુઃખીનાં દુઃખ કાપે છે, ને જો દુઃખ દૂર ન કરી શકે તો તેમના દિલમાં દુઃખ વ્યાપે છે; જો તેમના દિલમાં દુઃખ ન વ્યાપે તો પોતાના સુખને ધિક્કારે છે. જો પોતાના સુખને શાપે નહિ તો ભલે તેઓ સુખી રહે, પણ પાપથી તો તેઓ ભરપૂર થાય છે. સારાંશ કે દ્રૌપદી દુઃખી છે માટે આપણે સુખી દંપતીએ અત્રે ઊભાં રહેવું ન જોઈએ.

ઇતિ પ્રસ્તાવના: આ પ્રમાણે પ્રસ્તાવના. બીજાં પુસ્તકો કરતાં નાટકની પ્રસ્તાવના જુદા જ પ્રકારની હોય છે. જે યુક્તિથી નાટકની વસ્તુને રંગભૂમિ પર લાવવામાં આવે છે તેને પ્રસ્તાવના કહે છે:

विधेर्यथैव संकल्पो मुखतां प्रतिपद्यते ।
प्रधानस्य प्रबंधस्य तदा प्रस्तावना मता ॥

અર્થ: રંગભૂમિ પર એવો વિધિ ચાલતો હોય કે જેથી કલ્પના થાય કે જે મુખ્ય પ્રબંધ ભજવાવાનો છે તેના આરંભરૂપ તે થઈ જશે ત્યારે તે કલ્પનાને પ્રસ્તાવના કહેવી.

*　　　*　　　*

ભરતવાક્ય: નાટ્યશાસ્ત્રના પ્રથમ પ્રવર્તક ભરતમુનિ હતા તેથી પછીના નાટકાચાર્યો પણ ભરત કહેવાય છે તેનું વાક્ય; અથવા ભરત એટલે નટ, તેનું વાક્ય. પ્રસ્તાવના પૂરી થયા પછી આખા નાટકમાં નટની પોતાની ઉક્તિ કદી આવતી નથી તેથી નાટકને અંતે તે આ નિમિત્તે પ્રેક્ષકોને આશીર્વાદ આપે છે. ભરતવાક્ય બોલાયું એટલે નાટક પૂરું થયું એમ ગણાય છે.

લોમશ: અર્જુન જ્યારે સ્વર્ગલોકમાં ગયો ત્યારે એકલા પડી ગયલા યુધિષ્ઠિરને વનમાં ગમે તે સારુ ઇન્દ્રે લોમશ ઋષિને તેમની પાસે મોકલ્યા હતા.

અજાતશત્રુ, યુધિષ્ઠિર. મઘવા, ઇન્દ્ર. પરમ અર્થ, મુક્તિ; પારમાર્થિક, મુક્તિ સંબંધી. આર્થિક, વ્યવહાર સંબંધી. શ્લોક: શાર્દૂલવિક્રીડિત. મૃત્યુપ્રાય, મૃત્યુ પામ્યા જેવી. અર્થ સ્પષ્ટ છે. ભરતમુનિની ઇચ્છા એવી છે કે સંસ્કૃત હવે વ્યવહારમાં વપરાતી નથી તો ગુજરાતી જ બધી ભાષાઓમાં શિરોમણિ થાઓ.

રોપદર્શિકાખ્યાનનું ભરતવાક્ય સાથે આ સરખાવવા જેવું છે:

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી;
જે ગીર્વાણગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખીજનથકી, એ આશ પૂરો હરિ!

# રમણભાઈ: રાઈનો પર્વત

## શૈલી

રમણભાઈની શૈલી દોષરહિત, સપ્રમાણ ને ઓજસ્વી છે. એ બહુ ધીરે ધીરે ઘડાઈ હતી. મણિલાલ જેવા અસાધારણ પંડિત સાથે બાથ ભીડવાનું એમને માથે આવી પડયું એની અસર એક પાસથી એમના આખા જીવન પર થઈ તેમ બીજી પાસથી એમની શૈલી પર પણ થઈ. 'જ્ઞાનસુધા'ના તંત્રી તરીકે એઓને સુધારાપક્ષની વગર ફીએ વકીલાત કરવી પડતી, તેથી ચોકસાઇથી ને જોખમદારીના પૂરા ભાન સાથે લખવાની એમને પ્રથમથી જ ટેવ પડી. આર્યસંસ્કારો બચપણમાં બરાબર પડેલા નહિ એટલે આપણાં શાસ્ત્રપુરાણનું અજ્ઞાન અણુધાર્યું પ્રગટ ન થઈ જાય તે માટે એઓ બનતી કાળજી રાખે છે. પોતાના મતનું સમર્થન કરે એવા ઉતારા શોધવામાં એઓ બહુ વખત કાઢતા. એમણે ગુજરાતી ભાષાનો અભ્યાસ પાછળથી વધાર્યો હતો પણ તે પહેલાં અનેક વિવેચનો લખ્યાં છે તે પર નવલરામ કરતાં પંડિત યુગની અસર વધારે છે. તેમાં કેટલાક નવા શબ્દપ્રયોગો છે, તેમ કેટલીક ક્લિષ્ટતા પણ છે. 'ભદ્રંભદ્ર'માં પણ કેટલીક વાર લાઘવ નથી સચવાયું તો કેટલીક વાર પ્રસંગોચિત ગૌરવ નથી સચવાયું. ભદ્રંભદ્રની એ અર્ધવિકસિત શૈલી 'રાઇનો પર્વત'માં પરિપકવ દશાએ પહોંચે છે. નવલરામનું અનેરૂં સામર્થ્ય એ પ્રાપ્ત નથી કરી શકતી પણ એકંદરે વિષયવર્તિની થઇ ને રહે છે ને આપણને વશ કરે છે.

## પરિચય

રત્નદીપદેવ નામે ગુજરાતનો રાજા હતો તેનો અધર્મથી વધ કરી પર્વતરાય ગાદીએ આવ્યો હતો. એક સાથી સાથે એ બાગમાં ફરવા ગયો. તેના અવાજથી બાગના રખેવાળ માળી રાઈને શક ગયો કે કોઈ પ્રાણી બાગમાં ધુસી આવ્યું છે તેથી તેણે તે અવાજ તરફ એક તીર માર્યું. પર્વતરાયના પ્રાણ નીકળી ગયા. સાથીને ભય પેઠો કે રાજ્યમાં આથી ભારે ઉત્પાત થશે એટલે તેણે રાઈનેજ રાજા કરવાની યોજના કરી. પર્વતરાય નવી જુવાની મેળવવા ૭ મહિના ભોંયરામાં રહી દવા કરે છે

એવી વાયકા તેણે ચલાવી. દરમિયાન રાઈને બધી રીતે વાકેફ કરી દીધો ને છએ મહિને રાઈનો પર્વત થયો. રાઈ ખરું જોતાં માળી નહોતો પણ રત્નદીપદેવનો જ વારસ પુત્ર હતો એટલે આમ રાજ્ય લેવામાં રાઈના ચારિત્ર્ય પર નીતિની દૃષ્ટિએ અપવાદ આવતો નથી.

આખા નાટકનું વસ્તુ બે ભાગમાં વહેંચાઈ જાય છે. પહેલા ભાગમાં રાઈને રાજા બનાવવાનું કાવતરૂં આવે છે. રાઈ એ કાવતરૂં ફોડી નાખે છે ને રાજા થવાની ના પાડે છે ત્યાંથી બીજો ભાગ શરૂ થાય છે. કાવતરાવાળા વિભાગમાં કર્તાહર્તા જાલકા છે પણ કાવતરૂં ફૂટ્યા પછી તેની સર્વ કાર્યશક્તિ કુંઠિત થાય છે. તે પછીના ભાગમાં નાટકનું પ્રયોજન સિદ્ધ કરનાર પાત્રો તે કલ્યાણકામ ને સાવિત્રી છે. તેઓ જ રાઈને ગાદી અપાવે છે ને તેનાં વીણાવતી સાથે લગ્ન કરાવે છે. ઘોડા પરથી પડી જવાના અકસ્માતને પરિણામે રાઈ આ દંપતીના પરિચયમાં આવે છે. એઉનાં મન ઉપર રાઈ વિશે ઘણીજ ઉત્તમ છાપ પડે છે. બીજી તરફ રાઈના મનમાં પણ આ દંપતી માટે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. રાઈ હજી તો જાલકાના કાવતરાનો ભાગીદાર હતો એટલે પોતાનું સાચું ઓળખાણ આપવાને બદલે "મને રાઈને નામે ઓળખે છે." એવું 'મનસા' નહિ પણ 'વાચા' સત્ય બોલે છે. પોતાની પાછલી હકીકતનું "કાંઈ કાંઇ યોગાનુયોગ હોય છે." એવા ભેદવાક્યથી સૂચન કરે છે. પણ છૂટાં પડતાં સ્પષ્ટતાથી કહે છે કે "આપનો સમભાવ એ તો મહામૂલ્ય વસ્તુ છે."

અહીં મૂકેલા પ્રવેશમાં સમગ્ર નાટકનો સાર આવતો નથી, તેમ નાટકનું એ મધ્યબિન્દુ પણ નથી; પરન્તુ નાટકનું મુખ્ય પ્રયોજન સિદ્ધ કરવામાં એ ઘણો અગત્યનો છે.

## ટિપ્પણ

પૃ. ૧૧૫. રાઈ: 'રાયજી', 'રાઈજી' એ નામમાંનો 'જી' કાઢી નાખતાં થયલું નામ છે. નાટકનું મુખ્ય પાત્ર છે. પર્વત: પર્વતરાય, કનકપુરનો રાજા. 'ભવાઈસંગ્રહ'ના એક દુહામાં 'રાઈકું પરબત કરે' એમ છે તેનું

ભાષાન્તર 'રાઈનો પર્વત કરે' એમ કર્યું છે. જખમથી...લાગે: આ ઉક્તિથી નાટયકાર રાઈની ક્ષત્રિયોચિત બહાદુરી સૂચિત કરે છે. શ્રીમતી... ખમું: આ વિવેકની ઉક્તિ છે.

પૃ. ૧૧૬. જી...ઓળખે છે: આ કહેતી વખતે રાઈ જાણતો હોય છે કે પોતે રાજા રત્નદીપદેવનો ઔરસ પુત્ર જગદીપદેવ છે અને ગાદીનો વારસ છે પણ પોતાની માતા જાલકાને આપેલા વચન અનુસાર તે હકીકત એ ગુપ્ત રાખે છે ને પોતે રાઈ નામનો માળી છે એવી અસર કલ્યાણકામ ઉપર કરે છે. છતાં ભાષા એવી બોલે છે કે વચનમાં જૂઠાણું આવે નહિ. નીતિની દૃષ્ટિએ એ જૂઠાણું જ કહેવાય. કાંઈ કાંઈ યોગાનુયોગ હોય છે. યોગ, પ્રસંગ. અનુયોગ, એક પ્રસંગની પાછળ આવતો બીજો પ્રસંગ કે અકસ્માત. જીવનમાં અનેક પ્રસંગોને પરિણામે અઘટિત વસ્તુઓ પણ બનવા પામે છે. રાઈ અહીં પણ પૂરેપૂરું સત્ય કહેતો નથી. ભેદભરેલી ઘટનાનો ઈસારો કરે છે ખરો. નગર...નાઠો: બનેલો બનાવ સાદી ભાષામાં આબેહૂબ કહેવાની કળા અહીં લેખકે બતાવી છે. આ કળા સુસાધ્ય નથી.

પૃ. ૧૧૭. વડ...થાય છે: વંજુલની આ આખી ઉક્તિ ભવિષ્યમાં બનનાર બનાવનું સૂચન કરે છે. આગળ જતાં રાઈ જ્યારે કાવતરું ફોડી નાખે છે ત્યારે અનેક કાવાદાવામાંથી રાઈ ને અને રાજ્યને બચાવીને કલ્યાણકામજ રાઈ ને ગાદી અપાવવાનું મુખ્ય નિમિત્ત થાય છે. નાટકમાં આ પ્રમાણે ભવિષ્યનું સૂચન કર્યું હોય તેને નાટયશાસ્ત્રમાં પતાકાસ્થાનક કહે છે. લક્ષણજ્ઞાન : કોઈ બનાવ ઉપરથી ભવિષ્ય જાણવાની વિદ્યાનું જ્ઞાન.

प्रकृतिं...करिष्यति : ભગવદ્‌ગીતાના ૩ જા અધ્યાયના ૩૩મા શ્લોકનું આ ઉત્તરાર્ધ છે. આખો શ્લોક નીચે પ્રમાણે છે:

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

અર્થ: જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિના સરખી ચેષ્ટા કરે છે. પ્રાણીઓ પ્રકૃતિને અનુસરે છે; નિગ્રહ શું કરશે? (રોકયાથી શું થશે?) હથોટી, કામ કરવાની ધાટી. રમણભાઈ પોતે અક્ષર પારખવાની કળામાં

નિપુણ હતા તે અહીં જણાય છે. એમના પોતાના અક્ષર કેવા હતા તે જણાતું નથી. દી. બ. કૃષ્ણલાલ ઝવેરી લખે છે: રમણભાઇના અક્ષર બહુજ ખરાબ અને વાંકાચુંકા હતા; જાણે માખી સાહીમાં પગ બોળી ચાલી ગઈ હોય ને જેવો લેખ દેખાય તેવું એમનું લખાણ દેખાતું.

પૃ. ૧૧૮. સાયણાચાર્યઃ દક્ષિણના પ્રસિદ્ધ મહાપંડિત. એમણે ચારે વેદ ઉપર ભાષ્ય લખ્યાં છે. आयुर्वै घृतम् : આયુષ્ય ખરેખર ઘી છે. શ્રુતિ, વેદ, વેદવાક્ય. કૃતાર્થ, અર્થ એટલે પ્રયોજન જેનું કૃત એટલે સિદ્ધ થયું છે એવો; કૃતકૃત્ય. અસહાય, પરવશ, લાચાર.

શ્લોક ૨૩. સંક્ષુબ્ધ...નૃત્ત: આ શ્લોક રાઈની બહાદૂરી બતાવે છે. સંક્ષુબ્ધ, ગભરાયલો. અર્થ સ્પષ્ટ છે. આ શ્લોકમાં કાવ્યત્વ નથી પણ નાટકોમાં કાવ્યોચિત ભાવોર્મિ કોઈ પાત્રમાં પ્રકટે ત્યારે ગદ્યાત્મક પદ્ય મૂકવામાં અનૌચિત્ય નથી, કારણ કે નાટક એ જીવન નથી પણ જીવનનું પ્રતિબિંબ છે ને તે દ્વારા પ્રેક્ષકોના મન પર કવિ અમુક અસર ઉત્પન્ન કરવા ધારતો હોય છે.

આટલાઆટલા...શોભે ?: હાથે કામ કરવામાં હીણપત છે એવી અજ્ઞાનમૂલક માન્યતા આ રૂપે મૂકી કર્તાએ તેનો ઉપહાસ કર્યો છે.

પૃ. ૧૧૯. કરાર, દુઃખની શાંતિ. અવજ્ઞા, અવગણના; નહિ ગણકારવું તે. અકૃતજ્ઞ, કરેલા ગુણને ન સમજે તે. એ બંધ...રાખું છું: બહુજ ઊંચી જાતના પોલાદની તરવાર એમ ગોળ વળી શકે છે. તરવાર વળી શકે તેજ તેના પાણીની પરીક્ષા છે. પ્રહાર...નથી : કેટલાક યોદ્ધાઓ એવું પણ લે છે કે મ્યાન બહાર કાઢેલી મારી આ તરવાર તેનાથી લોહી કાઢયા વિના પાછી મ્યાન નહિ કરૂં. જેમકે ગુરખાઓ સામાન્ય રીતે પોતાની ‘કુકરી’ છરો લોહી કાઢયા વિના મ્યાન નથી કરતા. પરિણામે કોઇને મારવા માટે તરવાર બહાર કાઢી ન હોય ત્યારે પોતાનું પણ પાળવા તેઓ પોતાની આંગળી ઉપર જરા ઘા કરી લોહી કાઢીનેજ તેને મ્યાન કરે છે. સ્ત્રી જાતિ...દઉં છું: નાટયકાર આથી એમ સૂચવે છે કે સ્ત્રી પણ જો સંસ્કારી હોય તો અઘટિત જિજ્ઞાસા કરે નહિ. અનુજ્ઞા, રજા. હાલ...વસ્તુ છે:

શાઈ સ્પષ્ટ રીતે અહીં કલ્યાણક્રમ ઉપર શ્રદ્ધા આવવાથી 'સમય આવે' તેનો સદ્‌ભાવ માગી લે છે. અલબત્ત ભવિષ્યના એ પ્રસંગનું જરા પણ સૂચન એ કરતો નથી.

પૃ. ૧૨૦. આપની...થઈશ: આ અને વંજુલની આવી બીજી ઉક્તિઓમાં આપણા સમાજમાં સ્ત્રીની અવજ્ઞા થાય છે તેનો ઉપહાસ કરવા પ્રયત્ન કર્યો છે. શિષ્ટજનો પત્નીને બાયડી કે બૈરી કહેતા નથી. 'ઘરવાળી' તો વિનોદમાં વાપરવા જેવો પણ શબ્દ નથી. તેં ગીતામાં... હોય ? ગીતાના ૧૧મા અધ્યાયના ૪૩મા શ્લોકમાં આ વિચાર છે :

पितासी लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्य प्रतिम प्रभावः ॥

અર્થ: જેના સરખો કોઈનો પ્રભાવ નથી એવા (હે પરમેશ્વર!) આ ચર અને અચર લોકનો તું પિતા છે; તું પૂજ્ય છે, અને, ઘણો મોટો ગુરુ છે; ત્રણે લોકમાં તારા સરખો પણ બીજો નથી (તો તારાથી) અધિક (કોઈ) ક્યાંથી હોય ? નિત્ય...આરતી ઉતરે: આરતી ઉતારવી એ બહુ માન આપવાની આપણી રીત છે પણ રોજ પતિની આરતી ઉતારવાનો રિવાજ જાણ્યામાં નથી.

પૃ. ૧૨૧. મારા જમી...જમે: અનેક યુગલોવાળાં ગરીબ હિન્દુ અવિભક્ત કુટુમ્બોમાં વહુઓ પોતપોતાના પતિની થાળીમાં જમી લે એ ઘણીવાર સગવડભર્યું થઈ પડે છે. તે પરથી પ્રેમઘેલી વહુઓ પોતાની મેળે વિના કારણે વરની થાળીમાં જમે છે એ ખરું છે; પણ એમ જમવુંજ જોઈએ એવો જુલમ ગુજર્યો જાણ્યામાં નથી. આ રિવાજ પર કર્તાને અંગત ચીડ હશે તેથી સમાજમાં એ રિવાજ કયે સ્વરૂપે પ્રવર્તે છે તે તપાસ્યા વિના ઉપહાસ કર્યો છે, એટલે પ્રહાર ખાલી ગયો છે. મારે તો...પ્રેમ કરવાનો છે: ઘણા પુરુષો પોતાને પોતાની પત્નીનો માલિક માને છે તે ઘણું જ બેહૂદું છે. વસ્તુના માલિક હોય, માણસના માલિક

ન હોઈ શકે. પતિએ પત્ની સાથે તો માત્ર માણસાઈનો સંબંધજ રાખવો જોઈએ. 'મારી ખુરસી' ને 'મારી વહુ' એ બેઉમાં 'મારી' એ મમત્વ સૂચવે છે પણ ખુરસી પરત્વે મમત્વ એટલે માલિકી ને વહુ પરત્વે મમત્વ એટલે પ્રેમ એવો અર્થ છે.

પૃ. ૧૨૨. શ્લોક ૨૪. જે શૌર્યમાં...ઘડાતું : શૌર્ય સાથે લાગણીની કોમળતા હોય તેમાંજ ખરું પુરુષાતન છે. દ્રવન્ત, દ્રવતું; પ્રવાહી થયલું; કોમળ હૃદયને પણ આપણે દ્રવતું હૃદય કહીએ છીએ, એ આ દૃષ્ટાન્તનું ઔચિત્ય છે. મૂર્તિમંત, મૂર્તિવાળી, નજર આગળ પ્રત્યક્ષ. સાક્ષાત્કાર, પ્રત્યક્ષ અનુભવ. સમગ્ર, એકઠી; સામટી. આદર્શ, કલ્પનાથી ઘડેલો ઉચ્ચતાનો નમુનો. અનેક...કરાવતી હતી: દયા, બહાદુરી વગેરેની ભાવનાઓ માણસમાં સામાન્ય રીતે ઝાંખી ઝાંખી હોય છે. જ્યારે માણસ કોઈ વીર પુરુષને જુએ છે ત્યારેજ તે ભાવનાને, તે ભાવનાના સંસ્કારોને તે પ્રત્યક્ષ કરી શકે છે; અર્થાત્ મૂર્તિમંત થતી જુએ છે. તે પહેલાં તે ભાવના તો હતી પણ તે ભાવના મૂર્તિવાળી નહોતી. રાઈને જાણે પહેલાં કશેક જોયો છે એવો ભાસ સાવિત્રીને થયો તેનું કારણ પણ એ જ કે એણે શૂરવીરની કંઈક ઝાંખી કલ્પના કરી રાખેલી. તેને અનુરૂપ રાઈ દેખાતો હતો. એ ભાવનાઓ...આવેલી નહિ : દયા, ઉદારતા વગેરે ભાવના છૂટી છૂટી કોઈ કોઈ માણસમાં જોવામાં આવેલી પણ રાઈમાં તો એ બધી ભાવના એક સાથે મૂર્ત થતી દેખાતી હતી. સ્મરણાલંકાર : એકને જોઈને તેના જેવું બીજું સાંભરે તેને સ્મરણાલંકાર કહે છે. 'મેઘદૂત'માં યક્ષ મેઘને કહે છે કે તારી આસપાસ વીજળીઓ સ્ફુરતી જોઉં છું ત્યારે મને મારી વાડીમાંનો ફરતો સોનેરી કેળવાળો કાળા ઇન્દ્રનીલ મણિનો ક્રીડાશૈલ યાદ આવે છે: એ સ્મરણાલંકાર. અહીં મશ્કરીમાં વંજુલ રાઈ લગાડેલા સૂરણના સ્મરણને સ્મરણાલંકાર કહે છે. એ અમે...માળી જ ! : હિન્દુઓ નાતજાતના જડ ઘાલી બેઠેલા વિચારોથી માણસની સાચી કદર નથી કરી શકતા તે અહીં બતાવેલું છે. શ્રેયસ્કર, હિત કરે એવું. એવો જો... છે : રાઈને વિશેની કલ્યાણકામના મનની છાપ અહીં સ્પષ્ટ બતાવેલી છે. આ પક્ષપાત થયો તેથી જ તે છેવટે રાઈને ગાદી અપાવવામાં મદદ

કરે છે. યોગ્યતા...ભગવન્ત : અહીં કલ્યાણકામનું અડધું બોલાયલું વાક્ય ઓચિંતા પ્રવેશ કરી નોકરે જાણે પૂરું કર્યું છે. તેમાંથી અણધાર્યો જ અર્થ નીકળે છે. એ અર્થ નાટકના ભવિષ્યના બનાવનું સૂચન કરે છે. આવી રીતે એકની ઉક્તિમાં બીજાની ઉક્તિ ભળીને પ્રસ્તુતથી ભિન્ન અર્થ થઈ જાય તેને નાટ્યશાસ્ત્રમાં ગંડ કહે છે. સંસ્કૃત નાટકોમાં પણ સાધારણ રીતે નોકરદ્વારાજ ગંડ થયલો હોય છે. આમાં ચમત્કાર લાગે છે પણ નોકરને વરદી વિના દાખલ કરવો પડે છે એટલી કૃત્રિમતા આવી જાય છે.

પૃ. ૧૨૩. વંજુલ !...કર : આ વાકયથી કલ્યાણકામ પોતાનાં માણસોની કેટલી બરદાશ કરતો તે બતાવ્યું છે. વળી પુષ્પસેનની સાથે ખાનગી વાત કરવાની છે એટલે માઠું ન લાગે તેવી રીતે વંજુલને દૂર કરવો એવો ઉદ્દેશ પણ જણાય છે. મહારાજ...રાખું : કલ્યાણકામની આ ઉક્તિ પરથી લાગે છે કે તેમને સાવિત્રીદેવીથી કશું ગુપ્ત રાખવાની જરૂર નહોતી. સ્ત્રીને રાજકાજની ખટપટો વિશે કંઈ કહેવું ન જોઈએ એમ કલ્યાણકામ નથી માનતો.

શ્લોક. ૨૫. ઉદરભરણે...વિલંબન : હવે જરા મોડેથી જમીશ. શ્રમસુખ...જ્યાં ધુર ? ખભા ઉપર કારભારની ધંસરી ધરી હોય ત્યાં શ્રમ અને સુખ જુદાં શી રીતે થઈ શકે ? અર્થાત્ શ્રમ વિના સુખ ન જ મળે. કલ્યાણકામ ભોજનમાં સુખ માણનાર છે તેથી કંઈ આ શ્લોક રમણભાઈનું આત્મલક્ષી કાવ્ય નથી બની જતો. એમાં કાવ્યત્વ જ નથી !

## રમણલાલ : સંયુક્તા

### જીવન

રમણલાલ : રા. રા. રમણલાલ વસન્તલાલ દેસાઈનો જન્મ ઇ. સ. ૧૮૯૨માં સિનોર ગામમાં થયો હતો. એમનાં માતુશ્રીનું નામ મણિબા છે. એમણે પ્રાથમિક શિક્ષણ પોતાના મૂળ વતન કાલોલમાં લીધું પણ માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણ વડોદરામાં લીધું હતું. ૧૯૦૮માં એઓ મેટ્રિક થયા. ૧૯૧૪માં બી. એ.ની પરીક્ષા માન સાથે પસાર કરી વડોદરા કૉલેજમાં ફેલો થયા. ૧૯૧૬માં અંગ્રેજી ને ગુજરાતી સાહિત્ય

લઈ એઓ એમ. એ. થયા ને પછી વડોદરા રાજ્યમાં નોકરી લીધી. શરૂઆતમાં એઓ દીવાનસાહેબના મંત્રી હતા ને હાલ આટલી ઉમરે નાયબસુબા થઈ ચૂક્યા છે. ૧૯૧૭થી એમની લેખનપ્રવૃત્તિ શરૂ થઈ છે. 'સંયુક્તા' તો એમણે કૉલેજમાં ભણતા ત્યારે લખેલું. છેક ૧૯૧૫માં તે ભજવાયું હતું ને સફળ નીવડ્યું હતું. ૧૯૨૫માં 'શંકિતહૃદય' નામનું સામાજિક નાટક એમણે લખ્યું તે તો બહુ જ વખણાયું છે. અનેક નાટ્યરસિક મંડળોએ તે ભજવ્યું છે. નાટકો ઉપરાંત એમણે પાંચ સાત નવલકથાઓ પણ લખી છે. છેલ્લી 'દિવ્યચક્ષુ' 'કૌમુદી'માં છપાય છે તેણે સાહિત્યરસિકોનું બહુ ધ્યાન ખેંચ્યું છે. રા. કનૈયાલાલને બાદ કરીએ તો એમના જેવો નવલકાર હાલ બીજો નથી. નાટક ને નવલ બેઉ લખવામાં સરખી સફળતા મેળવનાર તો એઓ એકલા જ છે. ગુજરાતના આશાસ્પદ લેખકોમાં એમનું સ્થાન બહુ ઊંચું છે. હજી તો એમની પ્રગતિનાં પૂર ચડતાં છે.

### ગ્રંથો

સંયુક્તા (૧૯૨૦); શંકિતહૃદય (૧૯૨૫); જયન્ત (૧૯૨૫); શિરીષ (૧૯૨૭); કોકિલા (૧૯૨૮); હૃદયનાથ (૧૯૩૦); દિવ્ય ચક્ષુ (૧૯૩૧).

### શૈલી

રમણલાલની શૈલી સાદી પણ શિષ્ટ છે. એમાં પ્રવાહ છે પણ જોઈતું બળ નથી. રસમાં કે ચમત્કારમાં એ એક સરખી વહેતી નથી. એમના લેખોમાં ખુલ્લી હવા જેવી તાજગી અનુભવાય છે પણ એટલામાં પાછી કેવળ સાધારણ વસ્તુ ને સાધારણ નિરૂપણની પરંપરા શરૂ થઈ જાય છે. પ્રેરણા થાય છે ત્યારે એઓ લખી નાખે છે પણ પછી વારંવાર પોતાનું લખાણ સુધારવા તરફ લક્ષ રાખતા નથી. એમનામાં શક્તિ છે તેના પ્રમાણમાં ઉદ્યોગ પણ હોય તો આપણા પ્રથમ પંક્તિના લેખકોમાં સ્થાન મેળવવું એમને જરા મુશ્કેલ નથી. પ્રસાદ, પ્રવાહ વગેરે અનેક ગુણોથી એમની શૈલી અંકિત છે પણ એકાગ્રતાને અભાવે એ પ્રતાપી અને પ્રાણવાન થઈ શકી નથી.

**પરિચય**

પૃથ્વીરાજ અને તેની પત્ની સતી સંયુક્તાની જુદી જુદી રસભરી કથાઓના વસ્તુમાં થોડોક ફેરફાર કરી રા. રમણલાલે 'સંયુક્તા' નાટક લખ્યું છે. પૃથ્વીરાજ શાહબુદ્દીન ગોરી સાથે લડતો હોય છે તેના સૈન્યને શૌર્ય ચડાવવા તેનો પ્રખ્યાત બારોટ ચંદબરદાયી પાણીપતના મેદાન તરફ જતો હતો ત્યાં ચંદની ઇષ્ટદેવી તેને ઓચિન્તો મન્દિરમાં પૂરી દઈ તેની પાસે 'પૃથ્વીરાજ રાસો' લખાવે છે એવી કલ્પના નાટ્યકારે કરી છે. આ પ્રવેશ તેને અંગે છે. પૃથ્વીરાજ ગયો તેની સાથે દિલ્હીનું રાજ્ય પણ હિન્દુઓના હાથમાંથી હમેશ માટે ગયું. આ ઐતિહાસિક ઘટનાએ કંઇ કંઇ સાહિત્યકારો ને ઇતિહાસકારોનું આકર્ષણ કર્યું છે. રા. રમણલાલ પણ એ મહાન પ્રશ્ન પર પોતાની દૃષ્ટિએ પ્રકાશ નાખે છે. તે સમયનું આ ચિત્ર છે તેમાં આ સમયના વિચારો વાંચવા એ અનૈતિહાસિક છે પરન્તુ સાહિત્યદૃષ્ટિએ એમ કરવામાં કશું અજુગતું નથી.

**ટિપ્પણ**

પૃ. ૧૨૪. અમ્બિકા, માતાનું નામ. રાસો, પૃથ્વીરાજ રાસો. એ હિન્દી ભાષાનું મહાન વીરરસ કાવ્ય છે. એની ભાષા ઘણી જૂની છે. એ ચંદેજ રચ્યો હતો કે નહિ એ પરત્વે હિન્દી ભાષાના પંડિતોમાં તીવ્ર મતભેદ છે. કમળપૂજા, પોતાનું માથું કાપીને ઇષ્ટદેવતાને ચડાવવાની ક્રિયા. બીજા કશાથી દેવ પ્રસન્ન ન થાય પણ આ ઉપચારથી તો થાય જ એવી માન્યતા છે. અતિ ઉગ્ર નિશ્ચયનું એ ચિહ્ન છે. સિન્ધુડો, રાગનું નામ છે. લશ્કરને પાનો ચડાવવા ભાટચારણો એ રાગનાં ગીત ગાતા. વીરભદ્ર: દક્ષના યજ્ઞનો ભંગ થયો તે પ્રસંગે શ્રી શંકરે ઉત્પન્ન કરેલો મુખ્ય ગણ. કાલનું એ અતિ ઉગ્ર સ્વરૂપ ગણાય છે.

कालोऽस्मि...प्रवृद्धः। ગીતા અ. ૧૧ શ્લો. ૩૨ની પહેલી પંક્તિ છે. ત્યાં અર્જુનને પોતાના વિરાટ સ્વરૂપનું દર્શન કરાવતાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "હું લોકોનો ક્ષય કરનાર અને વૃદ્ધિ પામેલો કાળ છું" ઇશ્વરની ત્રિમૂર્તિમાં શંકર સંહારક કહેવાય છે. આ યુદ્ધમાં ભગવાન શંકરે વીરભદ્રને સંહાર કરવા મોકલ્યો છે એટલે આ ઉક્તિ વીરભદ્રના મુખમાં મૂકવામાં ઔચિત્ય રહેલું છે.

પૃ. ૧૨૬. કવિરાજ એટલે વૈદ્ય નહિ. ચંદ હિંદીનો પહેલો કવિ હતો માટે કવિરાજ. તારી સમશેર... દર્પણ છે: જેમ દર્પણમાંના પ્રતિબિંબ પરથી આપણે મૂળ વસ્તુનું સ્વરૂપ સમજી શકીએ છીએ તેમ આ ચંદની તલવાર પરથી બીજી બધી તલવારો એવી જ છે એમ સમજવાનું છે, માટે તેને દર્પણ કહેલી છે. સ્પર્શાસ્પર્શ: અડકવું ને ન અડકવું. આર્ય ધર્મનું રહસ્ય જાણે સ્પર્શાસ્પર્શમાં જ આવી ગયું છે માટે. તમારે સ્ત્રીઓ... કરવું છે!: તે કાળના રજપૂતો ક્ષુદ્ર બાબતોમાં મશગૂલ રહેતા અથવા અંગત રાગદ્વેષથી પ્રેરાઈને કામ કરતા પણ સમસ્ત આર્યાવર્તનો વિચાર કોઈ કરતું નહિ. વીરભદ્રનું આ આખું ભાષણ ભારી અવાજે બોલાય તો બહુ અસર કરે એવું છે. નાટ્યકારની આ પહેલી જ કૃતિ છે તેમાં સામર્થ્યનાં આવાં બીજ સર્વત્ર વેરાયલાં છે.

પૃ. ૧૨૭. શિક્ષાનો...લંબાતઃ ઘણી વાર શિક્ષા મોડી થાય તેના કરતાં વહેલી થઈ જાય એજ એકંદરે શ્રેયસ્કર નીવડે છે. માણસ વહેલો સુધરવાનો સંભવ એમાં વધારે રહે છે. આર્યાવર્તમાં...થઈને જશે: આ ભરતભૂમિમાં સર્વ પ્રજાઓને પોતાના સંસ્કારો આપીને સમાવવાની શક્તિ છે, એવી માન્યતા હજુ છે. શક હૂણ વગેરે જંગલી લોકોએ હિન્દમાં આવી કેર વર્તાવેલો તેમને ભારતધર્મે એવા અપનાવી લીધા કે મુસ્લીમો સાથે તેઓ જ આપણા થઈને લડ્યા. પૃથ્વીરાજના સમયથી આ શક્તિ ક્ષીણ થતી ચાલી છે. મુસલમાનો હિન્દી થયા પણ હિન્દુ ન થયા ને અંગ્રેજો તો હિન્દી યે ન થયા ને હિન્દુ યે ન થયા. ત્રિવેણીસંગમ: જ્યાં ત્રણ નદીઓ ભેગી થાય છે તે સ્થળને હિન્દુઓ પવિત્ર માને છે. પ્રયાગ આગળ ગંગા, યમુના ને સરસ્વતી મળે છે તેથી તે તીર્થરાજ કહેવાય છે. અહીં લક્ષણાથી, અનેક જાતિઓનો, અનેક ધર્મોનો ને અનેક સંસ્કૃતિઓનો સંગમ, સમન્વય.

પૃ. ૧૨૮. આજનો...બનશે: અત્યારે વિજય કરીને પ્રવેશતી પ્રજા પણ પર્યન્તે હિન્દની સંસ્કૃતિ સ્વીકારી સંસ્કારી બનશે, સાચી આર્યપ્રજા થશે. તાત્પર્ય કે છેવટે ભારતી સંસ્કૃતિનો જ વિજય છે. રોમે ગ્રીસને જિત્યું પણ ગ્રીક સંસ્કૃતિએ પછી રોમ પર વિજય મેળવ્યો હતો તેમ.

દિવ્ય સત્ત્વો, દૈવી પ્રાણીઓ. લાવણી, તાલનું નામ છે. પુનિત, પવિત્ર. પ્રચલિત શબ્દ છે પણ અપપ્રયોગ છે. રઢિયાળી, સુંદર; મોહક.

એ જુઓ...તોળે: આ ચાર લીટીમાં ભાષા સાદી પણ સુંદર છે ને કલ્પના ભવ્ય છે. નાટ્યકારના આ કવિત્વને પરિણામે જ એમની કૃતિઓમાં સર્વત્ર શિષ્ટતા વસે છે.

અહાલેક: સર્વ વૈરાગીઓમાં શ્રેષ્ઠ દંડી સંન્યાસીઓ છે. તેઓ હમેશાં 'નારાયણ' બોલે છે. તેમની પછી અવધૂતો—દિલે ભસ્મ ચોળી આસપાસ જોયા વિના જનારા ને પાછું ન ફરનારા ખાખી બાવાઓ—આવે છે. તેઓ 'અહાલેક' બોલે છે. ઈશ્વરના અલક્ષ્ય સ્વરૂપની તે હાકલ છે; અલખ તેજ અહાલેક. મૈયાનો અહાલેક: હિંદ માતા પાછળ જાન કુરબાન કરવાની ટેક.

## રમણલાલ : શંકિત હૃદય

### પરિચય

'શંકિતહૃદય'ના નાયક કુંજને પોતાની પત્ની વિલાસ અને પોતાના મિત્ર ચિદ્‌ઘનના વર્તન સંબંધી શંકા આવી જવાથી તેનું મન અસ્થિર બની જાય છે અને તે પોતાની મોટી મિલકતની વ્યવસ્થા વકીલ અને ડૉકટરને સોંપી દે છે. વકીલ અને ડૉકટર સ્વાર્થવૃત્તિથી કવિ નામના એક વફાદાર પાત્રને પોતાની સહાયમાં લેવા મથે છે. ઉપર ઉપરથી કાવતરામાં સામેલ થયલો કવિ મોડી રાત્રે ઘેર આવે છે. પોતાની અભણ પત્નીની નિખાલસતાની મશ્કરીમાં કવિએ તેને એક શૃંગારી ગીત ભજન કહીને શીખવેલું છે. તે ગીત ગાતીગાતી કવિપત્ની અહીં પ્રવેશ કરે છે. તે જાણે છે કે એ ભજન નથી. કવિપત્ની સૂતી હોય છે ત્યાં તેને જગાડી કવિ ઘરમાં જાય છે અને કાવતરાંની વાત કરે છે. પત્નીનો અભિપ્રાય લઈ, કવિ માલિકની મિલકત બચાવવાના સફળ પ્રયત્નમાં જોડાય છે.

### ટિપ્પણ

પૃ. ૧૩૦. રાતના પગ...લાગે છે!: રાત લાંબે પગલે ચાલી છે એટલે જોતજોતામાં રાત આગળ વધી ગઈ છે. शान्ताकारं भुजगशयनम् :

વિષ્ણુની સ્તુતિના પ્રસિદ્ધ શ્લોકના આરંભના શબ્દો છે. **અર્થ:** શાન્તઃ આકારવાળા સર્પના શયનવાળા (વિષ્ણુને વંદું છું).

પૃ. ૧૩૧. **નથી જોર...કંઈ બોલ સખિ!:** કેટલાક કવિનામધારી લેખકો બીજાનાં કાવ્યોમાંથી શબ્દો કે વિચારો લઈ થોડા શબ્દો આડાઅવળા કરી કવિતાઓ બનાવે છે તેની અહીં કર્તા મશ્કરી કરે છે. આ કાવ્ય કવિ ન્હાનાલાલના નીચેના કાવ્યનું અનુકરણ છે:

**ચેતન**

નથી નેત્ર, શું તેજ પીવાય, સખે!
નથી પાંખ. શી વિઘ ઉડાય, સખે!
નથી ચેતન કેમ લવાય, સખે!
કંઈ બોલ, સખે!
ઉર ખોલ, સખે!
રસચેતન કેમ લવાય, સખે!
નથી સાજ, કશું પછી ગાતું સખે!
નથી આદર ને કયમ આવું, સખે!
નથી વહાલ, તને શું વધાવું, સખે!
નવ ખીજ, સખે!
નવ સીઝ, સખે!
પણ વહાલ વિના શું વધાવું, સખે!
સુમધુર ઘડી પળ હાસ્ય, સખે!
મુજ નેત્ર વિશે પ્રીત આંજ, સખે!
સિંચ આશ, સખે!
રમ રાસ, સખે!
રસચેતન ખેલી ખીલાવ સખે!

આપ કોણ છો?...હું હસું કે રડું?: રસશાસ્ત્રના ગ્રંથોમાં નાયિકા-ભેદનું પ્રકરણ આવે છે. નાયિકાભેદમાં કાવ્યનાં નાયક ને નાયિકાની વચ્ચેના પ્રેમમાં નાયિકાના મનની જુદા જુદા પ્રસંગ પરત્વે જુદી જુદી સ્થિતિ

થઈ શકે તેનું વર્ણન હોય છે. તેમાં ખંડિતા નાયિકાનું વર્ણન આવે છે ત્યારે તે સ્ત્રી પતિ મોડો ઘેર જતાં તે કોઈ બીજી સ્ત્રી સાથે પ્રેમમાં પડયો છે એવો તેના પર વહેમ લાવે, તેની સાથે રીસાય, તેને મહેણાં મારે અને પાછા ચાલ્યા જવાનું કહે છે. અહીં કવિપત્ની મશ્કરીમાંજ પોતે ખંડિતા હોવાનો ડોળ કરે છે અને એવાં વચનો કાઢે છે. ઝીંઝોટી : રાતે બારને સુમારે ગવાતી લોકપ્રિય રાગણી.

પૃ. ૧૩૨. દક્ષિણ : રસશાસ્ત્રમાં દક્ષિણ નાયકનું વર્ણન આવે છે. દક્ષિણનો સામાન્ય અર્થ હોશિયાર છે; અહીં તેનો અર્થ પત્નીનું માન સાચવવામાં, બનાવવામાં હોશિયાર. એવો નાયક મોડો થાય તેનો ખુલાસો શોધી કાઢે છે. પગ તો...લાલ બન્યા : કવિ પણ મશ્કરીમાં એ પ્રમાણે દાક્ષિણ્ય વાપરી ખુલાસો કરે છે કે પગ થરથરે છે તે કંઈ ગુનો કર્યાના ભાનથી નહિ પણ ટાઢથી! હોઠ લાલ છે તે કંઈ પાન ખાધાથી નહિ પણ ટાઢમાં ફાટી જવાથી!

પૃ ૧૩૩. વૈયાકરણી, વ્યાકરણનો તદ્‌વિદ; વ્યાકરણશાસ્ત્રનો પંડિત. વ્યુત્પત્તિ, શબ્દનું મૂળ શોધવું તે. કોઈ...પડશે! : આપણા સાહિત્યમાં કેટલાક વિદ્વાનો શબ્દની વ્યુત્પત્તિને માટે વિચિત્ર કલ્પનાઓ કરે છે તેમનો નાટયકાર ઉપહાસ કરે છે.

## હંસા : અનારકળી

### જીવન

હંસા : શ્રીમતી હંસા જીવરાજ મહેતા ગુજરાતના પહેલા નવલકાર રા. બ. નન્દશંકર તુળજાશંકરના પુત્ર, વડોદરા તથા બિકાનેરના દિવાન તરીકે મશહૂર થયલા સર મનુભાઈ મહેતાનાં પુત્રી થાય. એમનો જન્મ ૧૮૯૭ની ત્રીજી જુલાઈએ થયો હતો. ૧૯૧૪માં એઓ મેટ્રિક થયાં ત્યારે સર્વ વિદ્યાર્થિનીઓમાં પહેલાં આવી એમણે ચેટફીલ્ડ પ્રાઈઝ મેળવ્યું હતું. પછી વડોદરા કૉલેજમાં એઓ દાખલ થયાં. ૧૯૧૮માં ઐચ્છિક વિષય ફિલોસોફી લઈ બી. એ.ની પરીક્ષા એમણે માન સાથે પસાર કરી. ૧૯૧૯માં એઓ વિલાયત ગયાં ને લન્ડન યુનિવર્સિટીમાં દાખલ

થઈ સામયિકવિદ્યા (જર્નાલિઝમ)નો અભ્યાસ કર્યો. પછી સાન્ફ્રાન્સિસ્કોની ને પોર્ટલૅન્ડની આંતરરાષ્ટ્રીય શિક્ષણવિષયક પરિષદોમાં હાજરી આપી ત્યાં મનનીય નિબંધો વાંચ્યા. ત્યાર બાદ જાપાનની પ્રખ્યાત વિદ્યાપીઠનું અવલોકન કરીને એઓ હિન્દ પાછાં આવ્યાં. ૧૯૨૪માં એમણે મુંબાઈના નામીચા ડૉક્ટર જીવરાજ મહેતા સાથે લગ્ન કર્યાં. જન્મે બ્રાહ્મણ હોવા છતાં લગ્ને આમ એઓ અબ્રાહ્મણ થયાં છે. ૧૯૨૬માં અખિલ હિન્દની મહિલાપરિષદમાં મુંબાઈના પ્રતિનિધિ તરીકે ગયાં. તેજ વરસે મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટીના સભ્ય થયાં. નેશનલ કાઉન્સિલ ઑફ વીમેન ઇન ઇન્ડિયાના એઓ મુખ્ય મંત્રી છે. ૧૯૩૦ના મહાન નિઃશસ્ત્ર સંગ્રામ સમયે એમણે મુંબાઈની યુદ્ધસમિતિના પ્રમુખ થઈ અણધારી વ્યવહારદક્ષતા ને અસાધારણ વીરતા બતાવી હતી. પરિણામે એમને કારાગૃહ સેવવું પડયું હતું. એમની સાચી છતાં શાંત સમાજસેવા ને સૌમ્ય ચારિત્ર્યથી લોક એટલા પ્રસન્ન છે કે મુંબાઇની સન્નારીઓમાં પ્રથમ સ્થાને એઓ હાલ વિરાજે છે.

**ગ્રંથો**

સાવિત્રી, અનારકળી અને આદર્શાંધ એ ત્રણ નાટકો; બાળવાર્તાવલી ભાગ પહેલો ને ભાગ બીજો; બાવલાનાં પરાક્રમો. આ ઉપરાંત અનેક લેખો સામયિકોમાં એમણે છપાવ્યા છે પરન્તુ તેનો સંગ્રહ છપાયો નથી.

**શૈલી**

શ્રી. હંસાબહેનની ભાષા તદ્દન સાદી ને સરળ છે. કોઈ કોઈ વાર છેક સાધારણ બની જાય છે પરન્તુ પ્રસંગ જામતાં અનુકૂળ રસ સુધી પહોંચે છે ખરી. ભાષામાં ક્વચિત્ વ્યાકરણના પણ દોષ આવી જાય છે. માતૃભાષા કરતા માતૃભૂમિ પર એમને વધારે પ્રેમ છે તેનું આ પરિણામ છે. એમની શૈલીમાં વિકાસનાં બીજ છે.

**પરિચય**

અકબરનો પાટવી કુંવર સલીમ મોજીલો હતો. તે અનેક સ્ત્રીઓના પ્રેમમાં પડતો. એક વાર તેને અનારકલીનો મોહ પણ લાગ્યો હતો. અનારકલી અકબરની ઘણી ખૂબસુરત દાસી હતી. અનારકલીની પ્રેમકથાની મૂળ ચાલતી આવતી વસ્તુમાં થોડોક ફેરફાર કરી આ નાટક લખવામાં આવ્યું છે.

એ ફેરફારથી વસ્તુ વધારે ઉદાત્ત ભાવનાને અવકાશ આપતું થયું છે, એ અહીં નોંધવું જોઈએ.

**ટિપ્પણ**

પૃ. ૧૩૫. અંક ૨: આખો અંક નથી લીધો. જોઈતો ભાગ પસંદ કરીને મૂક્યો છે.

અનારકળી: શબ્દનો અર્થ દાડમની કળી થાય છે; સ્ત્રીનું નામ છે.

નવરત્નસભામહેલ: નવ ગ્રહ પરથી નવ રત્નની કલ્પના ઉદ્ભવી છે. વિક્રમના તેમજ ભોજના દરબારમાં નવ પુરુષરત્ન હતાં એવી માન્યતા છે. વિદ્યાકળાને ઉત્તેજન આપનાર લોકપ્રિય રાજા હમેશાં કળાકારોથી વિંટલાયલો રહેતો હશે એવી મનગમતી કલ્પના લેખકો કરે તેમાં નવાઈ નથી. વિક્રમ અને ભોજની વચ્ચે સૈકાઓનો અંતર હતો છતાં તેની તે જ વ્યક્તિઓ બેઉના દરબાર દીપાવતી હતી એવી દંતકથા છે. અકબરનાં નવ રત્ન ક્યાં ક્યાં તે પર મતભેદ છે. સાધારણ રીતે નીચેનાં નવ નામો ગણાવવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧. રાજા બીરબલ | ૨. રાજા માનસિંગ | ૩. રાજા ટોડરમલ |
| ૪. અબુલ ફઝલ | ૫. ફૈઝી | ૬. તાનસેન |
| ૭. ખાનખાનાન | ૮. હકીમ હુમામ | ૯. મુલ્લા દોપિયાઝા |

પહેલા સાત તો પ્રસિદ્ધ છે. હકીમ હુમામ તે અકબરના ધન્વન્તરિ. મુલ્લા દોપિયાઝા (=ડુંગળીનાં બે ફડશિયાં) દરબારી વિદૂષક જણાય છે. કોઈ પંડિત જગન્નાથને ગણાવે છે પણ એ ચર્ચાનું આ સ્થાન નથી.

પૃ. ૧૩૬. મહેર-ઉન્નિસા, ઈરાનના એક ખાનદાન કુટુંબની પુત્રી. એ પાછળથી ઇતિહાસમાં નૂરજહાં તરીકે મશહૂર થઈ છે. મહત્ત્વાકાંક્ષા; મહેચ્છા; મોટાઈની ઇચ્છા; સત્તાનો શોખ.

પૃ. ૧૩૮. મહદાશા, મોટી આશા; મહાન થવાની આશા.

અંક ૩: આખો અંક નથી લીધો પણ માત્ર તેનો બીજો પ્રવેશ જ અહીં મૂક્યો છે.

જહાંગીર લાહોરમાં જઈ ચડેલો ત્યારે અનારકલી છેલ્લો મંડવાડ ભોગવતી હતી. તેણે પોતાના એંધાણ તરીકે માત્ર એક દાડમના ફૂલની કળીજ બાદશાહ પાસે મોકલી એમ આ નાટ્યકારે યોજેલું છે. એ કલ્પના સાહજિક અને સુંદર છે.

# મણિશંકરઃ સમરસિંહ અને ચંદ

## જીવન

મણિશંકરઃ સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટનો જન્મ કાઠિયાવાડના લાઠી પાસે આવેલા ચાવંડ ગામમાં સન ૧૮૬૭માં થયો હતો. તેઓ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. મેટ્રિક થઈ તેઓ એલ્ફિનસ્ટન કૉલેજમાં ગયા ને ત્યાંથી ૧૮૮૮માં ફિલસુફીને ઐચ્છિક વિષય લઈ ને બી. એ. થયા. પછી ૧૮૮૯માં 'સાહિત્ય અને શિક્ષણપદ્ધતિ'ના મુખ્ય અધ્યાપક તરીકે તેઓ વડોદરા કલાભવનમાં જોડાયા. સ્વતંત્ર મિજાજના હોવાથી ૧૮૯૭માં એ જગા તેમને છોડવી પડી. આ તેમના જીવનના મહામન્થનનો કાળ હતો. વડોદરાથી તેઓ ભાવનગર ગયા અને બાકીનાં વરસ તેમણે ત્યાંજ ગાળ્યાં. મૂળથીજ તેમના હૃદયમાં ધાર્મિકતા હતી પરન્તુ હિન્દુ ધર્મમાંથી ચિત્તનું સમાધાન ન મેળવી શક્યા તેથી ૧૯૦૦માં તેમણે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો. આથી સમાજમાં ઘણી હોહા થઈ અને મણિશંકરને પ્રાયશ્ચિત્ત કરી આર્ય થવું પડ્યું. તેમનાં પ્રથમ પત્ની નર્મદાકુંવર ભર જુવાનીમાં કૈલાસવાસી થયાં તેથી તેમને અપાર દુઃખ થયું. વડિલોના આગ્રહને વશ થઈ કવિ બીજી વાર પરણ્યા ખરા—તે પત્નીનું નામ પણ નર્મદાજ હતું—પરંતુ તેમનો પ્રેમપ્રવાહ તો પ્રથમ નર્મદા તરફ વહ્યાં કર્યો. 'વિધુર કુરંગ' 'વિપ્રયોગ' વગેરેમાં કવિ તેને અમર કરી ગયા છે. સન ૧૯૨૩માં તેઓ એકલા કાશ્મીરને પ્રવાસે ગયા હતા ત્યાંથી પાછાં ફરતાં લાહોર નજીક ટ્રેઈનમાંજ અચાનક તેમનું અવસાન થયું. તેમના પરમ મિત્ર પ્રો. બળવન્તરાય ઠાકોરે બરાબર એક વરસ પછી તેમની મૃત્યુતિથિને દિવસે 'કાન્તમાળા' નામનો ૧૦૮ લેખોનો એક સંગ્રહ બહાર પાડી તેમને નિવાપાંજલિ અર્પી. 'પૂર્વાલાપ' નામે તેમનાં કાવ્યોનો સંગ્રહ થયો છે તેની બીજી આવૃત્તિ પ્રો. રામનારાયણ

પાઠકે ઉત્તમ ટિપ્પણુ ને વિવેચન સહિત બહાર પાડી છે ત્યાર પછી એ પુસ્તક બહુ લોકપ્રિય થયું છે. મણિશંકરે મુકાબલે લખ્યું છે થોડું, પણ જેટલું લખ્યું છે તે ઘણુંખરું ઉચ્ચ કોટિનું છે.

**ગ્રંથો**

શિક્ષણુશાસ્ત્રનો ઇતિહાસ; સંવાદો; પૂર્વાલાપ; રોમન સ્વરાજ્ય અને ગુરુ ગોવિંદસિંહ. અફલાતુનના કેટલાક સંવાદો તથા જોનના ગૉસ્પેલનું પણ તેમણે ભાષાન્તર કર્યું છે.

## શૈલી

મણિશંકરની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિઓ કવિતાની છે છતાં તેઓ ઉત્કૃષ્ટ ગદ્યલેખક પણ છે. તેમની ભાષા હમેશાં સરલગામી અને પ્રસન્ન-ગંભીર હોય છે. તેઓ તત્ત્વતઃ કવિ હતા; તેમના દિલનું દર્દ અનેક પત્રોમાં નીકળી આવ્યું છે તે પરથી એ જણાય છે. તેઓ પ્રધાનતઃ વિચારક હતા. ધર્મચિન્તન અને તત્ત્વચિન્તને તેમના હૃદયનાં ઊંડાં ઊંડાણો વલોવી નાખ્યાં હતાં. તેમના સંવાદોની ટૂંકી અને અર્થઘન શૈલીમાં આની આપણને પ્રતીતિ થાય છે. વિશેષમાં તેઓ વક્તા હતા, કદાચ તેમના સમકાલીનોમાં પ્રથમ પંક્તિના વક્તા હતા. આથી તેમનાં નાટકોમાં ને સંવાદોમાં તેમની ભાષા અભિપ્રેત ભાવની વાહક થઈ ખૂબ અસર ઉપજાવે છે. મણિશંકરની શૈલી આ પ્રમાણે કવિ, ચિન્તક ને વક્તાના ત્રિવિધ ગુણોથી અંકિત થયલી છે. તેમના ચિન્તનાત્મક લેખોમાં જ્યારે કવિત્વ ને વક્તૃત્વનો સંયોગ થઈ આવે છે ત્યારે એ ત્રિવેણીસંગમનાં પૂર એટલાં મોહક ને વેગવંતાં બને છે કે સાચો સાહિત્યરસિક તેમાં તણાઈ ગયા વિના રહેતો નથી.

**પરિચય**

દિલ્હીના છેલ્લા હિન્દુ સમ્રાટ વીર પૃથ્વીરાજે કનોજના રાજા જયચંદની પુત્રી સંયુક્તા સાથે સ્નેહલગ્ન કર્યું હતું. તેના અતુલ પ્રેમમાં લીન થઈ જઈ રાજકાજ કે બીજા કશામાં તે લક્ષ આપતો નહોતો, ને અંતઃપુરમાં બેસી રહેતો હતો. તેમાં સંયુક્તાએ નાદાનીમાં એવી યુક્તિ રચી કે

પૃથ્વીરાજને કાને કશી બહારની વાત પહોંચે જ નહિ. આથી પ્રજામાં અસંતોષ ફેલાયો ને હાહુલિરાય નામે એક સામંતે ચંદબરદાયી દ્વારા પૃથ્વીરાજને લખી મોકલાવ્યું કે "ગોરીમાં તું ગરક થયો છે પણ ગોરી તારા ઉપર તાકી રહ્યો છે." આ સંદેશો પણ સંયુકતાએ પૃથ્વીરાજને પહોંચવા દીધો નહિ ને ઉલટું હાહુલિરાયનું અપમાન કરાવ્યું. તેને એટલો ક્રોધ ચઢ્યો કે તેણે પૃથ્વીરાજ ને સંયુકતાને છૂટા પાડવા પ્રતિજ્ઞા લીધી ને દેશદ્રોહી થઈ શાહબુદ્દીન ગોરીને તે તેડી લાવ્યો! અખૂટ સૈન્ય લઈ શાહબુદ્દીન ચડી આવે છે એ ખબર સાંભળી દિલ્હીમાં હાહાકાર થઈ રહ્યો. પણ પૃથ્વીરાજ પાસ પહોંચે કોણ? એનો બનેવી સમરસિંહ શૂરો ને શાણો હતો. બધી હકીકત તેને કાને આવી એટલે તે વણતેડ્યો ચિતોડથી મોટી સેના લઈને આવી પહોંચ્યો. પૃથ્વીરાજને જાણ કરવા તેણે આઠ દિવસ સુધી પ્રયત્ન કર્યા પણ તે ફાવ્યો નહિ. આખરે તેણે યુક્તિથી વાત પહોંચાડી. પૃથ્વીરાજ સિંહની પેઠે ગાજી ઊઠ્યો, ને અંતઃપુરમાંથી બહાર ધસી આવ્યો.

આ રોમાંચ ઊભાં થાય એવે પ્રસંગે સમરસિંહ ને ચંદ જેવા આર્યપ્રેમીઓના હૃદયમાં કેવો ઉત્પાત ને મગજમાં કેવો ખળભળાટ થઈ રહ્યો હતો તેનો ખ્યાલ મણિશંકરનો સંવાદ આપે છે. દિલ્હીમાંથી હિન્દુ રાજ્ય ગયું એ ક્ષણ ઇતિહાસદૃષ્ટિથી અગત્યની છે, ધર્મની દૃષ્ટિથી તેથી વધારે અગત્યની છે પણ સંસ્કૃતિની દૃષ્ટિએ તો એનું મહત્ત્વ એટલું બધું છે કે હિન્દની દરેક ભાષાના કંઈ કંઈ સાહિત્યકારોએ એ પર પોતાના ભાવોદ્‌ગાર કાઢ્યા છે. અંગ્રેજીમાં લૅન્ડોરના કાલ્પનિક સંવાદો છે તે પ્રકારનો આ સંવાદ છે. એમાં મણિશંકરની ચિન્તનશકિત ને લેખનશકિત કેવી સમૃદ્ધ હતી તે જોઈ શકાય છે.

## ટિપ્પણ

અમુક બનાવો બની જાય પછી તેના ભૂતકાળમાં એક પાત્રને ઊભેલો કલ્પી. તેની પાસે તે બનાવોનો ભવિષ્યવાણી તરીકે ઉલ્લેખ કરાવવો, એવી સાહિત્યકારોની એક રીતિ છે. આ રીતિ ગ્રહણ કર્યાથી એક પ્રકારના વૈચિત્ર્યવાળું વાતાવરણ ઊભું કરી શકાય છે. આ સંવાદના આરંભમાં જ

આવું વાતાવરણ જમાવવા લેખક પ્રયત્ન કરે છે: "મહારાજ, આકાશમાં નક્ષત્રો દેખી શકાતાં નથી, પણ મધ્યરાત્રિ વીતી ગઈ છે..." વગેરે દ્વારા.

હમણાંનું ભાવિ, તુરતમાં થવાનું છે તે. પાછળનું ભવિષ્ય, દૂરનું ભાવિ. પાછળ: એટલે ભવિષ્યમાં. આગળ પાછળ, આ શબ્દો અર્થને ઘણી વાર બરાબર સ્ફુટ નથી કરતા. આગળ એટલે ભવિષ્યમાં એમ પણ કોઈ સમજે તો નવાઈ નહિ. આનું કારણ એ છે કે આગળ પાછળ એ શબ્દો દિશાને જેટલા સ્ફુટ કરી શકે છે તેટલા કાળને કરી શકતા નથી. આગળ પાછળ કાળ કે સમય પરત્વે વપરાય ત્યારે ભૂત વિશે વાત થાય છે કે ભવિષ્ય વિશે તે સમજવું મુશ્કેલ પડે છે. આમ દિશા દેખાડે પણ કાળની દિશા બરાબર ન દેખાડે એવા શબ્દો ભૂતને ભવિષ્યરૂપે રજુ કરતી વેળા વાપરવામાં લેખકે અજબ ચાતુર્ય બતાવ્યું છે. વાતાવરણનું વૈચિત્ર્ય ચંદ ઊભું કરે છે તેને સમરસિંહ આમ સંદિગ્ધ શબ્દોદ્વારા ટકાવી રાખે છે. ભૂતાત્મક કાવ્ય: ભૂતકાળ જેમાં આલેખાયલો છે એવું કાવ્ય–પૃથ્વીરાજ રાસો ચંદ લખવાનો છે તે.

કાળને આપણે વરસોમાં કે સૈકામાં ભાગીએ, ભૂત વર્તમાન ને ભવિષ્યમાં ભાગીએ. પણ કાળ એક અખંડ વસ્તુ છે. તેમાં ભૂતની અસર વર્તમાનમાં હોય છે અને એ સમસ્ત ભૂત અને વર્તમાનમાંથી પાછો ભવિષ્ય ઘડાવાનો હોય છે. આમ ભૂત ને વર્તમાન સમજવાથી જ ભવિષ્યમાં દૃષ્ટિપાત થઈ શકે છે. ઇતિહાસના અભ્યાસની આવશ્યકતા ને સાર્થકતા આમાં જ છે, પરન્તુ ભૂત સમજવામાં કંઈ ભવિષ્યની કલ્પના કરવાની જરૂર નથી એવી સામાન્ય માન્યતા છે. ચંદ તો ભવિષ્યમાં પ્રતિક્ષણે વર્તમાન બનતું એવું ભવિષ્યનું જીવન ગાળવાનો નથી પણ ભૂતકાળનું ચિત્ર આપતું ભૂતાત્મક કાવ્ય લખવાનો છે એટલે સમરસિંહ પૂછે છે કે "પાછળનું ભવિષ્ય જાણવાની તારે શી જરૂર છે? પાછળ તારે ભૂતાત્મક કાવ્ય વગર બીજું શું કરવાનું છે?"

ચંદ જવાબ દે છે કે "પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે સમજાવી શકીશ?" આ ઉક્તિની નીચે રહેલો સિદ્ધાન્ત

બરાબર સમજવો જોઈએ કારણ કે આખો સંવાદ એ પર જ અવલંબે છે. સઘળી સહેતુક ક્રિયાઓ અંતિમ લક્ષ્ય કે ઉદ્દેશને લઈને જ અર્થવાળી બને છે. દાખલા તરીકે, અર્થ સમજ્યા વગર વિદ્યાર્થીઓ ટિપ્પણ ગોખી મારે છે એ છેક અર્થ વગરનું નથી. પરીક્ષા પાસ કરવાનો એમાં ઉદ્દેશ છે તેટલે અંશે એ કર્મ સાર્થક છે. અર્થાત્ જે ઉદ્દેશ ભવિષ્યમાં સાધવાનો હોય તેની યથાર્થ કલ્પના કર્યાથી જ વર્તમાન કે ભૂતની ક્રિયાઓનો અર્થ આપણે ગ્રહણ કરી શકીએ છીએ—સમજી સમજાવી શકીએ છીએ.

વ્યકિતના જીવનમાં જેમ અમુક લક્ષ્ય તરફ પહોંચવા માટે થતી બધી ક્રિયાઓજ અર્થવાળી બને છે તે જ પ્રમાણે અહીં એમ માની લીધું છે કે પ્રજાઓને પણ અમુક લક્ષ્ય હોય છે તે સાધવાને જે પ્રવૃત્તિઓ કરવામાં આવે તેને જ અર્થવાળી કહી શકાય. આથી ઇતિહાસકાર ભૂતકાળનો અભ્યાસ કરી તે પ્રજાનું વિશિષ્ટ તત્ત્વ શોધી કાઢે છે ને કવિ તે પ્રજાની ભવિષ્યની કલ્પના નીરખી તેનું લક્ષ્યબિન્દુ નક્કી કરે છે. એ બેનો અન્યોન્યાશ્રય ધ્યાનમાં રાખીએ તો જ પ્રજાની વર્તમાન પ્રવૃત્તિ સમજી શકાય છે. ઘણી વાર પ્રજાઓ પોતાનું લક્ષ્ય વિસરી જાય છે એટલે કે પ્રમાદી થઈ જાય છે. બુદ્ધિથી, નીતિથી, ધર્મથી કે આત્મભોગથી એ પ્રમાદ ખસેડવામાં આવે તો જ ઉન્નતિ થઈ શકે છે, નહિ તો નહિ. આ સત્ય કવિને આ સંવાદમાં કહેવું છે માટે ચંદ પાસે તે પૂછાવે છે કે “ પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે સમજાવી શકીશ ? ”

હું પોતે જ ઘણું થોડું જાણું છું : ચંદ ને સમરસિંહ ભવિષ્યની વાતો કરે છે પણ તેમાં કોઇ અલૌકિક રીતે જ્ઞાન ધરાવવાનો દાવો નથી. તેમને પોતાના જ્ઞાનની સીમાનું ભાન છે અને તેથી જ્ઞાન સાથે નમ્રતા પણ છે. જાણી શકું છું : એ જ્ઞાન પણ ચમત્કારથી થયલું નથી પરન્તુ ઊંડા મનનથી થયલું છે. ટુંકામાં, આ માનવી સંવાદ છે, દૈવી સંવાદ નથી, એમ લેખક અહીં સ્પષ્ટ કરે છે.

પૃ. ૧૪૨. નિર્ણીત, નિશ્ચિત. માણુસ અધોગતિને પન્થે જાય તેમાં તેનું મન દરેક પળે બહારની લાલચોથી નિર્ણીત થાય છે. એમાંથી મનને મુક્ત કરી ઉર્ધ્વગામી બનવામાં જ ખરો પુરુષાર્થ રહેલો છે, પરન્તુ

એવી ઉન્નતિ સાધવા માટે શક્તિ અને સંયમનો સંયોગ થવો જોઈએ. તે દુર્લભ છે માટે સમરસિંહ નિરાશાના બોલ બોલે છે કે "અધોગતિ નિર્ણીત અને ઉન્નતિ અનિર્ણીત છે." સિદ્ધાન્ત સામાન્ય સ્વરૂપે પ્રથમ રજુ કરી પછી સમરસિંહ વિશેષોક્તિ દ્વારા એનો તુરત સંકુચિત ફલિતાર્થ કરે છે. તે એ કે અધોગતિનાં કારણો પ્રાપ્ત, હયાત છે, એટલે કે ક્યારનાં અસ્તિત્વમાં હોઈ પોતાનું કામ કર્યાં જાય છે. ઉન્નતિનાં કારણો હજી પ્રાપ્ત કરવાનાં જ બાકી છે.

અધોગતિનાં પ્રાપ્ત કારણો શાં છે તેનો હવે સમરસિંહ જવાબ આપે છે. મુસ્લીમોનો પ્રવાહ કેમ કોઈથી ખાળી શકાતો નથી, તે એ પ્રથમ સમજાવે છે. "એ પ્રવાહનું સામર્થ્ય તેમના ધર્માગ્રહનું સામર્થ્ય છે." જે બળનો વિજયડંકો ભૂમંડળમાં એક વેળા વાગી રહ્યો હતો તે બળ તેમની સ્વધર્મ ઉપરની શ્રદ્ધાનું બળ છે. બીજું કારણ તે તેમની ઓછાં બંધનવાળી સંસારઘટના, સામાજિક રીતરિવાજો ને બંધારણ. બીજાં બે કારણો : તેમની જિજ્ઞાસા અને નમ્રતા. લેખક માને છે કે સાચી જિજ્ઞાસા સાથે નમ્રતા હોય જ છે. ગાંધીજીના પ્રથમ લેખમાં પણ આ જ બાબત પર ભાર મૂકાયો છે. આમ મુસલમાનોની ઉન્નતિનાં ચાર કારણો શ્રદ્ધા, સ્વતંત્રતા, જિજ્ઞાસા ને નમ્રતા છે. બુદ્ધિ હોય તો અજ્ઞાન જાય, નીતિ હોય તો અભિમાન જાય.

માણસ કે પ્રજાનું ભવિષ્ય સોએ સો ટકા નિશ્ચિત નથી. ભવિષ્યને અંગે માણસ જેટલા બહારના સંજોગોથી પોતાને નિશ્ચિત થવા દે છે તેટલે અંશે તેનું જીવન યંત્રવત્ બને છે. આંતરિક શક્તિ કે બલ હોય તો તે ગમે તે રસ્તે પોતાની ઉન્નતિ સાધી લે. શરૂઆતના મુસલમાની પ્રવાહમાં આવી જ કોઈ અખૂટ જીવનશક્તિ હતી તેથી જ તેને કોઈ ખાળી ન શકયું. જીવનની આ શકિત ક્યારે અમુક વ્યક્તિ કે પ્રજામાં આવે છે ને ક્યારે લુપ્ત થાય છે તેની કોઈને ખબર નથી. તેથી સમરસિંહ કહે છે કે "આશાસ્થળો અને સર્વ ઈશ્વરને આધીન છે; પણ તે હાલ અને દેખાતાં નથી." આટલું કહી પછી અમુક માનવોનો અપવાદ કરે છે. "બેશક, ઈશ્વરપ્રેરિત અસાધારણ બુદ્ધિ કે અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે." નેપોલિયન જેવી અસાધારણ બુદ્ધિ કે ગાંધીજી જેવી

અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે છે "તેટલા માટે ભાવિની કોઈને બરાબર ખબર પડી શકતી નથી."

આ માન્યતા સામે એવી દલીલ મૂકી શકાય કે જો બધું જ ઈશ્વરાધીન છે તો પછી મનુષ્યે પ્રયત્ન શા માટે કરવો ? આનો ઉત્તર કવિ એમ આપે છે કે "તોપણ આ લોક અને પરલોકમાં સતત ઉદ્યોગ કર્યા વગર તો કોણ સમાધાન મેળવી શકે ?" મતલબ કે ઉન્નતિ ઈશ્વરાધીન છે, પણ સમાધાન, મનની શાન્તિ કે તૃપ્તિ, આપણને જ અધીન છે. સતત ઉદ્યોગ; કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકાતું નથી માટે સતત. ઉદ્યોગ; ઉદ્ ઉપર ને યોગ યોજવું તે. કેવળ કર્મ નહિ પણ નિયત કર્મ કરવાનાં છે માટે ઉદ્યોગ. સમાધાન : આનો અર્થ અહીં સમાધિ નથી પણ સંતોષ છે, કારણ કે કવિના મનમાં ઉદ્યોગ–કર્મયોગ છે, ધ્યાનયોગ કે જ્ઞાનયોગ નથી. કર્મના સિદ્ધાન્તને અંગે જ આ લોક કે પરલોકનો પ્રશ્ન ઉદ્ભવે છે. આ પરત્વે શ્રી ગીતાજી (૨–૪૭)માં કહ્યું છે :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

નિષ્કામ કર્મયોગની આ ચતુઃસૂત્રી છે : કર્મમાં તારો અધિકાર છે, ફળમાં નથી, કર્મફળનો હેતુ ન થા, તેમ અકર્મનો સંગ પણ ન કર. આ ચારમાંથી બે અંશ પર જ કવિએ ભાર મૂકયો છે. આમ માત્ર ભાષા નવીન છે બાકી સિદ્ધાન્ત પ્રાચીન છે.

સંવાદ આટલે સુધી આવ્યા પછી ચંદ વિગતવાર પ્રશ્નો પૂછવા માંડે છે. તે સર્વેનો ઉત્તર ઉપરના મૂલભૂત સિદ્ધાન્તને મનમાં રાખી તેમાંથી ફલિત થતા બીજા સિદ્ધાન્ત દ્વારા જ સમરસિંહ આપે છે.

પૃ. ૧૪૩. ચંદ પૂછે છે કે જો અધોગતિ થશે તો "દેશ સમસ્ત મંદિરોને બદલે મસજિદોથી ભરાઈ જશે ?" સમરસિંહ જવાબ આપે છે કે "દેશ પણ પ્રાયશઃ નિર્જીવ છતાં આકૃતિમાં સજીવ દેખાયાં કરશે." અર્થાત્ માણસ મરી જાય છે ત્યારે પણ તેના દેહનો આકાર તેનો તે

હોય છે, તેવી જ રીતે આપણી પ્રજા પ્રાણવાન નહિ રહી હોય ત્યારે પણ તેનું સાંસારિક કલેવર તેનું ને તેનું ટકી રહેશે. મરવાને આળસે કોઈ જીવે તેમ બદલાવાના આળસે આપણે તેના તે રહીશું : સમજણપૂર્વક આપણા ધર્મના આગ્રહને લીધે નહિ પણ માત્ર વહેમના માર્યા આપણે મુસલમાન નહિ થઈએ. "આપણામાં ધર્મનું તો નહિ, પણ વહેમનું હજી ઘણું પ્રાબલ્ય છે." અહીં ધર્મ એટલે હિન્દુ ધર્મ. પ્રાયશઃ, મોટે ભાગે.

ધર્મનાં નહિ: અહીં ધર્મ એટલે ધર્મની સંસ્થા. ચેતના, જીવનશક્તિ; ચૈતન્ય. હવા અને પ્રકાશ વગરનાં : મુસલમાનો મંદિરો તોડી નાખતા તેથી ભોંયરામાં શિવલિંગો સ્થપાતાં થયાં ને ખૂણેખોચરે હવા ને પ્રકાશની પરવા વગર મન્દિરો બન્ધાવા લાગ્યાં. શાહબુદ્દીન આવ્યો ત્યારે છેક એવી સ્થિતિ નહિ હોય. પૂજારી ને ગોરોમાં દંભ ને અજ્ઞાન હશે ખરાં. જૂનાને...વીતવાની છે. સમરસિંહ કંઈ મૂર્તિઓ ભાંગનારો કે મન્દિરો તોડનારો નહોતો. એનું માનવું એવું દેખાય છે કે ધર્મનો જીર્ણોદ્ધાર થઈ શકે એમ નથી; એની તો પુનર્ઘટના જ કરવી જોઈએ ને તે પણ સવેળા. આથી એ જૂનાં મન્દિરોને જમીનદોસ્ત કરી નવાં ઉઠાવવાનું કહે છે. ધર્મનો ક્ષય થતાં, શેનો નહિ થાય ? અર્થાત્ બધાંનો થશે. આહાર, નિદ્રા ને ભય તો માણસ ને પશુ બેઉમાં હોય છે. ધર્મ એ જ માણસને મનુષ્યત્વ આપનાર વિશિષ્ટ લક્ષણ છે. એ જાય તો બધું જાય એટલે સાચું મનુષ્યત્વ જાય, માનવસંસ્કૃતિનો નાશ થાય. ધર્મોરક્ષતિરક્ષિત : ।

ધર્મ શબ્દ અનેક અર્થમાં વપરાય છે. ધર્મ એટલે કર્તવ્ય, ધર્મ એટલે ધર્માનુભવ, ધર્મસંસ્થા, આચારધર્મ, ધર્મકાર્ય, કાયદો, નીતિ, પદાર્થનો ગુણ વગેરે. મણિશંકર સંસ્કૃત સારું જાણતા પણ ધર્મચિન્તન અંગ્રેજી પુસ્તકોદ્વારા ઘણું કરેલું તેથી એ વિષય પર લખતાં આપણી પરિભાષા પાશ્ચાત્ય ગ્રંથોના વિચારો માટે વાપરે છે. ધર્મના ત્રણ અર્થ તો આવી ગયા. હવે ચોથો આવે છે. ચંદને શંકા થાય છે કે ધર્મના ક્ષયથી બધાનો ક્ષય થાય એ કયો ધર્મ ? એ ધર્મ એટલે બુદ્ધિનીતિ કે બીજું કંઈ ? બુદ્ધિ અને નીતિથી દેશની જાહોજલાલી કાયમ રાખી ન શકાય ?

આનો જવાબ સમર નકારમાં આપે છે. તેનું કારણ એમ બતાવે છે કે ધર્મ વિના બુદ્ધિનીતિ ટકી શકતાં નથી. અહીં ધર્મ એટલે ધર્માનુભવ. નીતિની ભાવના પણ ધર્મથી પોષાય છે. નીતિ શા માટે પાળવી એ પ્રશ્ન થતાં એ ધર્મ છે એ એક જ તેનો જવાબ છે. એ જવાબના આધાર વિના એ પ્રશ્ન નીતિની ભાવનાને શિથિલ કરે છે. ધર્મ શા માટે પાળવો એવો પ્રશ્ન સંભવતો નથી કારણ ધર્મ એ માણસનો ઊંડો અનુભવ છે. અનુભવ એટલે સાક્ષાત્કાર; પ્રત્યક્ષ જ્ઞાન.

ઈશ્વરી કૃપાથી...મૂળરૂપ છે: અહીં ધર્મનો અર્થ વધારે વ્યાપક છે. ધર્મ ઈશ્વરી શક્તિને ઝીલવાનું સાધન છે. આત્માની આ વિશિષ્ટ શક્તિને જીવન્ત રાખવી એ મનુષ્યનું કર્તવ્ય છે. તેમાં જો એ ઢીલો પડે તો સર્વનાશ. વિષમ, વસમી. દાસત્વ, પરાધીનતા; પરદેશીનું રાજ્ય.

સંસ્થિતિ, પરિસ્થિતિ; આસપાસની સ્થિતિ. ચંદ પ્રશ્ન પૂછે છે કે પરિસ્થિતિને લીધે માણસ કેટલીક વાર વસ્તુસ્થિતિ જોઈ શકતો નથી ને ખોટો ભાસ થાય છે. તેવું તો નથી થયું?

પૃ. ૧૪૪. સમરસિંહ જવાબ વાળે છે કે છે તે જ ભાસે છે: જે ભાસે છે તે જ ખરું છે. બુદ્ધિનીતિનો ક્ષય દેખાય છે તે માત્ર આભાસ નથી પણ સાચો જ ક્ષય છે. સમરસિંહ બુદ્ધિના ત્રણ દોષ બતાવે છે: બંધન–વહેમ, અજ્ઞાન ને મિથ્યાભિમાન. નીતિમાં પણ એ જ પ્રકારના ત્રણ દોષ ગણાવે છે: સંકોચ, અલ્પત્વ ને મિથ્યાભિમાન. શાસ્ત્રોનો પ્રકાશ પણ ઓછો થઈ ગયો છે. વર્તમાનને થયલો આ બધો વિકાર: હાલ આપણા દેશની સ્થિતિ આવી છે.

પ્રવાસમાં: હિન્દુઓ દરિયો ઓળંગીને જવામાં અને ઉત્તરે અટકની પાર જવામાં પ્રત્યવાય માને છે. અટક એ હિન્દના સીમાડાના ગામનું નામ છે. એની બહાર પગ મૂક્યો કે હિન્દ છોડયું ગણાય છે. પૃથ્વીરાજના સમયમાં પરદેશગમનનો પ્રતિરોધ નહોતો. મુસલમાનોનું પૂર વધ્યું ત્યારે હેમાદ્રિના સમયમાં આવાઆવા સંરક્ષક પ્રતિબંધો મૂકવામાં આવ્યા. અહીં કાળનો વ્યુત્ક્રમ થયો છે. પ્રકાશ, જ્ઞાનનો પ્રકાશ. ઐન્દ્રજાલિક, જાદુગરનો ખેલ

જોતાં થાય છે તેવા; ખોટા. સંકોચ, ટુંકાપણું; ટુંકી દૃષ્ટિ; ટુંકું મન. અલ્પત્વ, નાનાપણું; હલકાઈ, સંકોચ એટલે દૂરદષ્ટિનો અભાવ ને અલ્પત્વ એટલે ક્ષમાદષ્ટિનો અભાવ. ધર્મબુદ્ધિથી દૂરદષ્ટિ આવે છે ને મનની મોટાઈથી ક્ષમાદૃષ્ટિ આવે છે. આખા મહાભારતનું સારભૂત વાકય કુન્તીના મુખમાં વ્યાસજી મૂકે છે કે धर्मे ते धीयतां बुद्धिः मनस्ते महदस्तु च। ધર્મમાં તારી બુદ્ધિ હજો ને મન તારું મોટું થજો. મણિશંકર પણ આ જ વિચાર સમરસિંહના મુખમાં મૂકે છે. મિથ્યાભિમાન, જે વસ્તુ ખરેખર આપણી પાસે ન હોય તે છે એમ ધારીને તેને માટે કરેલું અભિમાન.

વર્તમાનને થયલો આ વિકાર એટલા દુષ્ટ પ્રકારનો છે કે ભૂતનો સંબન્ધ ન હોય તોપણ તેના ઉપર દયા આવી જાય: વિકાર એટલે શારીરિક કે માનસિક બિગાડ. ભૂતનો સંબન્ધ ન હોય તોપણ: આ સમજ્યા પછી આખું વાકય સમજાશે. વર્તમાનને હમેશાં ભૂત સાથે સંબન્ધ હોય છે, કારણ કે વર્તમાન જ પ્રત્યેક ક્ષણે ભૂત થતું જાય છે. આ તો કાળ પરત્વે વાત થઈ. પરન્તુ સ્થિતિ પરત્વે પણ વર્તમાનને હમેશાં ભૂત સાથે સંબન્ધ હોય છે. આપણે 'હતા' તેવા આપણે 'નથી', પણ આપણે 'થયા' તેવા આપણે 'છીએ'. બીજી રીતે કહીએ તો ભૂતકાળને પાછળ મૂકી ભવિષ્યમાં પ્રયાણ કરવાની માણસમાં શકિત જ નથી. આપણી વર્તમાન સ્થિતિ ભૂતકાળનાં આપણાં તથા પૂર્વજોનાં કૃત્યોમાંથી જ ઉદ્‌ભવી છે. તેથી વર્તમાનને વિકાર થયો હોય તેનો દોષ કેવળ વર્તમાન વ્યક્તિઓને દેવો ઘટતો નથી. પૂર્વજનાં કર્મના ભોગ થઈ પડયા હોય તેટલે અંશે દયાને પાત્ર છે.

હવે આખા વાકયનો વિચાર સ્ફુટ થશે. સમરસિંહ કહે છે કે ભૂતને વર્તમાન સંકળાયલાં હોવાથી વર્તમાન દયાને પાત્ર છે પરન્તુ ધારો કે કદાચ તેમ ન હોય, અર્થાત્ વર્તમાન પોતાના કરેલા દોષોનું ફળ જ ભોગવી રહ્યું હોય તોપણ હમણાં થયલો વિકાર તો એવો છે કે દયા આવી જાય.

સાર્વત્રિક, સર્વ જગા સંબંધીનું; બધી જગાએ ફરી વળતું. પ્રતિકાર, મટાડવાનો ઉપાય. કષ્ટસાધ્ય: આપણા વૈદકમાં ત્રણ પ્રકારના વ્યાધિ કહ્યા છે: સાધ્ય, કષ્ટસાધ્ય ને અસાધ્ય; એટલે મટે એવા, બહુ મુશ્કેલીથી મટે એવા ને ન મટે એવા. ધર્મનું તો કોણ જાણે: ધર્મ એ આત્માના સહુથી ઊંડા

તલને સ્પર્શે છે એટલે અધ્યાત્મવિદ્યાના જ્ઞાન વિના ચંદ શું કહી શકે? ઇતિહાસ ને કાવ્યનો અભ્યાસી બુદ્ધિ ને નીતિના વ્યાધિ પર અભિપ્રાય બાંધી શકે ખરો. એ શ્રદ્ધા દર્દીઓની અને દીનોની છેઃ વાક્ય જરા અટપટું છે. બુદ્ધિ અને નીતિના વ્યાધિઓ મટે છે એવી ચંદને શ્રદ્ધા છે તે ખોટી છે. દર્દીઓ અને દીનો પોતાનું જીવન ટકાવી રાખવાને એક ખોટી શ્રદ્ધા ઊભી કરે છે, તેવી છે. આવી ખોટી શ્રદ્ધા માત્ર એ શ્રદ્ધા રાખનારના મનની નાદુરસ્તી ને દીનતા એટલે પામરતા બતાવે છે.

પ્રજાનો રોગ આવો અસાધ્ય હોય, "દયા કે દવાથી કશું થવાનો સંભવ નથી," તોપણુ આથી નિરાશ થવાનું નથી. "વૈદ્યો ને વીરો અસાધ્યને સાધ્ય સમજતા નથી", તોપણુ નિષ્ક્રિય બની બેસી રહેવાનું નથી. જો મૃત્યુ આવવાનું જ હોય, જો જીવનનો હ્રાસ થવાનો જ હોય તો દીન ન બનતાં વીરની માફક મૃત્યુને ભેટવું જોઈએ. "પોતાના જીવિતદાનથી ઘણી વાર ઇતરનું જીવિત લંબાવી શકાય છે." સમરસિંહ પાસે આમ સુસંગત વિચારણા રજુ કરાવતાં મણિશંકરનું ચિન્તન અહીં વધારે વ્યાપક ને તલસ્પર્શી બની જાય છે, એટલે શૈલી ટૂંકી ને અર્થઘન સ્વરૂપ પકડે છે. પ્રત્યેક શબ્દમાં ભારોભાર અર્થ ભર્યો છે તે હવે દેખાશે.

પૃ. ૧૪૫. આ આખું પૃષ્ઠ એ શૈલીનું ઉદાહરણ છે. જો માત્ર .. અસંભાવ્ય નથી: હિન્દુસ્તાન બધી રીતે હારવા બેઠું હતું એટલે માત્ર સંગ્રામના વીરો એટલે યુદ્ધકુશળ પુરુષો, રજપૂતોજ તેને બચાવી શકે તેમ નહોતું. હિન્દની અધોગતિ યુદ્ધ પરત્વે જ નહોતી પણ સંસારનાં બધાં ક્ષેત્રો જેવાં કે લગ્ન, જ્ઞાતિ, નીતિ, ધર્મ એ બધામાં હતી. તે સુધારવા બધાં ક્ષેત્રોમાં વીર થઈને કામ કરવાની જરૂર હતી. શબ્દમૂર્છા: મૂર્છા એટલે બેભાન અવસ્થા; શાસ્ત્રના રહસ્યને નહિ સમજતાં તેના શબ્દને પકડી રાખવાથી ઉપજેલી ભાન વગરની અવસ્થા. અસંભાવ્ય, અસંભવિત. નિરાશા: સમરસિંહ હિંદની ચડતી પરત્વે શાથી નિરાશ થઈ ગયો છે તે કારણો.

આપણે...જશે નહિ. સરખાવો ગીતા. અ. ૬ શ્લો. ૪૦:

न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति।

અર્થ: હે તાત, કલ્યાણ કરનાર કોઈની દુર્ગતિ થતી નથી. 'કરેઈજ ઑફ ડિસ્પૅર 'લેખક ઉપદેશે છે. જો નિરાશા, મૃત્યુ એ જ અંત

હોય તો બહેતર છે કે જીવનમાં જ્વલંત થઈ કર્તવ્યના આગ્રહમાં જ મરવું. કદાચ: કારણ, સર્વ ઈશ્વરાધીન છે. (જુઓ પૃ. ૧૪૨. ઉક્તિ ૬) માટે સતત ઉદ્યોગ કરવો. વર્તમાન નિરાશાના બલે જ: નિરાશા થવાનાં કારણોના જ્ઞાનથી. પોતાની સ્થિતિનું ખરું જ્ઞાન હોય તો તેથી આગળ જતાં તે સ્થિતિમાંથી નીકળવાનો રસ્તો જડે અને આશાનું કારણ મળે. શિવસ્વરૂપ: શિવ એટલે મંગળ. સાન્નિધ્ય, નિકટતા; સામીપ્ય. સાન્નિધ્યના પ્રતાપથી: આપની પાસે રહેવાને ભાગ્યશાળી થયો છું તેને પરિણામે. કર્તવ્યજ્ઞ, કર્તવ્ય જાણનાર, મારી પોતાની ફરજ જાણનાર. દેશના...જોનાર છું. આખા દેશને હું મોક્ષનો માર્ગ બતાવી શકું એટલી મારી દૃષ્ટિ નથી, હું કંઈ પર્યેષક મંત્ર-દ્રષ્ટા નથી; માત્ર મારો પોતાનો મોક્ષ, મુક્તિ સાધી શકું એટલું જ મને જ્ઞાન છે. શિવસાગરનો તરંગ: ઈશ્વિર સર્વ મંગળોનો કર્તા છે માટે શિવ. તરંગ, પાણીની લહેર; મોજું સરખાવો શ્રી શંકરાચાર્ય કૃત ષટ્પદીનો શ્લોક:

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः॥

અર્થ: હે નાથ, આપણા બે વચ્ચેનો ભેદ દૂર થયલો છે છતાં હું તમારો છું, તમે મારા નથી; જેમકે સમુદ્રનો તરંગ (કહેવાય) છે પણ તરંગનો કંઈ સમુદ્ર (કહેવાતો) નથી.

ઇતર તરંગો, મારા જેવા બીજા આ ઈશ્વિરસાગરના તરંગો; બીજા માણસો. પ્રબુદ્ધ, જાગેલો; જ્ઞાની. અને ઇતર...કરૂં છું: અવિદ્યા રૂપી અંધકારમાં સહુ ગરકાવ થયા છે તેને જ્ઞાન રૂપી પ્રકાશ મળે એવી રીતે દુનિયા છોડવી છે. સમાજનું જીવન તેની વ્યકિતઓમાં જ રહેલું છે એટલે વ્યકિત પાસ જે કાંઈ સત્ય હોય તે જો તે મરતાં મરતાં પણ બીજી વ્યકિતઓને આપતો જાય તો ગીતાનુસાર લોકસંગ્રહ કર્યો ગણાય. વિસ્મૃત... પ્રબુદ્ધ છું: મારા કર્તવ્યનું વિસ્મરણ થઈ ગયું એવી નિદ્રામાં પડયો હતો પણ આપસરખા ગુરુની કૃપાથી હું જાગ્યો છું, મને જ્ઞાન, કર્તવ્યનું ભાન થયું છે. ગીતા અ. ૧૮ શ્લોક ૭૩માં અર્જુન શ્રીકૃષ્ણને કહે છે:

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत।

હે અચ્યુત, તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે ને સ્મૃતિ જાગ્રત્ થઈ છે.

જીવિતદાન...પ્રવૃત્તિ : એવું કામ કે જે કરવાથી જીવનનું દાન થાય અને વળી પૂર્ણ અંશે કર્તવ્ય બજાવતાં જ થાય.

પૃ ૧૪૬. જગત...રહે છે. શ્રી. શંકરાચાર્યનો વચનાનુવાદ છે:

पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ।

મોહમય, અજ્ઞાનમય; અજ્ઞાનને લીધે ખોટી લાગણીને વશ થાય તે માટે. પ્રમાદમદિરા, આળસરૂપી દારૂ, ઉન્મત્તઃ આના બે અર્થ છે : દારૂપક્ષે ; છાકટું; પ્રમાદપક્ષે ઘેલું, ભાન વગરનું, યોગ, ચિત્તની એકાગ્રતા; સ્થિરતા; અજ્ઞાન અને કામનાઓને પરિણામે અનિષ્ટ પ્રવૃત્તિઓથી લોભાઈ ન જતાં મનને સ્થિર રાખવું તે. તૃષ્ણા, ઇચ્છા; કામના; એમાંથી જ સકળ સંસારનાં સુખદુઃખ ઉત્પન્ન થાય છે. મોહની, જગતમાં રહેલાં પ્રલોભનો; લાલચો. તારું કર્તવ્ય પાછળ છેઃ પરાક્રમ કરીને તારે લડાઈમાં મરી જવાનું નથી, પણ લડાઈ પછી જીવીને પૃથ્વીરાજ રાસા જેવું કાવ્ય રચીને વંશજોને એટલે ભવિષ્યની પ્રજાને માર્ગ બતાવવાનો છે.

# ખંડ ૪

## નર્મદાશંકર : સ્વદેશાભિમાન

### જીવન

નર્મદાશંકર : કવિ નર્મદાશંકર લાલશંકર દવેનો જન્મ સુરતમાં સન ૧૮૩૩માં થયો હતો. તેઓ નાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતા થોડો વખત લહિયાનું કામ કરી, પછીથી મુંબાઈની સદર અદાલતમાં મરણ પર્યંત કારકુન તરીકે રહ્યા હતા. નર્મદાશંકરે ગામઠી નિશાળમાં પાટી ઉપર ધૂળ નાખેલી, અને પછી ગુજરાતી અભ્યાસ સરકારી શાળામાં પૂરો કરેલો. બાર વર્ષની વયે તેઓ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ થયા. ત્યાં તેમને કદી માર ખાવો પડ્યો નહોતો! પાંચ વરસમાં અંગ્રેજી અભ્યાસ પૂરો કરી, ૧૮૫૦માં પરીક્ષા પસાર કરી તેઓ કૉલેજમાં દાખલ થયા. પછી તેમનાં માતા ગુજરી જવાથી આઠ જ માસમાં કૉલેજ છોડવી પડી, પણ તેથી તેમનો વિદ્યાપ્રેમ કંઈ ઓછો ન થયો.

પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના મિલનનું ઉત્તમોત્તમ ફલ કવિ પોતે જ હતા. વિદ્યાર્થીજીવનમાં જ તેમને કવિ થવાની મહેચ્છા જાગી ઉઠી. કવિનું લગ્ન ૧૮૪૪માં થયલું પણ ૧૮૫૩માં પત્નીના અવસાનથી કવિ સંસારના બંધનમાંથી મુક્ત થયા ને મોટાં કામ કરવાની તેમનામાં ઇચ્છા પ્રગટી. પ્રથમ મુંબાઈમાં જુવાન પુરુષોની 'અન્યોન્યબુદ્ધિવર્ધક સભા' સ્થાપી. પછી સુરતમાં 'સ્વદેશ હિતેચ્છુ મંડળ' કાઢ્યું. 'જ્ઞાનસાગર' નામનું સાપ્તાહિક પત્ર કાઢવાની યોજના પણ કરેલી. સન ૧૮૫૬ પછીનો દાયકો કવિના ધાર્મિક અને સામાજિક મન્થનનો હતો. એ જ અરસામાં તેમણે કવિતા લખવા માંડી અને તેને અંગે પિંગળનું જ્ઞાન મેળવી ૧૮૫૭માં 'પિંગળ-પ્રવેશ' નામનું પુસ્તક લખ્યું. અલંકારશાસ્ત્રનો અભ્યાસ કરી ૧૮૫૮માં

'રસપ્રવેશ' તથા અલંકારપ્રવેશ' પણ તેમણે પ્રસિદ્ધ કર્યાં. આ જ વરસમાં તેમણે નોકરી છોડી, "ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળિયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છું." કવિએ ત્યાર પછી વ્યાકરણ, કોશ, ચરિત્ર, નિબંધ, નાટક વગેરે ભાષા અને સાહિત્યનાં અનેક અંગો એકલે હાથે, અદ્‌ભુત પરિશ્રમ કરીને ખીલવ્યાં અને સરસ્વતીના અનન્ય ઉપાસક તરીકે અપૂર્વ કીર્તિ મેળવી. પ્રથમ તેઓ ઉદ્દામ સુધારક હતા. ઇ. સ. ૧૮૬૪માં તેમણે 'ડાંડિયો' નામનું એક પાક્ષિક કાઢ્યું અને તે દ્વારા ગુજરાતની રૂઢિગ્રસ્ત હતવીર્ય જનતા પર સબળ ને સફળ પ્રહારો કર્યા. સહુથી ઊંચી ન્યાતના હોવા છતાં તેમણે તે જમાનામાં એક વિધવા સાથે પુનર્લગ્ન કરી વચન તેવું વર્તન કરી બતાવ્યું. પછી સંસારના અનેક અનુભવો થયા એટલે વિચાર ફેરવાયા, તે પણ એમણે સાચા વીર તરીકે નીડરપણે 'ધર્મવિચાર' દ્વારા બહાર પાડ્યા. આ અરસામાં તેમની આર્થિક સ્થિતિ અતિશય તંગ થઈ ગઈ ને નોકરી ન કરવાનો જિંદગીભરનો ટેક છોડવો પડ્યો. આ સાચા, નિડર અને ટેકી વીરપુરુષ ૧૮૮૬માં ૫૩ વરસની વયે કૈલાસવાસી થયા. અંત સુધી તેમણે ગુર્જરીની સેવા કરી હતી. એમનું શિષ્યમંડળ મોટું હતું. 'વિજયવાણી' ને 'સૃષ્ટિસત્ત્વ'ના લેખક કવિ વિજયાશંકર તથા 'સવિતાકૃત કવિતા' ને 'અલંકારચંદ્રિકા' ના લેખક કવિ સવિતાનારાયણ એ બે એમના મુખ્ય શિષ્ય હતા. કવિનું પ્રશંસક મંડળ મોટું હતું ને તે તો હજી વધ્યું જ જાય છે. 'જયજય ગરવી ગુજરાત'નું આપણું પ્રજાગીત આપનાર કવિ નર્મદ જ છે. ગાંધીજીને બાદ કરીએ તો અર્વાચીન ગુજરાતની સહુથી સમર્થ ને પ્રતિભાશાળી વ્યક્તિ પણ કવિ નર્મદ જ છે.

**ગ્રંથો**

નર્મકોશ; નર્મગદ્ય; નર્મકવિતા; નર્મકથાકોશ. આ ચાર નર્મદના મુખ્ય ગ્રંથો છે. તે ઉપરાંત બીજાં અનેક નાનાંમોટાં પુસ્તકો એમણે રચ્યાં છે.

**શૈલી**

જેવું શીલ તેવી શૈલી, એ સૂત્રનું શ્રેષ્ઠ ઉદાહરણ આપણા સાહિત્યમાં કવિ નર્મદ છે. એનું ચિત્ત દેશનાં દુઃખોથી ઉકળતું. શું કરી નાખીએ

તો આપણા દેશના લોકો ખરાબ રીવાજો છોડી, ગુલામીની જંજીરો તોડી જગતમાં માનવંતું પદ લે એવા વિચારોથી એનું મન ઊભરાતું. એનું દિલ સાફ ને સ્વભાવ સાચાબોલો હતો. આ સર્વ ગુણો એની શૈલીમાં કોઈને પણ દેખાય એવી રીતે પ્રતિક્ષણે પ્રતીત થાય છે.

નર્મદ સાચો વીર હતો એટલે એની વાણી સીધી, સરળ અને સચોટ હતી: મનમાં હોય તે જ એ નીડરપણે કહેતો તેથી સીધા; સહુ એનું લખ્યું બોલ્યું સમજે એમ ધારીને કહેતો તેથી સરળ; અને સહુ એનું કહ્યું કરે એ હેતુથી કહેતો તેથી સચોટ. પણ આ તો એના સામાન્ય ગુણો છે. એનો વિશિષ્ટ ગુણ એ છે કે કહ્યા વિના રહેવાય નહિ ત્યારે એ કહેતો. આ વિરલ ગુણ ગાંધીજીમાં પણ છે, ને તેથી જ એ બેઉની વાણીનાં બળ અને વેગ સરખાં છે.

નર્મદના ગદ્યની તુલના કરવી હોય તો એની શૈલીના જ ગુણો ગણાવીએ તે બસ નથી સહુથી મહત્ત્વની બાબત તો એ છે કે એણે જ પ્રથમ રૂઢ ગદ્ય લખવા માંડયું. એનાં લખાણોમાં ઓચિન્તાં સફાઈ વિનાનાં વાકયો ને વિચારો આવી જાય છે તેનું કારણ એ જ છે. શત્રુનું ડોકું ઉડાવવું હોય તો પ્રથમ લુહાર તરવાર ઘડે છે, પછી ઘસનાર તેને પાણીદાર બનાવે છે, પછી ઉસ્તાદ તરવારપટા શીખવે છે ત્યારે છેવટે યુદ્ધવીર તરવાર લઈ મેદાનમાં બહાર પડે છે. નર્મદવીરને પણ વહેમરૂપી શત્રુનું ડોકું ઉડાવવું હતું. પરન્તુ એને તો સઘળું એકલે હાથે કરવાનું હતું. પ્રથમ અનેક વિષયો પર લખીને એણે જ ભાષાને ખરેખરી ઘડી, નવાનવા પ્રયોગો દાખલ કરી એણે જ ભાષામાં ચમત્કાર આણ્યો, પોતે પોતાના ગુરુ બની એણે જ શિષ્ટ ગદ્યલેખનનાં ધોરણો નક્કી કર્યાં ને આ જાણે ઓછું હોય તેમ છેવટે એણે જ અખૂટ સામર્થ્યનાં બીજવાળી પારદર્શક શૈલી પણ આપણને આપી. આપણા ગદ્યસાહિત્યના પિતા તરીકે શૈલીકાર નર્મદનું નામ અમર રહેશે.

**પરિચય**

નર્મદના 'સ્વદેશાભિમાન'ના વખણાયલા નિબંધમાંથી બે પરિચ્છેદો પસંદ કરી આ લેખમાં મૂકવામાં આવ્યા છે. મૂળમાંથી કેટલાંક વાકયો

કાઢી નાખ્યાં છે. ભાષા પણ આધુનિક બનાવી છે, છતાં નર્મદની ભાષણ-શૈલીનો તેમ જ લેખનશૈલીનો ખ્યાલ એ પરથી આવશે. એમાંના વિચારો આજે આપણને ઘણા પરિચિત લાગે એવા છે પણ એની ખરી કદર કરવી હોય તો ખાસ યાદ રાખવું જોઈએ કે એ ભાષણ છેક ૧૮૫૬માં મુંબાઈની 'બુદ્ધિવર્ધક સભા'માં અપાયું હતું.

આજથી પોણોસો વરસ પરનું મુંબાઈ કલ્પો. તે વેળા યુનિવર્સિટી નહોતી, હાઈકોર્ટ નહોતી, શેરબજાર નહોતું. તાર, ટપાલ ને રેલ્વે નવાં જ દાખલ થયાં હતાં. છાપખાનાં જૂજ હતાં. ભણતર બહુ જ ઓછું હતું. પરદેશીઓ આપણો દેશ પચાવી પડ્યા છે એ કોઈ સમજતું નહોતું. દેશ શું ને તે પર પ્રેમ રાખવો એટલે શું, એનું કોઈને ભાન નહોતું. ખુદ હિન્દી મહાસભાની પહેલી બેઠક ભરાવાને જ ત્રીસ વરસની વાર હતી. તે સમયે આ નિબંધમાં દર્શાવેલા વિચારો કેટલા નવા લાગ્યા હશે એ સમજી શકાય એમ છે. 'સ્વદેશાભિમાન' શબ્દ જ નવો હતો. એ શબ્દ પાછળ રહેલી ભાવના પણ નવી હતી. એ શબ્દ બનાવનાર પણ ફક્ત બાવીસ વરસનો નવો યુવક હતો. એ યુવક તે નર્મદ. એણે જે ભાવનાનાં બીજ રોપ્યાં તેનું આજે મહાન વૃક્ષ થઈ ગયું છે. આજે એના વિચારો પરિચિત લાગે તેમાં નવાઈ નથી.

ટિપ્પણ

પૃ. ૧૪૭. સ્વદેશાભિમાન : પિતૃભૂમિ કે માતૃભૂમિ કે જન્મભૂમિ અથવા જેને આપણે આપણો દેશ ગણતા હોઈએ તે માટે મમત્વભરી લાગણી. અભિમાન મોટો અવગુણ છે. સર્વ પાપનું એ મૂળ મનાય છે. સ્વદેશપ્રેમ સારો પણ સ્વદેશનું અભિમાન ખોટું એમ માનનારા પણ છે પરન્તુ નર્મદે તો સારા અર્થમાં, 'પેટ્રિઓટિઝમ'ના ગુજરાતી અનુવાદ તરીકે એ યોજ્યો છે.

ભારતનું ગૌરવ : ગૌરવ, મહત્તા. ભારત : હિન્દુસ્તાન એ મુસલમાનોએ પાડેલું નામ છે. અસલ આર્યાવર્ત હતું ત્યાં ભરત નામે મહાન ચક્રવર્તી થયો તેથી તે ભરતખંડ, ભરતભૂમિ, ભારતવર્ષ કે ટુંકામાં ભારત એ નામે

ઓળખાવા લાગ્યું. ભરત તે પાંડવકૌરવોનો પૂર્વજ થાય તેથી તેના વંશજો પણ ભારત કહેવાય છે. શ્રીકૃષ્ણ અર્જુનને ગીતામાં ઘણી વાર ભારત કહે છે.

બ્રાહ્મણો...સેવા કરતા : ચારે વર્ણો પોતપોતાના ધર્મ પાળતી. હાલ વર્ણાશ્રમધર્મની વાતો થાય છે પણ વર્ણના ધર્મો કે આશ્રમના ધર્મો પળાતા નથી એમ નર્મદના મનમાં છે. એ સર્વ...છે ? : આ નિબંધ ભાષણરૂપે લખાયો છે તેથી ભાષા આવી છે પણ શૈલી વેગવતી છે.

મનુ : આર્યપ્રજાને ધર્મશાસ્ત્ર આપનાર મહાન નરપતિ. એની બધી પ્રજા માનવ કહેવાતી દેવો ને આર્યો જુદી પ્રજા હતી પણ માનવો એટલા બધા હતા કે ત્રણે પ્રજા મળી ગઈ ત્યારે બધા માનવ કહેવાયા ને મનુસ્મૃતિને સહુ ધર્મશાસ્ત્ર ગણવા લાગ્યા. એ મહાન ગ્રંથ છે તેથી નર્મદ મનુને સંભારવા કહે છે.

મહર્ષિ : ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ ને અત્રિ એ સપ્તર્ષિઓ મહર્ષિ કહેવાય છે. ભાગવતમાં નીચેના દસને મહર્ષિ કહ્યા છે : મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ ને નારદ. નર્મદના મનમાં કદાચ સ્મૃતિકારો હશે. વેદાન્તશાસ્ત્ર: બ્રહ્મસૂત્ર. ચાર અધ્યાયમાં લખાયલા આ નાનકડા ગ્રંથના પાયા પર વેદાન્તશાસ્ત્રનું ભવ્ય મન્દિર ચણાયું છે. વ્યાસ : વ્યાસ અનેક થઈ ગયા છે. બ્રહ્મસૂત્ર બાદરાયણ વ્યાસે રચ્યાં છે.

કર્મમાર્ગ : ઈશ્વરપ્રાપ્તિના ત્રણ માર્ગ છે : કર્મ, ઉપાસના ને જ્ઞાન. વેદના ત્રણ ભાગ સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ અનુક્રમે આ ત્રણ માર્ગ ઉપદેશે છે. કર્મમાર્ગની બાર અધ્યાયની મીમાંસા જૈમિનિએ રચી, ઉપાસના અથવા દેવતાકાંડની ચાર અધ્યાયની મીમાંસા સંકર્ષણે રચી (એ લોપ થઈ છે.) ને જ્ઞાનકાંડની ચાર અધ્યાયની મીમાંસા, જે બ્રહ્મસૂત્ર નામે પ્રસિદ્ધ છે, તે બાદરાયણે રચી. આમ એકંદર વીસ અધ્યાયનું વિપુલ મીમાંસાદર્શન હતું. બ્રહ્મસૂત્રને ઉત્તરમીમાંસા કે વેદાન્તદર્શન કહે છે.

પતંજલિ: એ મહામુનિએ યોગસૂત્ર લખ્યાં છે તે પર આખું યોગદર્શન રચાયું છે. ન્યાયશાસ્ત્રીઓ: એટલે ગૌતમ અને કણાદ. ગૌતમે ન્યાયસૂત્રો ને કણાદે વૈશેષિક સૂત્રો રચ્યાં છે. આપણા તર્કશાસ્ત્રનો વિકાસ

એમાંથી થયો છે. પાણિનિ : એણે વ્યાકરણનાં સૂત્રોનું અષ્ટાધ્યાયી નામનું આઠ અધ્યાયનું એક અજોડ પુસ્તક રચ્યું છે.

પૃ. ૧૪૮. શ્રુતિ : એટલે વેદ. એની ભાષા જગતમાં સહુથી જૂની છે. એના પર અનેક ટીકાઓ થઈ છે તેમાં સાયણાચાર્યે ચાર વેદ પર ભાષ્યો રચ્યાં છે તે શ્રેષ્ઠ છે. સ્મૃતિઓ : અઢાર છે તેમાં મનુસ્મૃતિ ને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિ ઉત્તમ મનાય છે. પુરાણો: એ પણ અઢાર છે. શ્રી વિષ્ણુપુરાણ, શિવપુરાણ વગેરે પ્રસિદ્ધ છે પણ શ્રીમદ્ભાગવત એ સર્વમાં અનુપમ છે.

વાલ્મીકિ : એમણે રામાયણ રચ્યું છે. સંસ્કૃતના એ આદ્યકવિ ગણાય છે. વ્યાસ : એટલે બાદરાયણ વ્યાસ નહિ પણ મહાભારતના રચનાર, કૃષ્ણદ્વૈપાયન. મહાભારત : વ્યાસે પ્રથમ જય નામનું એક નાનું કાવ્ય લખ્યું, તેને વૈશંપાયને વધારીને ભારત કર્યું ને સૌતિએ તેનો વિસ્તાર કરી લગભગ એક લાખ શ્લોકનો મહાન ગ્રંથ કર્યો, તે હાલનું મહાભારત. એના જેટલો લાંબો કાવ્યગ્રંથ જગતના કોઈ પણ સાહિત્યમાં નથી.

વિક્રમ : ઉત્તર હિંદમાં એનો સંવત્ ચાલે છે. વિક્રમાદિત્ય ઘણા હતા તેથી એના સમય વિશે બહુ મતભેદ છે. શાલિવાહન : દક્ષિણ હિંદમાં એનો શક ચાલે છે. ભોજ : એ વિદ્વાનોને ઉત્તેજન આપતો. ભોજ ને કાલિદાસની ઘણી દંતકથાઓ ચાલે છે. નવરત્ન : ક્ષપણક પછી અમર એ નામ મૂળમાં છે તે છપાવવું રહી ગયું છે. આ નવરત્નનાં નામ એક સુભાષિતમાં આવે છે પણ તે બધા એક સમયમાં થઈ ગયા નથી. એ શ્લોક:

धन्वन्तरिक्षपणकोऽमरसिंहशंकु
वेतालभट्टघटकर्परकालिदासा: ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

નર્મદ લખે છે કે આ નવે રાજા ભોજની કચેરી શોભાવી છે, પણ આ શ્લોકમાં એ વિક્રમનાં નવરત્ન છે એમ કહ્યું છે. ભોજ અને વિક્રમ વચ્ચે સૈકાઓનો ફેર છે. 'પ્રબંધચિન્તામણિ' નામના એક જૈન નિબંધમાં એ સંબંધી કંઈક વિવેચન છે પણ તે સંતોષકારક નથી.

કાલિદાસ : સંસ્કૃત ભાષાનો સર્વોત્તમ કવિ. 'શાકુંતલ' જેવું સુન્દર નાટક તથા 'રઘુવંશ' ને ' કુમારસંભવ ' જેવાં મહાકાવ્યો એણે રચ્યાં છે. ધન્વન્તરિ : દેવોના વૈદ્ય. સમુદ્રમંથન થયું ત્યારે એ હાથમાં અમૃતનો કુંભ લઈ નીકળ્યા હતા. ક્ષપણક : બૌદ્ધ અથવા જૈન સાધુ એવો એનો અર્થ છે. વ્યક્તિવિશેષ તરીકે પ્રસિદ્ધ નથી. અમરસિંહ : અમરકોશ નામના પ્રખ્યાત સંસ્કૃત કોશનો પ્રણેતા. શંકુ ને વેતાલભટ્ટ વિશે હાલ કશી માહિતી મળતી નથી. ઘટકર્પર: એટલે ભાંગેલા ઘડાનો કકડો. એ નામનું બાવીસ શ્લોકનું ભાવપ્રધાન કાવ્ય છે. છેલ્લા શ્લોકમાં કવિએ પોતાનું નામ ઘટકર્પર આપ્યું છે, તે પરથી કાવ્ય પણ ઘટકર્પર કહેવાય છે. વરાહમિહિર : એનો જન્મ ઉજ્જનમાં છઠ્ઠા સૈકામાં થયો હતો. 'બૃહત્સંહિતા' અથવા 'હોરાશાસ્ત્ર', ' લઘુજાતક ' અને ' પંચસિદ્ધાન્તિકા ' નામના ગ્રંથો રચી મોટા ખગોળશાસ્ત્રીની કીર્તિ એણે મેળવી છે. વરરુચિ : એણે 'પ્રાકૃતપ્રકાશ' લખ્યો છે. ભાસ્કરાચાર્ય : એ મહાન ગણિતશાસ્ત્રી ને જ્યોતિષી હતો. એનો 'સિદ્ધાન્તશિરોમણિ' હજુ પણ પ્રમાણગ્રન્થ ગણાય છે.

ગૌતમ : મંત્રદ્રષ્ટા ગૌતમ એક, ન્યાયસૂત્રકાર બીજા, ને આ ત્રીજા તે બુદ્ધ, બૌદ્ધ ધર્મના સ્થાપનાર. ગૌતમ એમનું મૂળ નામ. શાક્ય વંશમાં એ શ્રેષ્ઠ હતા માટે શાક્યસિંહ, અને પોતાનો અર્થ સિદ્ધ કર્યો માટે સિદ્ધાર્થ પણ કહેવાય છે. એમને જ્ઞાન થયું ત્યારથી એ બુદ્ધ કહેવાયા. શંકર : જગદ્ગુરુ મહાન શંકરાચાર્ય. આઠમા સૈકાના અંતમાં એ થઈ ગયા. એમની પ્રતિભા અલૌકિક હતી. તત્ત્વવેત્તા તરીકે યુરોપના બે શ્રેષ્ઠ ફિલસૂફ અફલાતુન (પ્લેટો) અને કાન્ટથી પણ ઉચ્ચ આસને એ વિરાજે છે. વલ્લભ : શુદ્ધાદ્વૈત સંપ્રદાયના પ્રવર્તક. વૈષ્ણવ પંથના એ મહાન આચાર્ય છે. પરશુરામ : વિષ્ણુભગવાનનો છઠ્ઠો અવતાર. જમદગ્નિના એ પુત્ર થાય. એમણે એકવીસ વાર પૃથ્વી પરશુ (ફરસી) વડે નક્ષત્રી કરી હતી. રામ : શ્રી રામચંદ્ર; વિષ્ણુનો સાતમો અવતાર. રામાયણમાં એમની જ કથા છે. અર્જુન : ત્રીજો પાંડવ. એ મહાભારત યુદ્ધનો મુખ્ય અતિરથી યોદ્ધો હતો. શ્રીકૃષ્ણે ગીતા એનેજ સંભળાવી હતી. ચંદ્રગુપ્ત, પૃથુરાજ ને શિવાજી, ઇતિહાસપ્રસિદ્ધ છે.

* * *

હિન્દુઓને ઉદ્‌બોધન: ઉદ્‌બોધન એટલે જાગ્રત્ કરવું તે. અહીં જગાડનારૂં ભાષણ. મંડળી: ૧૮૫૬માં આ ભાષણ થયલું તે વેળા હાલની પેઠે મંડળો ને સંસ્થાઓ સ્થાપવાનું તથા સભાઓ ને પરિષદો ભરવાનું લોક સમજતા નહોતા. નિબંધી, નિબંધ લખીને સભામાં વાંચનારા. નર્મદ અહીં નિબંધી તરીકેજ ભાષણ કરી રહ્યો છે. અટકે કેમ અટકી જાઓ છો?: પરદેશગમન કેમ કરતા નથી? મધ્યયુગીન ભારતના ભક્તજનોએ પણ બ્રાહ્મણોના આ પ્રતિબંધ વિરુદ્ધ પોકાર ઉઠાવેલો. પ્રસિદ્ધ પંક્તિ છે કે:

सब भूमि गोपाल की, वामें अटक कहा।

પૃ. ૧૪૯. એક પણ એવી પાઠશાળા: પાઠશાળાઓ તો અહીં ઘણી હતી પણ નર્મદના મનમાં યુનિવર્સિટી છે. તે વેળા હિન્દમાં યુનિવર્સિટીઓ સ્થપાઈ નહોતી.

પૃ ૧૫૦. સંસાર લડાઈનું ઠેકાણું છે: 'સ્ટ્રગલ ફૉર લાઇફ'નો વિચાર નર્મદ આ શબ્દોમાં રજુ કરે છે. પુનર્વિવાહ સંબંધી કાયદો: ૧૮૫૬માં જ બંગાળના સુધારક પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે મહામહેનતે વિડો રીમૅરેજ ઍક્ટ પસાર કરાવ્યો હતો. મકતબો, નિશાળો. કિતાબખાનાં, પુસ્તકાલય. अस्थिरं...स्थिरम्: પછીની ત્રણ લીંટીમાં એનોજ ભાવાર્થ છે.

પૃ. ૧૫૧. निरंकुशाः कवयः।: કવિ જે કલ્પનાસૃષ્ટિ સર્જે છે તેમાં કુદરતના બધા નિયમો પાળતો નથી માટે કવિઓ નિરંકુશ કહેવાય છે.

હે પ્રભુ!...આણ: આ પાંચ લીંટીમાં નર્મદની સાચી દેશદાઝ ને ઊંડી શ્રદ્ધા કેવી સાદી પણ સબળ વાણીમાં બહાર આવે છે! જાણે ગાંધીજી જ બોલી રહ્યા હોય એવું લાગે છે. આ પ્રાર્થના નર્મદે કરી પછી બરાબર પોણોસો વરસ બાદ અહીં નર્મદ ઇચ્છે છે તેવો સમય ખરેખરો આવ્યો છે. ને એ આણનાર પણ ગાંધીજી જ છે.

# મણિલાલ : સદ્વૃત્તિ

## જીવન

મણિલાલ : મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ ઇ. સ. ૧૮૫૮માં નડિયાદમાં થયો હતો. તેઓ ન્યાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. અંગ્રેજી શાળામાં આવતાં તેમની ન્યાતના સ્વ. કવિ બાળાશંકર ઉલ્લાસરામ સાથે તેમને મૈત્રી થઈ. કવિતા કરવાનો છંદ પણ તેમને ત્યારથી જ લાગ્યો. આ બન્ને મિત્રોની પરસ્પર ચર્ચાને પરિણામે 'સ્વસુધારકમંડળ' સ્થપાયું. પછી પંદર વરસની વયે મણિલાલે પ્રાર્થનાસમાજની મંડળી નડિયાદમાં સ્થાપી. દરમિયાન 'સ્વસુધારક મંડળે' 'સાઠોદરા જ્ઞાતિશુભેચ્છક સભા'નું વિસ્તૃત સ્વરૂપ લીધું. આ અરસામાં તેઓ આસ્તિક બન્યા ને ત્રિકાળ સંધ્યા કરવા લાગ્યા. મેટ્રિક થયા પહેલાં આટલું તો તેમણે કર્યું. ૧૮૭૬માં તેઓ મેટ્રિક થયા ને તે જ વર્ષે 'શિક્ષાશતક' નામની નાની ચોપડી પ્રસિદ્ધ કરી. પછી મુંબાઈ જઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા ને ૧૮૮૦માં બી. એ.ની પરીક્ષા બીજે નંબરે પસાર કરી. આથી તેઓ દક્ષિણા ફેલો થયા. આ સમયે તેમણે હિન્દી ને પાશ્ચાત્ય ફિલસુફીનો ખૂબ અભ્યાસ વધાર્યો. પછી થોડોક વખત તેઓ નડિયાદમાં શિક્ષક તરીકે રહી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે પાછા મુંબાઈ ગયા ને ત્યાંના જાહેર જીવનમાં સારો ભાગ લેવા લાગ્યા. સાહિત્યપ્રવૃત્તિ વધારી મૂકી ને સાથે પ્રાણવિનિમયના પ્રયોગો પણ કરવા માંડ્યા. ૧૮૮૫માં તેઓ સામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક નીમાયા. ભાવનગરમાં 'પ્રિયંવદા' નામનું માસિક તેમણે કાઢવા માંડ્યું. એ જ પાછળથી 'સુદર્શન' થયું. તેઓ સંસારસુધારક હતા પણ તેમના મત ઉચ્છેદક નહોતા. આર્યત્વના શુભ અંશો આપણા જીવનમાંથી નીકળી ન જાય એનો તેમને આગ્રહ હતો. એ ટકાવી રાખવા તેમણે 'નારીપ્રતિષ્ઠા' નામનું પુસ્તક લખ્યું. આ જ અરસામાં અંગ્રેજીમાં 'રાજયોગ' તેમણે લખ્યો તે તો યુરોપમાં પણ આજે વખણાય છે. પછી તેમણે મતભેદ થવાથી ભાવનગરની નોકરી છોડી, અને વડોદરા રાજ્ય તરફથી પાટણના ભંડારો ખોળી કેટલાંએક જૂનાં પુસ્તકોને પ્રકાશમાં આણ્યાં. આ કામ પણ થોડો વખત કરી તેમણે

પડતું મૂક્યું. ૧૮૯૮માં તેઓ અક્ષરધામમાં ગયા. ગુજરાતી સાહિત્યકારોમાં એમના જેવી વ્યાપક ને આકર્ષક વિદ્વત્તાવાળો લેખક હજુ સુધી થયો નથી.

**ગ્રંથો**

શિક્ષાશતક; કવિ ભવભૂતિના 'માલતીમાધવ' ને 'ઉત્તરરામચરિત'ના અનુવાદો; કાન્તા (નાટક); નારીપ્રતિષ્ઠા; રાજયોગ (અંગ્રેજીમાં); મોનિઝમ એન્ડ અદ્વૈતિઝમ (અંગ્રેજીમાં); ગુલાબસિંહ (નવલકથા); ચારિત્ર્ય (અનુકૃતિ); સિદ્ધાંતસાર; બાળવિલાસ. સુદર્શન ગદ્યાવલિમાં એમના બીજા ગદ્યલેખોનો સંગ્રહ છે. આ ઉપરાંત એમણે અનેક સંસ્કૃત ગ્રંથો સંશોધ્યા છે.

**શૈલી**

અંગ્રેજી સાહિત્યમાં કાર્ડિનલ ન્યુમેનની શૈલી બહુ વખણાઈ છે. એ ઘણી અસરકારક છે એમ દર્શાવવા એક વિવેચકે કહ્યું છે કે ન્યુમૅન વાંચે તેને 'ન્યુમૅનિયા' થાય. આ વાંચી એક ગુજરાતી સાહિત્યરસિકે વિનોદમાં કહ્યું હતું કે આપણો મણિયો વાંચે તેને પણ 'મૅનિયા' થાય એમ છે. આ 'મણિયો' એટલે 'અભેદમાર્ગપ્રવાસી' 'બ્રહ્મનિષ્ઠ' સાક્ષર શ્રી મણિલાલ દ્વિવેદી.

મણિલાલની શૈલીનાં મણમણ વખાણ થઈ શકે એમ છે. એમણે જ પ્રથમ ફિલસૂફીના વિવિધ વિષયો પર શિષ્ટ ભાષામાં સબળ ગુજરાતી ગદ્ય લખવા માંડ્યું. એમનું સંસ્કૃત ભાષાજ્ઞાન ઊંડું હતું એટલે ગુજરાતીને શબ્દોથી સમૃદ્ધ કરી એટલું જ નહિ પણ સંસ્કૃત ભાષાની શાસ્ત્રીયતા, સચોટતા ને પ્રસાદ પણ એમણે ગુજરાતીમાં ઉતાર્યાં. એમનું અંગ્રેજી સાહિત્યનું વાચન વિશાળ હતું એટલે તેમાંથી એમણે સ્વતંત્રતા અને આધુનિકતા ગુજરાતીમાં આણ્યાં. સ્વભાવની સ્થિરતાને લીધે એમની શૈલી એકધારી વહે છે ને પ્રમાણશાસ્ત્રના અભ્યાસને લીધે તે ધાર્યા લક્ષ્ય તરફ ગતિ કરે છે. ઊંડા ધર્માનુભવને પરિણામે તેમાં વિલક્ષણ સામર્થ્ય પ્રગટે છે તે આપણને ખેંચી જાય છે. એમની બુદ્ધિ એટલી તીવ્ર હતી કે ઝીણવટભરી દલીલો ને સૂક્ષ્મ ભેદોપભેદ એઓ રમતમાં રજુ કરી શકે છે. એમની પ્રકૃતિ મનનશીલ હતી તેમજ કંઈક વિવાદશીલ પણ હતી. આથી એમની શૈલી પ્રતિપાદક બને છે. ભાષાની પ્રૌઢિમાં એઓ ખુદ ગોવર્ધનરામના સમોવડિયા છે. પરન્તુ આ બધા

કરતાં વિશેષ તો એ કે એમનું સમગ્ર લખાણ હૃદયને રંગે રંગાયલું છે તેથી એમના ગદ્ય પર જાણે સંપૂર્ણતા પથરાઈ હોય એવી કોઈ અવર્ણનીય લાગણી અનુભવાય છે. આવું ગદ્ય હજુ સુધી ગુજરાતીમાં લખાયું નથી.

**પરિચય**

મણિલાલે બહોળું નિબંધ સાહિત્ય ખેડયું છે. પ્રસ્તુત નિબંધ એમના 'બાળવિલાસ'માં પહેલો જ છે. એ પુસ્તકમાં બાળકો તો નહિ પણ તરુણો વિલસી શકે ખરા! ખાસ કરીને જેને નિબંધ લખતાં શીખવું હોય તેણે તો એમાંના નિબંધોનો ફરીફરીને અભ્યાસ કરવો જોઈએ. એ નિબંધોમાં બે મુખ્ય ગુણો છે તે આરંભકે ખાસ ગ્રહણ કરવા જેવા છે—આકારનું સૌષ્ઠવ અને વિચારનું વૈશદ્ય.

આ નિબંધનું પૃથક્કરણ કરશું તો એની ગોઠવણી કેવી સુશ્લિષ્ટ છે તે દેખાઈ આવશે. એની પહેલી કંડિકામાં સદ્દ્વૃત્તિનું સામાન્ય વર્ણન અને તેની પ્રશંસા આવે છે. બીજી કંડિકામાં કુશલતા, બુદ્ધિ, વિદ્યા વગેરે સદ્દ્વૃત્તિ નથી એમ કહી સદ્દ્વૃત્તિનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કર્યું છે. ત્રીજી કંડિકામાં સદ્દ્વૃત્તિનું પૃથક્કરણ કરીને સત્યનિષ્ઠા એ એનું પ્રથમ લક્ષણ છે તે પર ભાર મૂકયો છે. ચોથી કંડિકામાં ઉદારતા, ન્યાય અને પ્રેમ એ ત્રણ લક્ષણો ગણાવ્યાં છે અને તેના સાધન તરીકે આત્મપરીક્ષાનો ઉલ્લેખ કર્યો છે. સત્યનિષ્ઠાથી એ કંઈક ગૌણ છે માટે એક જ કંડિકામાં ત્રણે સાથે મૂક્યાં છે. સદ્દ્વૃત્તિનો અર્થ આવા વ્યાપક સ્વરૂપમાં સ્પષ્ટ કર્યો એટલે હવે પાંચમી કંડિકામાં એની જગત પર કેવી વ્યાપક અસર થાય છે તે સમજાવી આપણાં જ મહાન સ્ત્રીપુરુષોનાં દૃષ્ટાન્તો આપ્યાં છે. છઠ્ઠી કંડિકામાં વિચાર પ્રમાણે આચાર કરી સદ્દ્વૃત્તિને આપણા જીવનમાં ઉતારવાની કેવી જરૂર છે ને તેથી શો લાભ છે તે સમજાવ્યું છે ને છેવટે 'નીતિશતક'ના એક પ્રખ્યાત શ્લોકનો ભાવાર્થ કહી ઉપસંહાર કર્યો છે.

આ નિબંધમાં વિચારનું વૈશદ્ય કેવું છે તે સમજવું અઘરું નથી. અઘરું હોય તો એમાં વિચારની વિશદતા છે એમ કહી જ શી રીતે શકાય? આ પુસ્તકના બીજા કોઈ પણ નિબંધ કરતાં આમાં ટિપ્પણ

ઓછું મૂકવું પડયું છે એ વિશદતાનો એક પુરાવો છે. આનું કારણ એ છે કે દરેક મુખ્ય વિચાર માટે લેખક જે શબ્દ વાપરે છે તેનું લક્ષણ બરાબર આપ્યા પછી જ એ આગળ ચાલે છે. આથી વિચારણા ઊંચી કોટિની હોવા છતાં લેખકનું વક્તવ્ય સહેલાઈથી આપણા મગજમાં ઉતરી જાય છે.

આ નિબંધના આરંભ ને અંત પણ લક્ષ આપવા જેવા છે. સારા કલાત્મક નિબંધના એ નમુના છે.

## ટિપ્પણ

પૃ. ૧૫૨. નીભે, ટકી રહે; ચાલે. વ્યવહાર, પરસ્પર આપલેનો સંબન્ધ.

પૃ. ૧૫૩. સત્યનિષ્ઠા, સત્યમાં અચલ સ્થિતિ; સત્ય પર અચલ શ્રદ્ધા.

પૃ. ૧૫૪. આત્મપરીક્ષા: મણિલાલ આત્મપરીક્ષા કેમ કરવી તે અહીં કહે છે. ગાંધીજી આત્મપરીક્ષા કેમ કરે છે તે પ્રસ્તાવનામાં કહે છે. એ બે સરખાવવા જેવાં છે.

પૃ. ૧૫૫. અનિત્ય, અધ્રુવ; નાશ થઈ જાય એવી; 'વેરિયેબલ.'

પૃ. ૧૫૬. ઓઘ, ઢગલો. સદ્વૃત્તિવાળાં......પ્રયત્ન કરવો: આ વાક્યમાં ભર્તૃહરિના શ્લોકનો ભાવાર્થ મૂકયો છે:

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा–
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

# આનન્દશંકર: સાહિત્ય પરિષદ

## જીવન

આનન્દશંકર: આચાર્ય આનન્દશંકર બાપુભાઈ ધ્રુવનો જન્મ ઇ. સ. ૧૮૬૯માં અમદાવાદમાં થયો હતો. તેઓ ન્યાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. બાર વરસની ઉમ્મરે તેમનું પ્રથમ લગ્ન થયું. પછી મેટ્રિકની પરીક્ષા તેમણે યુનિવર્સિટીમાં બીજે નંબરે પસાર કરી. ૧૮૮૯માં બી. એ. પાસ થયા બાદ તેઓ ફેલો નીમાયા. ૧૮૯૧માં તેઓ એમ. એ. થયા. તેઓ

વિધુર થયા હતા એટલે એ વરસમાં તેમણે ફરી લગ્ન કર્યું. ૧૮૯૩માં ગુજરાત કૉલેજમાં તેઓ સંસ્કૃતના અધ્યાપક નીમાયા. ૧૮૯૭માં તેમણે સ્વ. મણિલાલના 'સુદર્શન' માસિકનું તંત્રીપદ સ્વીકાર્યું, પણ થોડો વખત ચલાવી તેને બંધ કર્યું. આ જ અરસામાં તેમણે એલએલ. બી. ની પરીક્ષા પણ પસાર કરી હતી. ૧૯૦૨માં તેમણે 'વસન્ત' માસિક કાઢ્યું તે હજી ચાલે છે. ૧૯૦૩માં તેમનાં બીજાં પત્ની પણ દેવલોક પામ્યાં. ૧૯૨૦માં પંડિત માલવીયજીની હિન્દુ યુનિવર્સિટીમાં ગાંધીજીની ભલામણથી તેઓ પ્રિન્સિપલ થયા. હાલ તેઓ ત્યાં પ્રો-વાઈસ-ચેન્સેલર તરીકે કામ કરે છે. નડિયાદમાં નવમીં ગુજરાતી સાહિત્યપરિષદ ભરાઈ તેના તેઓ પ્રમુખ થયા હતા. મદ્રાસની ચોથી ફિલૉસોફિકલ કૉન્ગ્રેસનું પ્રમુખપદ પણ તેમણે મેળવ્યું હતું. ગુજરાતી પ્રોફેસરોમાં તેઓ પ્રથમ સ્થાને વિરાજે છે.

### ગ્રંથો

શ્રીરામાનુજાચાર્યના શ્રીભાષ્યનો અનુવાદ (૧૯૧૩); ધર્મવર્ણન (૧૯૧૩); નીતિશિક્ષણ (૧૯૧૪); આપણો ધર્મ (૧૯૧૬); હિંદુ ધર્મની બાળપોથી (૧૯૧૯); હિન્દુ વેદધર્મ (૧૯૧૯).

## શૈલી

ગુજરાતી ગદ્યનો જે વિકાસ મણિલાલની શૈલીથી શરૂ થયો તે જ વિકાસ રા. આનન્દશંકરને હાથે ચાલુ રહે છે. એમનું ગદ્ય શિષ્ટ, પ્રસન્ન અને ગંભીર છે. એમના મનની સ્વસ્થતા ને દૃષ્ટિની વિશાળતા એમની ભાષામાં બરાબર ઉતર્યાં છે. મણિલાલ જેવી ઊછળતી લાગણી તેમાં નથી પણ વિશદતા તેવી જ છે. જીવનનાં અનેક ક્ષેત્ર પર એમણે ઉચ્ચ ભૂમિકા પર બેસી સ્વતંત્રતાથી વિચાર કરેલો છે તેથી એમની ભાષા ઘણી જ ખેડાયલી ને વૈવિધ્યમય છે. તેમાં સંસ્કૃત તત્સમો ઘણા આવે છે પણ વિષય ને પ્રસંગને તે હમેશાં ઉચિત હોય છે. એમની વિદ્વત્તા સર્વદેશીય છે. વિજ્ઞાન સિવાય લગભગ દરેક વિષયનો એમને રસ છે. સામયિકો વાંચીને એઓ શ્રી કાળભગવાનનાં દર્શન કરે છે. આપણા સાહિત્યના ઉદ્યાનમાં એમના જેટલી ચાતુરીથી રસસિંચન કરનાર બીજો કોઈ નથી. વિગતોના કૂવામાં અજાણતાં

લપસી ન પડાય, સંપ્રદાયોનાં વૃક્ષો સાથે અકસ્માત્ ભટકાઈ ન પડાય, ડંખીલાં જનજનાવર ક્યાંક કરડી ન બેસે, એથી ખૂબ સાવધ રહીને એઓ ચાલે છે, ને તો યે જાણે સ્વૈરવિહાર કરતા હોય એવું જ લાગે છે. આમાંજ એમની લેખિનીની મોહની રહેલી છે. શૈલીવિષયમાં એમ કહી શકાય કે નર્મદ છે તેવો જ દેખાય છે, ગાંધીજી છે તેવા જ દેખાવા માંગે છે ને રા. આનન્દશંકર દેખાવા માંગે છે તેવા જ દેખાય છે.

## પરિચય

પ્રસ્તુત લેખ ૧૯૦૯માં 'વસન્ત'ના તંત્રી તરીકે રા. આનન્દશંકરે લખ્યો હતો. સાહિત્યપરિષદ આપણા સાહિત્યના વિકાસ માટે શું કરી શકે ને શું ન કરી શકે, એ પ્રશ્નની એમાં ચર્ચા છે.

સાહિત્ય શબ્દ બે અર્થમાં વપરાય છે. સાહિત્ય એટલે લલિત કલાનું સાહિત્યઃ કાવ્ય, સંવાદ, નાટક, વાર્તા, નવલકથા વગેરે કલ્પનાપ્રધાન વાઙ્મય. અંગ્રેજીમાં આને 'પ્યૂર લિટરેચર' કહે છે. આ એક અર્થ. બીજો અર્થ વધારે વ્યાપક છે. એમાં ઉપરના કલ્પનાપ્રધાન સાહિત્ય ઉપરાંત ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ફિલસુફી, વગેરે શાસ્ત્રીય સાહિત્યનો સમાવેશ થાય. અહીં સાહિત્ય એટલે સકળ વાઙ્મય. સાહિત્યપરિષદ સકળ વાઙ્મયના વિકાસ અર્થે છે. પ્રશ્ન એ છે કે સાહિત્યપરિષદ કલ્પનાપ્રધાન સાહિત્ય તેમ જ શાસ્ત્રીય સાહિત્ય બેઉનો વિકાસ કરી શકે કે એમાંથી એકનો જ, અને જેનો કરે તેનો કેવી રીતે કરી શકે.

આનો જવાબ લેખક કલ્પનાપ્રધાન સાહિત્યને નજર આગળ રાખીને આપે છે. પોતાનું વકતવ્ય સ્ફુટ કરવા તેઓ કલ્પનાપ્રધાન સાહિત્યને વેલી સાથે સરખાવે છે. આપણે પૃથક્કરણ કરીને વેલીનાં તત્ત્વો સમજી શકીએ છીએ, પણ તે જ તત્ત્વોને ભેગાં કરીને જીવતી વેલી બનાવી શકતા નથી. જીવન ઉત્પન્ન કરવાની શક્તિ હજુ મનુષ્યમાં આવી નથી. જીવનદાતા તો એક ઈશ્વર જ છે. પણ વેલીને ખાતરપાણી આપી આપણે તેના વિકાસને મદદ કરી શકીએ ખરા. આ જ પ્રમાણે કલ્પનાપ્રધાન સાહિત્ય પણ માણસો

ઉત્પન્ન કરી શકતા નથી. એ તો સર્જક કલ્પના કે પ્રતિભારૂપી તેનું મૂળ બીજ જ્યાં પડ્યું હોય ત્યાં જ ઉગવાનું. પરન્તુ એ બીજ જ્યાં હોય ત્યાં તેને ઉપકારક થાય તેવું બીજું સાહિત્ય આપણે ઉત્પન્ન કરી શકીએ ખરા એ પ્રસ્તુત નિબંધનું મુખ્ય વક્તવ્ય છે.

## ટિપ્પણ

પૃ. ૧૫૭. સ્વયંભૂ: પોતાની મેળે ઉત્પન્ન થતું. એકાન્તતઃ, નિશ્ચય-પૂર્વક. ભ્રમજનક, ભૂલ કરાવનાર. એકાન્તતઃ...છે : માત્ર હા જ ખરી છે અથવા માત્ર ના જ ખરી છે એવી રીતે જવાબ આપવાથી જૂઠી અસર થાય. એટલે સાહિત્ય ઉપત્ન કરવાની કલા માણસના હાથમાં આવી છે જ એમ કહેવું તે પણ ખોટું છે. પૃથક્કરણ, ઘટક તત્ત્વો એટલે કે અમુક પદાર્થ જે તત્ત્વોનો બનેલો હોય તે તત્ત્વોને જુદાં પાડવાં તે. રાસાયનિક તત્ત્વો, રસાયનશાસ્ત્ર જેનું નિરૂપણ કરે છે તે તત્ત્વો: જેમકે હાઈડ્રોજન, ઑક્સિજન, સીસું, સોનું, વગેરે. આવી ઉત્પત્તિ...નથી : રસાયનશાસ્ત્રમાં એક પદાર્થનાં તત્ત્વો જુદાં કરી તે તત્ત્વોમાંથી પાછો તે જ પદાર્થ બનાવી શકાય છે: જેમકે પાણીનાં તત્ત્વો હાઈડ્રોજન અને ઑક્સિજન જુદાં પાડી શકાય છે, અને પાછાં એ બેઉને ભેગાં કરી તેમાંથી પાણી બનાવી શકાય છે. પરન્તુ એક ઘઉંના દાણાનું પૃથક્કરણ કરી તેનાં તત્ત્વો ભેગાં કરવાથી ઉગે એવો ઘઉંનો દાણો બનાવી શકાતો નથી. વનસ્થલી, અરણ્યનો પ્રદેશ. આત્મારૂપી વનસ્થલી : વેલી જેમ જમીનમાં ઉગે છે તેમ સાહિત્ય માણસના આત્મામાં ઉગે છે. જેવો...ફાલ : જેવો એ આત્માનો રસકસ તેવું એ સાહિત્ય.

ચૈતન્ય, જીવન; જીવનતત્ત્વો. વાઙ્મય શરીર, વાણીરૂપ શરીર. આ સ્થૂળ શરીર જેમ આત્માનો પદાર્થમય દેહ છે, તેમ સાહિત્ય એ આત્માનો વાણીમય દેહ છે. વાસના, પૂર્વના સંસ્કારોથી દૃઢ થયલી કામના. ચિત્તમાં રહેલી સારીનરસી વૃત્તિના સંસ્કારોને પરિણામે માણસ ભવિષ્યમાં સારાં-નરસાં કામો કરવાને ઉત્તેજાય છે. વાસનાત્મક સૂક્ષ્મ શરીર, વાસનાનું બનેલું સૂક્ષ્મ શરીર.

પૃ. ૧૫૮. કીટભ્રમરન્યાય : બીજાને જોવાથી તેના જેવા થઈ જવું તે. ન્યાય એટલે દૃષ્ટાન્ત. કીડા ને ભ્રમરનું દૃષ્ટાન્ત : એવી માન્યતા છે કે

ભમરી ઇયળને પોતાના દરમાં નાખીને તેને ડંખે છે એટલે ઇયળ ભમરીને જોઈ ભમરી બની જાય છે. ખરું જોતાં ઇયળમાંથી ભમરી થતી નથી પણ ઇયળને ભમરી ડંખીને તેને મૂર્છામાં નાખે છે, પછી તેના શરીરમાં ઈંડાં મૂકે છે તે ઈંડાં ઇયળના શરીરથી પોષાઈને મોટાં થાય છે અને તેમાંથી ભમરી થાય છે. પણ આ દાખલો ઉપરના અર્થમાં અપાય છે. મૂળમાં અત્રે આ પ્રમાણે ટીપ છે: "કીડો ભમરીનો વિચાર કરતાં કરતાં ભમરી બની જાય છે એમ કહેવાય છે. એટલે સુધી ન જઈએ તોપણ વિચાર આચાર ઉપર–આહાર વિહાર આદિક ઉપર–અસર કરે છે એ તો સ્પષ્ટ જ છે." કાર્યકારણભાવ: અમુક કારણ હોય તો તેને પરિણામે અમુક કાર્ય થાય જ એવો નિયમ; કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ.

પૃ. ૧૫૭–૧૫૮. બીજી કંડિકા પર નોંધ: આપણા હિન્દુશાસ્ત્રમાં ત્રણ પ્રકારનાં શરીરો ગણાવ્યાં છે: સ્થૂલ, સૂક્ષ્મ (લિંગ દેહ) અને કારણ. અત્રે આપણે પહેલાં બેની સાથે નિસબત છે. સ્થૂલ શરીર, આપણે હરતું ફરતું જોઈએ છીએ તે. સૂક્ષ્મ શરીર માણસની વાસનાનું બનેલું છે. માણસ સ્થૂલ શરીર વડે ખરાબ કામ કરે તો તેનું વાસના શરીર પણ એટલે અંશે ખરાબ થાય. તેમ જ વાસના શરીર જેવું હોય તેવી માણસને વૃત્તિઓ થાય અને તે માણસ તેવાં કામો કરે. આ પ્રમાણે સ્થૂલ શરીરની સૂક્ષ્મ ઉપર અસર થાય છે અને સૂક્ષ્મની સ્થૂલ ઉપર. એટલે કે બન્ને વચ્ચે કાર્યકારણનો સંબન્ધ છે. તે જ પ્રમાણે જનસમાજની વાસના એ જનસમાજનું સૂક્ષ્મ શરીર છે અને તેનું સાહિત્ય એ તેનું સ્થૂલ વાઙ્મય શરીર છે, અને બન્નેની પરસ્પર અસર થાય છે. જેમ ભમરીને જોઈને ઇયળ ભમરીનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે તેવી રીતે જનસમાજની વાસના પ્રમાણે તેનું સાહિત્ય અમુક સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

પૃ. ૧૫૮ (ચાલુ). હવે...લેવો: આખી કંડિકાનો સાર–જેમ વેલને પોષવા મૂળિયાંને પાણી પાવું જોઈએ, તેમ સાહિત્યને પોષવા સારુ જન-સમાજની વાસનાને રસસિંચન કરવું જોઈએ. જેમ મૂળની આસપાસ જડભૂમિ હોય તો તેને પાણી ન પહોંચે, તેમ જનસમાજના હૃદયની આસપાસ જડતા હોય, રૂઢિની કે બુદ્ધિની ગમે તેની, તો તેને પણ પોષણ

ન મળે. જેમ મૂળિયાંને રસ પહોંચાડવા જમીનને ખોદવી જોઈએ, તેમ જનસમાજની વાસનાને ઉત્તેજિત કરવા સમાજમાં ક્ષોભ કરે એવા બનાવો થવા જોઈએ કે હિલચાલો કરવી જોઈએ.

ઉત્કર્ષ, ઉન્નતિ. નિયોજવું, નીમવું; ઉપયોગમાં લેવું.

પૃ. ૧૫૮–૧૫૯. બીજું...જશે : આખી કંડિકાનો સાર–જીવતું લાકડું જમીન પાણી વગેરેથી ઉગી ફાલી શકે છે, મરેલા લાકડાને તેવી અસર થતી નથી; તેમ જનસમાજની ધાર્મિક, સાંસારિક કે રાજકીય પ્રવૃત્તિઓથી જેટલે અંશે લોકહૃદય ક્ષુબ્ધ ન થાય તેટલે અંશે એ મરેલું છે એમ સમજવું. જીવતા હૃદયમાંથી પ્રગટ થતા સાહિત્યમાં ચાલુ હિલચાલોની અસર હોય જ. પણ તે અસર કેવી હોય? ઝાડ વેલ વગેરે પાણી ખાતર ઇત્યાદિ પોતામાં લે છે ખરાં, પરન્તુ તે ને તે રૂપે તેને સંઘરી ન રાખતાં તેમાં પોતાને અનુકૂળ ફેરફાર કરીને તેનાં પાંદડાં, છાલ, ફળ, ફૂલ વગેરે બનાવે છે; તેમ ચેતનવન્તું હૃદય બહારની અસરોને એ ને એ રૂપે ઝીલી નથી લેતું, પણ તેને રૂપાન્તર આપીને તેમાંથી સાહિત્ય પ્રગટાવે છે.

પૃ. ૧૫૯. નિર્લેપ, લેપાયા વગરનું; અસ્પૃષ્ટ; અસર વિનાનું. વિલક્ષણ, વિચિત્ર; પૂર્વે હતું તેથી જુદું જ. 'સ્ત્રીપુરુષના સમાન હક્ક:' અંગ્રેજ ફિલસુફ મિલે ૧૮૬૮માં 'સબજેક્શન ઑફ વીમેન' નામનું પુસ્તક લખ્યું ત્યારે સ્ત્રી ને પુરુષ બુદ્ધિમાં સરખાં છે માટે કાયદામાં તેમના હક્ક પણ સરખા જોઈએ એ વિચાર પર ઘણો ઉહાપોહ થયો હતો. ટેનિસન: ૧૯મી સદીનો ઇંગ્લાંડનો છેલ્લો મહાકવિ, 'ગૉડ સેઇવ ધિ કિંગ' એ રાજગીતનો લેખક. ધિ પ્રિન્સેસ: ટેનિસનનું એક સુંદર કાવ્ય. ગ્રાહક-શક્તિ, ગ્રહણ કરવાની શક્તિ. પરિણામ શક્તિ, ફેરફાર કરવાની શક્તિ. પ્રેમાનન્દે...ખિલાવી છે : મહાકવિ પ્રેમાનન્દે જ 'પ્રાચીનકાવ્યમાળા'માં છપાયલાં ત્રણ નાટકો લખ્યાં છે એમ રા. આનન્દશંકર માનતા હોય એવું લાગે છે. બીજી પાસ...ભૂષણ છે : મહાભારતનાં પાત્રો પ્રાચીન આર્યો જેવાં નહિ પણ મધ્યયુગીન ગુજરાતીઓ જેવાં લાગે છે એ મોટો દોષ છે એમ માનનારા પણ છે. લેખકને મતે એ દૂષણ નથી પણ ભૂષણ છે.

પૃ. ૧૬૦. 'સદ્વૃત્તિ' વિદ્યાર્થીઓ માટે ખાસ લખવામાં આવ્યો છે એટલે મણિલાલે એને ધ્યાનપૂર્વક આકારસૌષ્ઠવ આપ્યું છે. પરન્તુ તર્ક પુરઃસર ચિન્તન કરનાર સર્વ લેખકોમાં એ ગુણ આપોઆપ આવે જ છે. પ્રસ્તુત નિબંધ સાધારણ વાચક માટે લખાયલો છે છતાં એમાં પણ આકારસૌષ્ઠવ નજરે પડશે. અત્યાર સુધી મનન કર્યું તેમાં લેખકે વિષયના મૂલભૂત સિદ્ધાન્તની જ ચર્ચા કરી છે. ભૂમિકાનું આમ સમગ્રદર્શન કર્યા પછી હવે લેખક તેમાંથી સાહિત્યપરિષદનું કાર્યક્ષેત્ર કેટલું છે તે છૂટું પાડે છે અને સાહિત્યની ઉન્નતિનાં સાધનો એટલે કે પોષક બળો કયાં કયાં છે તે બાકીની ચાર કંડિકામાં ગણાવીને સમાપ્તિ કરે છે.

ઉદાત્ત, ઉચ્ચ. વિપુલ, જાડું, પુષ્ટ, ધિંગું. પ્રતિભા, નવું સર્જવાની શક્તિ. સાધારણ રીતે અસાધારણ ઈશ્વરદત્ત બુદ્ધિશક્તિ સર્જનક્ષેત્રમાં દેખાય તેને જ પ્રતિભા કહે છે. એ માટે અંગ્રેજી શબ્દ 'જીનિયસ' છે. પ્રતિષ્ઠિત લેખો, પ્રતિષ્ઠા પડે એવા માણસોના લેખો; પ્રમાણભૂત લેખો.

પૃ. ૧૬૧. ફોર્બ્સ રાસમાળા ને ટૉડ્ઝ રાજસ્થાન : આ બે લોકપ્રિય અંગ્રેજી ગ્રંથોમાં મિ. ફોર્બ્સ ને કર્નલ ટૉડે અનુક્રમે ગુજરાતનાં તથા રજપૂતાનાનાં મધ્યયુગીન પરાક્રમો વર્ણવ્યાં છે. તેમાંથી પ્રેરણા લઈ કં કંઈ વાર્તાઓ ને નવલકથાઓ લખાઈ છે. બેઉના ગુજરાતી અનુવાદો થયા છે. તવારીખ, ઇતિહાસ; ઐતિહાસિક સાહિત્ય. પૌરાણિક અને સાંપ્રદાયિક હેવાલો : સ્કંદપુરાણના નગરખંડમાં નાગરબ્રાહ્મણો વિશે હેવાલ આવે છે તેવા તે પૌરાણિક. સંપ્રદાય એટલે ધર્મનો પંથ. વૈષ્ણવોના ધર્મગ્રન્થોમાં વૈષ્ણવો સંબન્ધી અહેવાલો હોય છે તેવા તે સાંપ્રદાયિક. સંસારસુધારા... આવતા : ગુજરાતના સુધારકોએ પુરાણમાં ગપ્પાં જ છે ને તેથી લોકમાં વહેમ વધે છે એવું માની લઈ તેને અવગણ્યા છે પણ એ ગ્રન્થોમાંથી સાહિત્યકારો રસિક પ્રેરણાઓ લઈ શકે છે ને પુરાતત્ત્વવિદો ઐતિહાસિક ઘટનાઓ તારવી શકે છે તેથી એ બધું સાહિત્યના પ્રદેશમાં આવે.

સ્પેઈન : સ્પેઈનનું સાહિત્ય ખાસ વખણાયું નથી ને રશિયાનું સાહિત્ય જગવિખ્યાત છે છતાં અત્રે સ્પેઈન ગણાવ્યું છે ને રશિયા નથી ગણાવ્યું. પણ આ પરથી કોઈ એમ ન કહી શકે સ્પેઈનનું સાહિત્ય રા. આનન્દશંકરે

વાંચ્યું છે અથવા રશિયાનું નથી વાંચ્યું. એમની શૈલીનું આ વિશિષ્ટ તત્ત્વ ઉપર નોંધ્યું છે તે અહીં આમ અણધાર્યું વ્યક્ત થયું છે. સાહિત્યો : કાઉંસમાં સ્પષ્ટ કરવું પડ્યું છે કે અહીં સાહિત્ય એટલે વાઙ્મય. વિશિષ્ટતા, ખાસિયતો. અમે : એટલે એકલા રા. આનન્દશંકર; વિલાયતમાં રાજદ્વારી પક્ષના સામયિકોના તંત્રીઓ ' એડિટોરિલ વી ' વાપરે છે, તે.

પૃ. ૧૬૨. વ્યાપકતા, વિશાળતા. કૂપમંડુકતા : કૂવામાં જ પડી રહેલા દેડકા જેવી ટુંકી દૃષ્ટિ. કૂપમંડુક એટલે કુવાનો દેડકો. સિંહ... તડૂકશે : એવી દંતકથા છે કે સાચો કેસરી સિંહ મેઘની ગર્જના સાંભળી એમ ધારે છે કે એનો પ્રતિસ્પર્ધી કોઈ જાગ્યો છે એટલે ખીણની બહાર આવી આકાશ સામું જોઈ તે સામી ગર્જના કરે છે. પ્રસ્તુત વાક્ય લખાયું તે વેળા પાશ્ચાત્ય સાહિત્યમેઘની સામા બંગાળાનો રવીન્દ્ર મૃગેન્દ્ર સમી ગર્જના કરી રહ્યો જ હતો.

પૃ. ૧૬૧-૧૬૨. કંડિકાનો સાર : દેશભક્તો પરદેશગમનનું અગત્ય સમજે છે તેમ સાહિત્યભક્તોએ અનુવાદનું અગત્ય સમજવું જોઈએ. મૌલિકતાના કેટલાક પૂજકો અનુવાદની અવગણના ને અનુવાદકોની નિન્દા કરે છે તેમણે જાણવું જોઈએ કે બેપાંચ નવલિકા લખવી એ સારું છે પણ મહાભારતનો અનુવાદ કરવો એ કંઈ છેક ફૂંકી દેવા જેવું નથી. આ લખ્યા પછી ચારેક વરસમાં જ રા. આનન્દશંકરે શ્રી રામાનુજાચાર્યના મહાન ભાષ્યને અનુવાદી અભિપ્રાય પ્રમાણે કાર્ય કરી બતાવ્યું છે.

## કાલેલકર : નગાધિરાજ

### જીવન

કાલેલકર : શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકરનો જન્મ ઇ. સ. ૧૮૮૬માં થયો હતો. એમના પિતાને ફરતી સરકારી નોકરી હતી તેથી અંગ્રેજી સાતમા ધોરણ સુધી એમને જુદી જુદી નિશાળોમાં જઈ ભણવું પડ્યું હતું. મેટ્રિક પાસ થયા પછી ૧૯૦૪માં ફર્ગ્યુસન કૉલેજમાં એઓ દાખલ થયા અને ૧૯૦૭માં બી. એ. થયા. પહેલી એલએલ. બી.ની પરીક્ષા સુદ્ધાં પાસ કરી, પણ પછી સરકારી કેળવણીનો ત્યાગ કર્યો. આ અભ્યાસ

પૂરો થયા બાદ એમણે કાશ્મીરથી સિલોન સુધી અને કરાંચીથી મંડલે સુધી ચોમેર મુસાફરી કરી. તે દરમિયાન જુદી જુદી રાષ્ટ્રીય સંસ્થાઓમાં રહી કેટલોક અનુભવ મેળવ્યો. આ દેશપર્યટનને અંગે એમણે હિમાલયમાં આશરે અઢી હજાર માઈલનો પ્રવાસ પગે ચાલીને કર્યો હતો. પહેલાં એઓ ટાગોરના શાન્તિનિકેતનમાં ગયા હતા પણ ગાંધીજીએ સાબરમતીને કાંઠે સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો ત્યારે એઓ એ આશ્રમની શાળામાં જોડાયા. હાલ એઓ ગુજરાત મહાવિદ્યાલયના આચાર્યપદે પહોંચ્યા છે. અસહકારના જુવાળમાં એમને એક વરસ, અને ૧૯૩૦ની છેલ્લી લડતમાં સાત મહિના સુધી કારાગ્રહમાં જવું પડ્યું હતું. અગાઉ એમણે પોતાના એક મિત્ર સાથે મળી શાળા ખોલી હતી. તેમાં કુટુમ્બભાવના કેળવવાના હેતુથી એમના મિત્ર વિદ્યાર્થીઓના 'મામા' થયા ને એઓ પોતે 'કાકા' થયા. ત્યારથી એઓ 'કાકા કાલેલકર' એ નામે પ્રસિદ્ધ થઈ ગયા છે. એમની માતૃભાષા મરાઠી છે પણ મરાઠીમાં એમણે બહુ લખ્યું નથી. ગુજરાતીમાં બહુ લખ્યું છે ને તે બહુ સારું લખ્યું છે. એટલું સારું કે એમના અનેક લેખોનો હિંદીમાં અનુવાદ થયો છે. ગાંધીજીનાં નવ રત્નમાં કાકાસાહેબના તેજનો પ્રકાશ ન્યારો જ છે.

**ગ્રંથો**

કાલેલકરના લેખો ભાગ ૧–૨; હિમાલયનો પ્રવાસ; પૂર્વરંગ; ઓતરાતી દીવાલો; સ્મરણયાત્રા.

## શૈલી

શ્રી. કાલેલકર બે છે–એક પ્રચારક કાલેલકર ને બીજા 'સાહિત્યક' કાલેલકર. પ્રચારક કાલેલકર ગાંધીજીના અનુયાયી તરીકે લેખો લખે છે. તેમાં વિદ્વત્તા હોય છે, વેગ હોય છે, વૈવિધ્ય હોય છે પણ વ્યક્તિત્વ હોતું નથી. એ લેખોમાં એમનું નહિ પણ ગાંધીજીનું વ્યક્તિત્વ એમની દ્વારા આવિર્ભૂત થાય છે. 'સાહિત્યક' કાલેલકર એ માત્ર ગાંધીજીના 'માધ્યમ' નથી પણ એક સહૃદય વ્યક્તિ છે. 'સાહિત્યક' શબ્દ અપપ્રયોગ છે પણ પ્રચારક સાથે એનો પ્રાસ મળે છે એટલે એ છોડવો ગમતો નથી. શ્રી. કાલેલકરના હાથમાં પણ જો એકાદ સુન્દર શબ્દ આવી જાય છે તો એમને પણ તે

છોડવો ગમતો નથી. આનું કારણ એ છે કે એઓ સત્ય કરતાં સૌન્દર્યના ઉપાસક વધારે છે. મુંબાઇમાં રહી ધારાશાસ્ત્રનાં શુષ્ક અરણ્યો ખેડવાં પડતાં મૂકી હિમગિરિના રમણીય પ્રદેશોમાં એઓ હજારો માઇલ ચાલ્યા એમાં નવાઈ નથી. પ્રથમ દર્શનેજ એમના લેખોમાં સૌન્દર્યોપાસનની સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

એમની ભાષા સંસ્કારી અને સુન્દર છે. ગુજરાતી એમની માતૃભાષા નથી છતાં એમનું ઘરગથ્થુ શબ્દોનું ભંડોળ પણ મોટું છે ને તેનો ઉપયોગ એઓ બહુ સફળતાથી કરે છે. સંસ્કૃત ભાષાના અવલંબનથી એઓ નવીજ વાક્યરચનાઓ ગુજરાતી ભાષાની રૂઢિએ અનુકૂળ રહીને કરી શકે છે. એમની માતૃભાષામાં ગુજરાતી કરતાં જુદાજ સંસ્કૃત તત્સમો રૂઢ થઈ ગયા છે તે એમના લખાણમાં વારંવાર આવે છે તે આપણને બહુ ચમત્કારિક લાગે છે. આવા કેટલાક શબ્દો ગુજરાતી ભાષામાં ચલણી પણ થયા છે.

એમની શૈલી સુન્દર નથી પણ સૌંદર્યલક્ષી છે. ભાષા સુન્દર હોય તેથી કંઈ શૈલી સુન્દર થઈ જતી નથી. પણ સંસ્કૃત સાહિત્યના પરિશીલનથી એમના લેખોમાં વિશિષ્ટ કલ્પનાસમૃદ્ધિ આવી છે તેથી એમની શૈલી બહુ જ આકર્ષક ને ઓજસ્વી બની છે. આથી વિચારબળની વધઘટ થવા છતાં એમના લેખો વાંચતાં અનેરો સાહિત્યનો આનંદ એકસરખો અનુભવાય છે.

### પરિચય

'હિમાલયનો પ્રવાસ' એ નામના શ્રીયુત કાલેલકરનો પુસ્તકનો આ પહેલો જ લેખ છે. કઈ દૃષ્ટિથી એમણે પ્રવાસ કર્યો છે તે જાણવાથી એ પ્રવાસવર્ણનમાં વાચકને આનન્દ આવે માટે અહીં એમણે પોતાનું દૃષ્ટિબિન્દુ સમજાવી સુન્દર ભૂમિકા તૈયાર કરી છે. એ લેખના મથાળાને લેખ સાથે છે તેવો જ સંબંધ એ લેખને આખા પુસ્તક સાથે છે. આખા પુસ્તકનું એ જાણે મથાળું છે. લેખકની કલાદૃષ્ટિની પહેલેથીજ આમ પ્રતીતિ થાય છે.

### ટિપ્પણ

પૃ. ૧૬૩. નગાધિરાજઃ નગ એટલે પર્વત, તેનો રાજા હિમાલય. 'કુમારસંભવ'ના પહેલાજ શ્લોકમાં મહાકવિ કાલિદાસ આ શબ્દ વાપરે છેઃ

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा
हिमालयो नाम नगाधिराजः ।
पूर्वापरौ तोयनिधी वगाह्य
स्थितः पृथिव्या इव मानदण्डः ॥

અર્થ: ઉત્તર દિશામાં દેવતાના જેવા, હિમાલય નામના પર્વતોના અધિરાજ છે, જે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રને વ્યાપ્ત કરીને પૃથ્વીને માપવાના દંડ જેવા દેખાય છે.

કાલિદાસના શબ્દને શીર્ષક તરીકે મૂકીને લેખક પહેલે જ સપાટે સૂચવી દે છે કે પોતે હિમાલયમાં વૈજ્ઞાનિકની વાસ્તવિક દૃષ્ટિએ નહિ પણ ભાવિકની પ્રેમદૃષ્ટિએ પ્રવાસ કર્યો છે.

બાબરને...આવતાં: બાબરે પોતાના મિત્રને એક પત્રમાં લખ્યું છે કે "મારું અહીંનું કામ ઈશ્વર કૃપાથી પતશે તો એક ક્ષણ પણ વિલંબ કર્યા વગર હું તારી તરફ આવીશ. એ ભૂમિના આહ્લાદક સંસ્મરણો મારા હૃદયપટ પરથી કેવી રીતે ભૂંસાય? મારી પેઠે કેફ ન કરવાની અને શુદ્ધ જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી હોય એવો કોઈ પણ માણસ એ સુખભૂમિનાં સ્વાદિષ્ટ તડબૂચ ને દરાખ વિસરી શકે ખરો? એક દિવસ મને એક તડબૂચ આપવામાં આવ્યું. તે કાપતાંકાપતાં મને મારી જન્મભૂમિમાં જવાની ઊંડી ઉત્કંઠા થઈ આવી ને મારાથી રડી પડાયું."

મૂલસ્થાન, ઉત્પત્તિસ્થાન. ઈતિહાસકાર...કલ્પે: લોકમાન્ય તિલકે 'ધિ આર્ટિક હોમ ઈન ધ વેદઝ'માં સિદ્ધ કર્યું છે કે આર્યોનું મૂલસ્થાન ઉત્તરધ્રુવમાં હતું. એ ઇતિહાસકાર નહોતા. ભાષાશાસ્ત્રી...આપે: પ્રો. મૅક્સમૂલર ભાષાશાસ્ત્રી હતા. તેમને મતે મૂલસ્થાન મધ્ય એશિયા હતું. દેશાભિમાની...કરે: અહીં જરા ચોકસાઈ ઓછી છે. આખા હિન્દુસ્થાનને નહિ પણ તેના એક ભાગ આર્યાવર્તને જ મૂલસ્થાન કહેનારા છે ખરા. પ્રેરણા...હોય: પ્રેરણા અલૌકિક છે. લૌકિક પુરાવાને, દલીલોનેજ ઇતિહાસ વજન આપે છે માટે 'હોય'.

પૃ. ૧૬૪. હિમાલયનાં...ધરીએ: સરખાવો ભર્તૃહરિની પંક્તિઓ:

**गंगातरंगहिमशीकरशीतलानि**
**विद्याधराध्युषितचारुशिलातलानि ।**

જીર્ણ દેહ...માંડે: સાધારણ રીતે દેહ જીર્ણ થાય છે પણ આયુષ્ય ભારરૂપ લાગતું નથી. **तृष्णा न जीर्णा वयमेव जीर्णा ।** એવું જ મોટે ભાગે હોય છે તેથી 'કેટલાયે' ને બદલે 'કેટલાએક' વધારે યથાસ્થિત થઈ પડત. અન્નજળનો...કરે છે: પાંડવો ને દ્રૌપદી મહાભારતને અંતે આમજ કરે છે. સહુથી પહેલો દ્રૌપદીનો દેહ પડે છે ને છેવટે યુધિષ્ઠિર ને એક કૂતરો રહી જાય છે. આખી વાત સ્વર્ગારોહણ પર્વમાં છે.

ભર્તૃહરિ: એની પત્ની પિંગળા પર એને નિરવધિ પ્રેમ હતો. તે અશ્વપાળ નામના એના જ ઘોડાવાળાને ચાહતી હતી એ જાણ્યું તે જ ક્ષણે એને મનુષ્યરચિત સંસાર તરફ તીવ્ર વિરાગ આવી ગયો હતો. ઈશ્વરની રચેલી સુન્દર સૃષ્ટિ તરફ વિરાગ આવવાનો સવાલ જ નહોતો. દૃષ્ટાન્ત ઉચિત ન હોવાથી વિશદતા ઘટે છે. આપઘાત: ધર્મશાસ્ત્રમાં એ મોટું પાપ ગણાય છે. કાયદામાં પણ આપઘાતનો પ્રયત્ન કરે તેને શિક્ષા થાય છે આપઘાત કરે તેને થતી નથી!

પશુપતિનાથ: મહાદેવનું નામ. સમર્થ રામદાસ: શિવાજીના ગુરુ. એમના લગ્ન વખતે રીવાજ પ્રમાણે 'સાવધાન'ના ઉચ્ચારો ચોમેરથી થવા લાગ્યા એટલે ખરેખરા 'સાવધ' થઈ એ ચોરીમાંથી નાસી ગયા હતા. હિન્દુઓના પ્રાણસમા 'ભગવા ઝુંડા' પાછળ સમર્થ રામદાસની પ્રેરણા છે. બજરંગ, હનુમાન–વજ્ર જેવું અંગ હતું માટે હનુમાનનું એ નામ છે. રામદૂત, હનુમાન–રામના દૂત થઈ સીતાને સંદેશો પહોંચાડવા હનુમાન ગયલા માટે. હિન્દુ ધર્મનું...હિમાલયજ છે: કેમ અનાયાસે, તે સ્પષ્ટ કરવું રહી ગયું છે. ગ્રંથસાગર, મહાભારત. પ્રસ્થાનત્રયી: પ્રસ્થાન એટલે માર્ગ; ઈશ્વરને પહોંચવાના ત્રણ માર્ગ છે-શ્રુતિપ્રસ્થાન (ઉપનિષદો) સ્મૃતિપ્રસ્થાન (ભગવદ્‌ગીતા) અને તર્કપ્રસ્થાન (બ્રહ્મસૂત્ર). એ ત્રણ પર ભાષ્ય રચે તે આચાર્ય કહેવાય છે. પ્રસ્થાનત્રયીના પ્રથમ ને શ્રેષ્ઠ ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય છે. વિવેકાનંદ: શ્રીરામકૃષ્ણ પરમહંસના શિષ્ય. અમેરિકાની પ્રખ્યાત સર્વધર્મપરિષદને પોતાના વક્તૃત્વથી મુગ્ધ કરનાર સંન્યાસી. રામતીર્થ: પરદેશ જઈ હિન્દી તત્ત્વજ્ઞાનને પ્રસિદ્ધિ અપાવનાર એવાજ સમર્થ સંન્યાસી.

પૃ. ૧૬૫. નિરાશી, આશાભંગ થયલા; અનાસક્ત એ અર્થ અહીં નથી. મુમૂર્ષુ, મરવાની ઇચ્છાવાળા. સાધકોનું મોસાળ: મોસાળમાં જે જોઈએ તે મળે છે-મળતું, હવે જમાનો ફેરવાયો છે!–તેમ કોઈ દેવની કે યોગની સાધના કરનારને હિમાલયમાં ગુરુ, મહાત્મા, વનસ્પતિ, એકાન્ત જે જોઈએ તે મળી રહે છે. અવધૂત: ખાખી બાવા. સંન્યાસી સિવાય બધા વૈરાગીમાં શ્રેષ્ઠ ગણાય છે. કવિકુલગુરુ, કાલિદાસ. યક્ષ, એક દેવયોનિ; ધનના દેવ કુબેરના અનુચર. કિન્નર: એ પણ કુબેરનો એક ગણ છે. એનું મોં ઘોડા જેવું ને શરીર માણસ જેવું હોય છે. સંગીતમાં એ કુશળ મનાય છે.

સતી: દક્ષ પ્રજાપતિનાં પુત્રી. મહાદેવનાં પ્રથમ પત્ની. એનો બીજો અવતાર તે હિમાલયનાં પુત્રી પાર્વતી. સતીએ મહાદેવ પતિ થાય માટે અપૂર્વ તપ કર્યું હતું. અન્ન છોડી પાંદડાં પર રહ્યાં, પછી પાંદડાં ખાવાં પણ છોડી દીધાં ને અહિ એટલે સર્પની પેઠે વાયુભક્ષણ કરવા લાગ્યાં તેથી એ અપર્ણા કહેવાય છે ને એમનું વ્રત અહિવ્રત કહેવાય છે. હેવાતન એટલે સૌભાગ્ય એ શબ્દ પરથી આવ્યો છે. પતિનું અપમાન કરનાર પિતાના યજ્ઞકુંડમાં એમણે પ્રાણની આહુતિ આપી હતી. હાલ જે સ્ત્રી પતિ પાછળ ચિતાપ્રવેશ કરે છે તે સતી કહેવાય છે. બાકી સતી થવાને બળી મરવાની જરૂર નથી. પતિભક્તિ બસ છે. સતી પતિ ખાતર બળ્યાં હતાં, પતિ પાછળ બળ્યાં નહોતાં.

કુમારસંભવ: કુમાર એટલે કાર્તિકેય. એકદા ગણપતિ ને એ બે મહાદેવના પુત્રો બેઠેલા ત્યાં એક બ્રાહ્મણ સિદ્ધિ ને બુદ્ધિ નામની બે કન્યા લઈને આવ્યો ને આખી પૃથ્વીની પહેલી પ્રદક્ષિણા ફરે તેને આ પરણાવું એમ બોલ્યો. કાર્તિકસ્વામી તુરત પોતે દોડ્યા પણ ગણપતિએ પોતાની બુદ્ધિ દોડાવી, અને શંકર ને પાર્વતીની પ્રદક્ષિણા કરીને કહ્યું કે માતપિતા પૃથ્વી સમાન છે માટે મને કન્યા આપો. બ્રાહ્મણ તેમને કન્યા આપી ચાલતો થયો. કાર્તિકેય ઘણે વખતે ખરેખરી પૃથ્વીપ્રદક્ષિણા કરી પાછા ફર્યા ત્યારે ગણપતિ પેલી કન્યાઓ પરણી બેઠેલા તે જોઈ આખી જિંદગી કુંવારા રહ્યા માટે કુમાર કહેવાયા. સંભવ, ઉત્પત્તિ. અપત્યવાત્સલ્ય:

આપલ્ય એટલે બાળક, છોરુ. વાત્સલ્ય, પ્રેમ. કૌતુક, કુતૂહલ જાગ્રત્ થાય એવું કંઈ પણ હોય તે. રઘુકુળ: સૂર્યવંશી ઇક્ષ્વાકુના વંશમાં રઘુ નામે મહાન રાજા થયલો તેનું કુળ. શ્રી રામચંદ્ર એ જ કુળમાં ઉત્પન્ન થયલા. શિકસ્ત, પરાજય, હાર.

પૃ. ૧૬૬. યથાતથ, સાચેસાચું, પણ જેને...છે જ: અનુભવ એટલે પ્રત્યક્ષજ્ઞાન. અનુભવનુ પ્રત્યક્ષજ્ઞાન; એટલે પ્રત્યક્ષજ્ઞાનનું પ્રત્યક્ષજ્ઞાન એવો અર્થ નથી. લાઘવનો અહીં ભંગ થયો છે. વળી પ્રત્યક્ષ એટલે ઇન્દ્રિયગ્રાહ્ય. ઇંદ્રિયગ્રાહ્ય જ્ઞાન ઉપર ઇંદ્રિયોનો રંગ ચડેલો હોય જ ને? એમાં કંઈ કહેવાપણું નથી. અસ્તુ!: જે હોય તે. હું એની વિરુદ્ધની દલીલ કરવામાં વખત ગુમાવવા માગતો નથી.

# અતિસુખશંકર: મેં પૂછ્યું: "શા માટે?"

## જીવન

અતિસુખશંકર: પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એઓ સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સુરતમાં ૧૮૮૫ની ૧૫મી એપ્રિલે થયો હતો. ભાવનગરમાં ભરાયલી સાતમી સાહિત્યપરિષદના પ્રમુખ સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના એઓ પુત્ર છે. નડિયાદ હાઈ સ્કૂલમાંથી એઓ ૧૯૦૦માં મેટ્રિક થયા. પછી ગુજરાત કૉલેજમાં જઈને અભ્યાસ કર્યો. ૧૯૦૪માં ઐચ્છિક વિષય તરીકે લૉજિક ને મોરલ ફિલૉસોફી લઈ એઓ બી. એ. થયા ને ૧૯૦૬માં ફિલૉસોફી લઈ એમ.એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી. અને પછી ૧૯૦૭માં એલએલ. બી. થયા. ત્યાર પછી મુંબાઈ રહી ઍડવોકેટની કઠણ પરીક્ષા પાસ કરવા માટે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો પરન્તુ ૧૯૧૧માં વડોદરા કૉલેજમાં ફિલસુફીના પ્રોફેસરની જગા ખાલી પડતાં ત્યાં એમની નિમણૂક થઈ ત્યારથી એઓ કેળવણીના ક્ષેત્રમાં આવ્યા છે. એ ક્ષેત્રમાં એમણે એકાગ્ર રહીને કામ કર્યું છે. પ્રથમ યુનિવર્સિટી તરફથી પરીક્ષક નીમાયા, પછી તેની સેનેટના સભ્ય થયા, થોડોક વખત સિન્ડિક પણ થયા. હાલ એઓ તેની ઍકેડેમિક કાઉન્સિલમાં છે. ૧૯૨૧માં નીતિશાસ્ત્રના યુનિવર્સિટી

લેક્ચરર તરીકે પણ એમની નિમણૂક થઈ હતી. યુનિવર્સિટીના કામમાંથી નવરાશ મળે છે ત્યારે શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે સ્વીકારાય અથવા વિદ્યાર્થીઓને પરીક્ષા પાસ કરવામાં ઉપયોગી થઈ પડે એવાં નાનાં પુસ્તકો રચવામાં એઓ વખત ગાળે છે. એમણે બાળક વિદ્યાર્થીઓ માટે 'નિવૃત્તિ વિનોદ' નામે નિબન્ધોનો સંગ્રહ છપાવ્યો છે તે વરસો સુધી હાઈસ્કૂલોમાં શિખવાતો. એમની 'ત્રિવેદિવાચનમાળા' પ્રાથમિક નિશાળોમાં ચાલે છે. ઉપયોગમાં આવે એવાં લખાણો કરવાની એમનામાં અસાધારણ શક્તિ છે. વડોદરા કોલેજમાં સહુથી લોકપ્રિય પ્રોફેસર એઓ જ છે.

### ગ્રંથો

નિવૃત્તિવિનોદ (૧૯૧૭); સાહિત્યવિનોદ (૧૯૧૮). ભાષાંતરો: શાર્પ–જાપાનની કેળવણીની પદ્ધતિ (૧૯૧૦); ગિઝો–યુરોપના સુધારાનો ઇતિહાસ (૧૯૧૩) રૅશડોલ–નીતિશાસ્ત્ર. પરીક્ષામાં ખપ લાગે એવાં બેત્રણ પ્રમાણશાસ્ત્રનાં પુસ્તકો એમણે અંગ્રેજીમાં રચ્યાં છે તે વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ પડયાં છે.

## શૈલી

પ્રો. અતિસુખશંકરનું લખાણ હમેશાં સરળ, ભણેલા પારસીઓ પણ સમજે એટલું સરળ હોય છે. શ્રી જમશેદજી અરદેશર દલાલે એમની શૈલીનાં બહુ વખાણ કર્યાં છે. ભાષાની શુદ્ધિ વિશે એઓ બહુ ચીવટ રાખે છે તેથી વ્યાકરણ કે જોડણીના દોષ એમના લેખોમાં કદી આવતા નથી. બાળક વિદ્યાર્થીઓને બહુજ અનુકૂળ થઈ પડે એવી એમની લેખન-પદ્ધતિ છે. અમુક મર્યાદાની બહાર એઓ જતા જ નથી એટલે એમની લખાવટમાં વૈવિધ્ય નથી પણ એનો પ્રવાહ એકધારો નિશ્ચિત પંથે ચાલ્યો જાય છે. પચાસ વરસ પર એમણે લખવા માંડેલું પણ એમની ભાષાના રંગ ને લખાણની દિશા આજે પણ તેનાં તે જ છે.

### પરિચય

પ્રો. અતિસુખશંકરે પોતાનાં છૂટાંછવાયાં લખાણોનો સંગ્રહ 'સાહિત્ય-વિનોદ' એ નામે છપાવ્યો છે, તેમાં પ્રસ્તુત લખાણને પ્રથમ સ્થાન આપ્યું

છે. એ પર 'બહુજ જરૂરનું ટિપ્પણુ' એમણે મૂકયું છે: "'રાસમાળા' પાઠ્યપુસ્તક હતું. તેમજ વડોદરા કૉલેજની પ્રિવિયસ કલાસ કૉમન રૂમની નજીકના ઓરડામાં લેવાતી. એ બે બાબત આ નિબંધનો રસ બરાબર ચાખવા માટે જાણવાની જરૂર છે." લેખક વિનોદમાં આને નિબંધ કહે છે બાકી એ ગંભીર ચિન્તનાત્મક નિબંધ નથી. કદાચ આધુનિક પાશ્ચાત્ય શૈલીની એ નિબન્ધિકા છે એમ એમના મનમાં હશે.

માણસ સાધારણ રીતે બીજાની મશ્કરીને કરી આનન્દ લે છે. કવચિત્ ખૂબ આનન્દમાં હોય ત્યારે પોતે પોતાને બનાવીને પણ આનન્દ લે છે. અહીં લેખક એ સ્થિતિમાં છે. એમની આસપાસ કેવું વાતાવરણ રહે છે તેનો આ વિનોદાત્મક લખાણમાંથી અચ્છો ખ્યાલ આણી શકાય એમ છે.

## ટિપ્પણ

પૃ. ૧૬૭. પ્રોફેસરો કૉલેજમાં સાધારણ રીતે ઊંઘતા નથી પણ પ્રો. અતિસુખશંકર વિનોદ ઉપજાવવા નિદ્રામાં પડીને જ લેખનો આરંભ કરે છે. ટર્મિનલ: કૉલેજમાં ભણનારા વિદ્યાર્થીઓને ગુજરાતી બરાબર આવડતું નથી હોતું તે પર અહીંથી કટાક્ષ શરૂ થાય છે.

પૃ. ૧૬૮. પર્યાય, સમાનાર્થ શબ્દ. વિદ્યાર્થી પોતે...પડે છે: આ બધાં વાકયો કટાક્ષમાં લખ્યાં નથી, ને તેનું કારણ પણ આપ્યું છે.

પૃ. ૧૬૮. એ શબ્દો...કાઢી: પ્રોફેસરને પોતાને જ 'ટર્મિનલ'નું ગુજરાતી તુરત સૂઝતું નથી તે આમ સૂચવ્યું છે.

હું...થયો: 'ટર્માન્ત'વાળું વાકય સાંભળીને જાગેલા તે અહીં તુરત પાછા બીજી વાર અર્ધનિદ્રામાં પડે છે.

પૃ. ૧૭૦. હેમાચાર્ય: સિદ્ધરાજના વખતના સમર્થ જૈન પંડિત. 'સિદ્ધહેમચંદ્ર'ના લેખક. એમણે બીજા અનેક દાર્શનિક ગ્રંથો રચ્યા છે તે અદ્યાપિ જૈનો ભણે છે. આ કલિયુગમાં કોઈ બધાં શાસ્ત્ર જાણતું નથી પણ હેમાચાર્ય સર્વ શાસ્ત્રોમાં પારંગત હતા માટે એમને કલિકાળસર્વજ્ઞ કહે છે.

વિદ્વાન...છે : સંસ્કૃતમાં આમ વચન છે :

ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते ।

અર્થ : બ્રાહ્મણ બ્રાહ્મણને જોઈને કૂતરા પેઠે ઘુરકે છે.

પૃ. ૧૭૧. ददतु...ददानि । : શ્લોકનો ભાવાર્થ એમ છે કે તમારી પાસ ગાળો બહુ છે માટે દેવાય તેટલી દો. અમારી પાસ ગાળ છે જ નહિ એટલે અમે ગાલિપ્રદાન કરી શકીએ એમજ નથી. જગતમાં એ તો જાણીતું છે કે જેનું અસ્તિત્વ હોય તેજ આપી શકાય સસલાનું શિંગડું કોઈ કોઈને આપતું નથી. જોઉં તો...દીઠી : પાસે 'રાસમાળા' પડી હતી તે પગ પર પડી તેથી પોતે જાગી ઊઠે છે ને પાછા ત્રીજી વાર ઊંઘી જાય છે. ઝોંકાઈ ગયો : ઊંઘમાં પડી ગયો. વિનોદમાં પારસીઓ વાપરે છે. શિષ્ટ પ્રયોગ નથી.

પૃ. ૧૭૨. નવમાએ કહ્યું....જોઈએ : આ પરથી લેખક વિદ્યાર્થીઓની બધી સૂચનાઓ તરફ કટાક્ષથી જોતા હોય એમ લાગે છે.

પૃ. ૧૭૪. તે ભેદોને લીધે...જોઈએ : સમાનતાના પૂજારીઓ કેવી દલીલ કરે છે તેની ટોળ છે. ઉચ્છેદક, સમૂળો નાશ કરનારા, 'એક્સ્ટ્રીમિસ્ટ.' મેં પૂછ્યું : "શા માટે ?": આનંદની અવધિ પર અહીં લેખક પહોંચે છે તે બતાવવા આ વાક્યનેજ મથાળે મૂક્યું છે. માણસ એકલો ઊંઘમાં પડ્યો હોય ને ઓચિન્તો ઝબકીને ઊઠે ને કંઈક બોલી ઊઠે એ ચિત્ર બરાબર ખડું કર્યાથી હસવું આવી શકશે.

## રામનારાયણ : ખરાબ કરવાની કલા

**ગ્રંથો**

પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા (૧૯૨૨); કાવ્યસમુચ્ચય ભાગ ૧–૨ (૧૯૨૪); દ્વિરેફની વાતો (૧૯૨૯); સ્વૈરવિહાર (૧૯૩૦); આ ઉપરાંત એમણે 'ગોવિન્દગમન' અને 'પૂર્વાલાપ'નાં સંપાદન તથા 'કાવ્યપ્રકાશ'ના ૭ ઉલ્લાસનો અનુવાદ કર્યો છે.

## શૈલી

આધુનિક ગુજરાતી ગદ્યકારોમાં શ્રી રામનારાયણ પાઠકનું વ્યક્તિત્વ નિરાળુંજ છે. એમણે એક વિશિષ્ટ શૈલી સંપાદિત કરી છે. તેની વિશિષ્ટતા એ છે કે એ શૈલી છે એમ લાગે જ નહિ. એમની ને ગાંધીજીની પ્રકૃતિમાં આકાશપાતાળ જેટલો ભેદ છે પણ એમાં એક ગુણ સમાનપણે વ્યાપી રહ્યો છે. શ્રી રામનારાયણ પણ ગાંધીજીની જેમ, છે તેવા જ દેખાવા માંગે છે ને મથે છે. આથી એમની ભાષા સાદી અને નિર્મળ તથા લખાવટ સરળ અને નિરાડમ્બર બની છે. સંસ્કૃતનું એમને એટલું સારું જ્ઞાન છે કે વિના કારણ સંસ્કૃત તત્સમો વાપરવાનો મોહ એમનો ચાલ્યો ગયો છે. તળપદા શબ્દો વડે એઓ ઝીણામાં ઝીણા વિચાર સહેલાઈથી દર્શાવી શકે છે. આ શાક્તમાં એઓ સહુને માથે છે. પ્રમાણશાસ્ત્રના એઓ ઊંડા અભ્યાસી છે તેથી એમની વિચારણા સુશ્લિષ્ટ બની છે. એમનાં વાક્યોના ને કંડિકાઓના બંધ કદી શિથિલ નથી હોતા. ગુજરાતીમાં એમણેજ પ્રમાણશાસ્ત્ર પહેલું રચ્યું તેથી તળપદા શબ્દોનો અર્થભાર કેટલો હોય છે તેનો એમને એટલો સ્પષ્ટ ખ્યાલ આવી ગયો છે કે એમની શૈલીમાં અદ્‌ભુત લાઘવ આવ્યું છે. એમના લખાણમાં નકામો શબ્દ શોધ્યો જડતો નથી એટલુંજ નહિ પણ થોડામાં એઓ એટલું બધું કહે છે કે કેટલું કહ્યું તેની એકદમ ખબર પણ નથી પડતી. અધ્યાપક તરીકે એમણે પુષ્કળ વાંચ્યું છે, વિવેચક તરીકે એમણે પુષ્કળ વિચાર્યું છે ને તંત્રી તરીકે એમણે પુષ્કળ લખ્યું છે એટલે એમની શૈલીમાં નિષ્પ્રયત્ન લાવણ્ય વિલસી રહ્યું છે. પ્રો. મણિલાલનો ઝભ્ભો શૈલી-વિષયમાં પ્રો. આનન્દશંકર પર પડયો તેમ ગાંધીજીનો રામનારાયણ પર પડત. પરન્તુ ગાંધીજી અંગ ઢાંકી દે એવો ઝભ્ભો પહેરતા નથી એટલે એમનો કચ્છ પહેરીને જ શ્રી રામનારાયણ સાહિત્યક્ષેત્રમાં ઘૂમશે. સ્વૈરવિહાર કરશે.

## પરિચય

'સ્વૈરવિહાર' નામના શ્રી રામનારાયણ પાઠકના પુસ્તકમાંથી પ્રસ્તુત નિબન્ધ લીધો છે. મણિલાલ ને રા. આનન્દશંકરના નિબન્ધો ઉપર આવી ગયા તે જાતનો આ નિબન્ધ નથી. અંગ્રેજી સાહિત્યમાં જેને 'લાઇટ એસે'

કહે છે તે પ્રકારનો આ નિબન્ધ છે. એમાં વિષયનું તર્કપુરઃસર શાસ્ત્રીય નિરૂપણ કરવાનો પ્રયત્ન જ નથી હોતો પણ વિનોદની ભૂમિકા પર લેખક હળવી પીંછીએ પોતાનું જ વ્યક્તિત્વ ખડું કરે છે. દાખલા તરીકે આજ નિબન્ધમાં લેખકનું પ્રમાણશાસ્ત્રનું જ્ઞાન ને ધર્મશાસ્ત્રનો પરિચય જણાય છે એટલું જ નહિ પણ આપણા કેટલાક આચારો ને ખાસિયતો તરફ એમની અભિવૃત્તિ કેવી છે તે પણ પ્રગટ થાય છે. એમાં રહેલો હાસ્યરસ એટલો સૂક્ષ્મ છે કે બેચાર સ્થળેજ તેનું પૃથક્કરણ કરી સંતોષ માન્યો છે.

## ટિપ્પણ

પૃ. ૧૭૫. ખરાબ...છે: પહેલું જ વાક્ય કોઈ માને નહિ એવું લખીને કટાક્ષમય લેખ છે એમ સૂચવી દીધું છે. સ્વામિત્વ...હક: પ્રમાણ-શાસ્ત્ર પ્રમાણે કોઈ પદાર્થનું લક્ષણ આપવું હોય તો તેનો અસાધારણ, એટલે બીજા પદાર્થોથી તેને જુદો પાડનાર ખાસ ધર્મ કહેવો જોઈએ. તેમાં અવ્યાપ્તિ ન જોઈએ, તેમ અતિવ્યાપ્તિ પણ ન જોઈએ. સાધારણ રીતે ખરાબ કરવાનો હક જ નથી હોતો ને હોય તો તેને સાધારણ રીતે કોઈ સ્વામિત્વ નથી કહેતું છતાં જાણે અસાધારણ ધર્મ કહેતા હોય એવી રીતે સ્વામિત્વનું અહીં લક્ષણ આપ્યું છે. પણ એમાં અવ્યાપ્તિ છે. સ્વામિત્વમાં અનેક હકનો સમાવેશ થાય છે તેમાંનો અહીં એક જ ગણાવ્યો છે. આમ ખોટું લક્ષણ પ્રથમ મૂકી તેમાંથી ફલિત થતાં જે જે દૃષ્ટાન્તો હવે આપે છે તે બધામાં આપોઆપ વ્યંગ્ય આવે છે.

પૃ. ૧૭૬. બાળક...છે: ખરાબ કરવું એ બાલિશતા છે એ વ્યંગ્ય છે. સાહજિકતા, સ્વાભાવિકતા. સાચી કલામાં સ્વાભાવિકતા હોય છે. પણ ધારો...કલા છે: આ વાક્યની અનુભવભૂમિકા વ્યાપક છે. માણસ જમ્યા પછી આળસુ થાય છે, હિંચકો તો આળસનો કિલ્લો જ છે, શેઠલોક આળસુ હોય છે, શેઠાણી એટલે વહુ પાસે હોય ત્યારે ઘણા મરદો આળસુ થઈ જાય છે ને પાન ચાવ્યાં કરનારા આળસુ હોય છે. આ બધું એક સાદા વાકયમાં મૂકીને શૈલીનું લાઘવ સાધ્યું છે. ચિત્રકારને પૂરતી થઈ પડે એવી સઘળી સામગ્રી એમાં આવી ગઈ છે. તે...ઉચ્ચારણ છે: કળામાં

સ્વાભાવિકતા જોઈએ માટે 'સ્વાભાવિક ઉચ્ચારણ' શબ્દો બહુ યુક્ત છે. સ્વભાવે જ તમે આળસુ છો એ વ્યંગ્ય છે.

પૃ. ૧૭૭. આ...ભવ્યતા આવે છે: કળામાં સ્વાભાવિકતા સાથે ભવ્યતા હોય તો ઉત્તમ. પ્રાચીન કાળની કલ્પના ખરી છે. પણ જડ થઈ ગયલા પ્રાચીન વિચારોમાં કશી ભવ્યતા નથી એમ વકતવ્ય છે. સનાતનધર્મી કવિ: સ્વ. કેશવરામ ભટ્ટ. એમની 'કેશવકૃતિ' પ્રસિદ્ધ છે. ઊનમાં...જોઈએ: વેદમંત્રોનો વિનિયોગ થાય છે તેમ શાસ્ત્રનાં વિધાનો પર વાર્તિક થાય છે. વાર્તિકકાર મૂળમાં ન કહ્યું હોય તે પણ કહે છે. રેશમી વસ્ત્ર ન ધોવાય એવું શાસ્ત્રનું વિધાન નથી છતાં ઊનમાં રેશમનો સમાવેશ કરવો એવું વાર્તિક રચી અબોટિયું ન ધોવું એમ કટાક્ષમાં સિદ્ધ કર્યું છે.

પૃ. ૧૭૮. સ્ત્રીયોપયોગી: સ્ત્રી + ઉપયોગી એની સંધિ થઈને સ્ત્રીયોપયોગી શબ્દ નથી થતો. બાલ + ઉપયોગી = બાલોપયોગી, એ બરાબર છે. વ્યાકરણદોષો કરનારનો અહીં ઉપહાસ છે. પદ્મિની: કામશાસ્ત્રમાં પદ્મિની, હસ્તિની, ચિત્રિણી ને શંખિની, એમ શરીરની સંપત્તિ અનુસાર સ્ત્રીઓના ચાર વિભાગ પાડ્યા છે. એ શબ્દો પુસ્તકોનાં રૂપરંગ પરત્વે એક વાર વપરાતા તે પર અહીં કટાક્ષ છે. રેનૉલ્ડસ: એની નવલકથાઓ વિલાયતમાં શિષ્ટ પુરુષો કદી વાંચતા નથી. રેનૉલ્ડસ જેનો પ્રિય લેખક હોય તે 'સરસ્વતીચંદ્ર'ની કદર શી કરે એવું અહીં સૂચન છે.

# જયેન્દ્રરાય : ચેવડાનું મૂળ

## જીવન

જયેન્દ્રરાય: પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ. એઓ અમદાવાદના વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ ડાસરામાં ૧૮૮૧ની પહેલી સપ્ટેમ્બરે થયો હતો. એમના પિતાશ્રી ગોંડળમાં ઊંચા હોદ્દા પર હતા. એમનાં માતુશ્રીનું નામ જસબા. એઓ ઘણાં સ્વધર્મપરાયણ છે ને વેદાન્તશાસ્ત્રનાં અભ્યાસી તરીકે ઘણે સ્થળે પ્રસિદ્ધિ પામ્યાં છે. એમની દ્વારા બચપણમાં જ જયેન્દ્રરાયને પ્રાચીન આર્યસંસ્કારો પ્રાપ્ત થયલા. પ્રાથમિક

કેળવણી એમણે ગોંડળમાં લીધી. પછી વડોદરે આવી ત્યાંની હાઈસ્કૂલમાં પાસ થઈ એઓ જૂનાગઢ કૉલેજમાં દાખલ થયા. ત્યાર બાદ ગુજરાત કૉલેજમાં આવ્યા અને ત્યાંથી જ લૉજિક અને મૉરલ ફિલૉસોફી લઈ ૧૯૦૬માં બી. એ. થયા. ૧૯૦૮માં મુંબાઈ વિદ્યાપીઠનું મહાદેવ પરમાનન્દ પારિતોષિક એમણે મેળવ્યું. ૧૯૧૦માં ગુજરાતી ને અંગ્રેજી લઈ એઓ બીજા વર્ગમાં એમ. એ. થયા. ત્યાર પછી કલકત્તાની ગુજરાતીઓની હાઇસ્કૂલમાં હેડમાસ્તર નીમાયા. ત્યાં એમણે ૧૯૧૨માં 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ની ધાટી પર 'ધી રિવ્યુ' નામનું અંગ્રેજી માસિક કાઢવા માંડ્યું. ૧૯૧૫માં એમનાં માતુશ્રીનાં ભજનોનો સંગ્રહ 'વિદ્વત્તાપૂર્ણ' ઉપોદ્ઘાત સાથે છપાવ્યો. ૧૯૧૬માં એઓ અમદાવાદ પાછા ફર્યા અને સનાતન ધર્મની પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા. કાશીપુરીના ભારત ધર્મ મહામંડળ તરફથી એમને 'ધર્મવિનોદ'ની ને જગન્નાથપુરીના શંકરાચાર્ય તરફથી એમને 'વિદ્યાવારિધિ'ની પદવી આપવામાં આવી છે. ૧૯૨૦થી એઓ સુરત કૉલેજમાં અંગ્રેજી ને ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે. અંગ્રેજી કે ગુજરાતી ભાષા અથવા સાહિત્ય એમના પ્રિય વિષયો નથી પણ જીવનનું સમગ્ર દર્શન કરવા તરફ જ એમની વૃત્તિ છે. પાશ્ચાત્ય શિક્ષણ તેમ જ સંસ્કૃતિના પ્રખર વિરોધી હોવા છતાં તેનો જ પ્રચાર કરનારી સંસ્થામાં એમને આજીવન સભ્ય થવું પડ્યું એ એમના જીવનની મોટી કારુણી છે. એમનાં સ્નેહાળ પત્ની કૈલાસવાસી થયાં એ એથી મોટી બીજી કારુણી છે. એ બન્યા પછી જ એમનું ખરું સાક્ષરજીવન શરૂ થયું છે.

### ગ્રંથો

થોડાંક છુટાં ફૂલ (૧૯૨૭); ઝરણાં—ટાઢાં ને ઊન્હાં (૧૯૨૮); ધર્મની ભૂમિકા (૧૯૨૮); પોયણાં (૧૯૨૯); સ્વરાજ્ય અને સંસ્કૃતિ (૧૯૩૧).

## શૈલી

પ્રો. જયેન્દ્રરાયે એમની લાક્ષણિક અર્થશૈલીના પ્રતાપથી જ નિબન્ધકાર તરીકે સફળતા મેળવી છે. એમને આપણા પુરાણસાહિત્યનો સારો પરિચય છે ને તેમાં પણ ખાસ કરીને શ્રીમદ્ ભાગવત જેવા મહાન

ગ્રંથનું એમણે ઊંડું અધ્યયન કર્યું છે તેની એમના લખાણ પર ભારી અસર થઈ છે. પ્રો. જયેન્દ્રરાયની પ્રકૃતિ ગંભીર છે પણ જમાનાને અનુકૂળ એવી રમતિયાળ શૈલીમાં એઓ લખે છે તેથી કેટલીક વાર એમના લેખોમાં અનેરી સૌરભ મહેકી રહે છે. એઓ પોતાનું વક્તવ્ય પ્રગલ્ભતાથી રજુ નથી કરતા તેમ તેમાં ઋજુતા પણ નથી હોતી. પરન્તુ વ્યંજનાના રસમય પ્રદેશમાં એઓ હમેશાં વિહરે છે. આથી એમની શૈલીમાં એક પ્રકારની મોહકતા આવી છે. વળી નિબન્ધિકાનું સ્વરૂપ જ એવું છે કે એમાં લેખકનું વ્યક્તિત્વ પૂરેપૂરું ઊતરતું નથી પણ માત્ર નીતરે છે, એટલે સ્વભાવનું કોઈ વૈચિત્ર્ય અંગત પરિચયમાં અણગમતું થઈ પડે એવું હોય તે જ નિબન્ધિકાને આકર્ષક બનાવે છે. દાખલા તરીકે, જયેન્દ્રરાવ ગુજરાતી ભાષાના અધ્યાપક છે છતાં વ્યુત્પત્તિશાસ્ત્ર શીખવાશીખવવાની વિરુદ્ધ છે એમ જાણીએ તો આપણને જરૂર આઘાત થાય પણ પ્રસ્તુત નિબંધમાં એમણે વ્યુત્પત્તિશાસ્ત્ર એ કપોળકલ્પના છે એમ સૂચવી તેનો ને તેના અભ્યાસકોનો ઉપહાસ કર્યો છે એથી નિબન્ધ રોચક બન્યો છે. એમની ભાષા શુદ્ધ નથી પણ સંસ્કારી છે. જોડણી કવચિત્ ખોટી હોય છે પણ એ દોષ સહેલાઈથી દૂર થઈ શકે એવો છે. અમુક વિચારો ને વાક્યપ્રયોગો ફરીફરીને કરવાની વૃત્તિ એમનાથી રોકી શકાતી નથી તેથી કેટલીક વાર પિષ્ટપેષણ થતું હોય એમ લાગે છે. બાકી એમની શૈલી એવી વિશિષ્ટ છે કે એનું અનુકરણ થઈ શકે એમ નથી.

## પરિચય

'થોડાંક છુટ્ટાં ફૂલ' એ નામના પ્રો. જયેન્દ્રરાય દૂરકાળના લેખસંગ્રહમાંથી પ્રસ્તુત નિબન્ધિકા લીધી છે. નિબન્ધિકા સફળ થવા માટે લેખકનું વ્યક્તિત્વ એમાં પ્રગટ થાય એ બસ નથી. એ વ્યક્તિત્વ આકર્ષક જોઈએ. અંદર મર્મની ઓછીવધેરી છાંટ ન હોય તો તો ચાલેજ નહિ. આ સર્વ ગુણોથી પ્રસ્તુત નિબંધ અંકિત છે.

## ટિપ્પણ

પૃ. ૧૮૨. ગંભીર નિબન્ધ: ચેવડો એ સાધારણ ખાવાની ચીજ છે. તે પર ગંભીર નિબન્ધ લખવાનો વિચાર દર્શાવીને પહેલા જ વાક્યમાં પોતે વ્યંગ્યમાં લખે છે એ સૂચવે છે. દરમિયાન...પડે: શબ્દોની ખરી વ્યુત્પત્તિ જડે નહિ ત્યાંસુધી તે વિશે કપોલકલ્પનાઓ કરવામાં આવે છે તે પર કટાક્ષ છે.

સંસારને વડના વૃક્ષનું રૂપક: વડ નહિ પણ પીપળો જોઈએ. કઠોપનિષદમાં ऊर्ध्वमूलोऽर्वाङ्‌शाख एषोऽश्वत्थः सनातनः। એમ કહ્યું છે તે જ અહીં વિવક્ષિત છે. ગીતાજીમાં પણ ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम। એમ છે. અશ્વત્થ એટલે પીપળો. છાન્દોગ્યમાં ન્યગ્રોધ એટલે વડરૂપે સંસારનું સૂચન છે. एतस्य वै सौम्यैषोऽणिम्न एवं महा न्यग्रोधस्तिष्ठति। પણ એમાં વડને ઊર્ધ્વમૂલવાળું કહ્યું નથી. અત્યારની... એવું છે: નિસર્ગનું સાન્નિધ્ય આપણે ખોઈ બેઠા છીએ કારણ જીવન કૃત્રિમ બની ગયું છે, એવું અત્રે વ્યંગ્ય છે.

પૃ. ૧૮૩. એ મૂળને...સંભવ છે: ખારું ખાટું ખાવાની ઇચ્છા ઊર્ધ્વગતિ કરનારી નથી પણ અધોગતિ કરનારી છે છતાં કેટલાક તેનો પણ બચાવ કરનારા છે. ઇક્ષણા, જોવું તે. એષણા, ઇચ્છા; વાસના; કામના. ઋગ્વેદસંહિતાના નાસદીયસૂક્તમાં કામમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ એવું સૂચન છે. कामस्तदग्रे समवर्तताधि मनसो रेतः प्रथमं यदासीत्। અર્થ: તે વખતે પ્રથમ કામ એનામાં ઉત્પન્ન થયો; કામ એ જ એ આત્માનું પહેલું રેત હતું. પણ...કહેવાય છે. ઈશ્વરને ઇચ્છા થાય–સૃષ્ટિ ઉત્પન્ન કરવાની–તો માણસને ઇચ્છા ન થાય–ખારુંખાટું ખાવાની? અહીં ઇક્ષિણા શબ્દ બરાબર બેસતો નથી બાકી ઉપહાસ સરસ છે.

ચાળેલા...હોય નહિ!: આખી કંડિકાનો સાર—પંચમહાભૂત ભેગાં થાય તો દેહ બને પણ માણસ નથી બનતો. દેહમાં પ્રભુ આત્મા મોકલે ત્યારે માણસ થાય. એવી જ રીતે ચેવડામાં રહેલી તમામ ચીજો એકઠી

કરવાથી કંઈ ચેવડો બનતો નથી. ચેવડાનો આત્મા કયો ? એ એકદમ સ્ફુટ થતું નથી. છેવટે આવે છે કે મમરા કરતાં કોઈ અવર્ણ્ય રસને આપણે ચેવડાનો આત્મા કહીએ તો શું ખોટું ? આમ સીધી જ રીતે લખવાથી શૈલીનો વ્યંગ્ય તૂટે છે. અને એ...રહ્યા છે ! : કેટલાક ખૂબ ચેવડો ખાય છે તે પર અહીં કટાક્ષ છે. પરમાત્મા રસરૂપ : रसो वै सः। એવી શ્રુતિ છે. એ આત્માના અનુભવનો રસ અવર્ણ્ય છે તેમ ચેવડાના સ્વાદનો રસ પણ અવર્ણ્ય છે. તે રસને ચેવડાનો આત્મા કહી પછી તેના અનુભવને આત્મસાક્ષાત્કાર સાથે સરખાવવામાં આવ્યો છે. ચેવડો ચાખવો એટલે જાણે પરમાત્માનો રસાનુભવ કરવો. ચેવડા પર લોકનું ધ્યાન છે તેટલું પ્રભુ પર નથી એ વક્તવ્ય છે. આ કંડિકામાં વિશદતા જરાક ઓછી છે.

પૃ. ૧૮૪. રાજા...વિષમય : न जाने संसारः किममृतमयः किं विषमयः। સંસાર અમૃતમય છે કે વિષમય એ હું જાણતો નથી. વિષ્ણુ-દૈવત, ઘી. કંડિકામાં સંસારને ચેવડા સાથે સરખાવી ભારી રમુજ કરી છે.

એકાન્તિક, એકજ વસ્તુ કે માણસ કે સિદ્ધાન્તને વળગી રહેનારું. આખી કંડિકાનો સાર : એકલો ચેવડો જ ખાઈએ તો આંખમાં પાણી આવે, માટે બરફી સાથે જોઈએ ને પાણી પણ છેવટે પીવું જોઈએ. સંસારમાં પણ એક જ માણસને વળગી રહીએ તો દુઃખ ઉપજે છે. પાણીનો ઘૂંટડો મરતા પહેલા પીવડાવવામાં આવે છે. મરે ત્યારે જ શાન્તિ થાય છે. સંસાર પરત્વે બરફી કઈ તે સ્ફુટ નથી થયું. નરનાં સૂનુ : મનુસ્મૃતિમાં (૧–૧૦) આ પંક્તિ છે:

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः।

પાણીડાં તે પ્રભુનાં છોરુ છે એટલે પાણી પીને જ માણસ પ્રભુ પાસ પહોંચે છે. ખરી શાન્તિ તો ત્યાં જ છે એમ અત્રે સૂચન છે.

ચેવડા શબ્દમાંથી ..શ્રુતિ કહી છે જ ને ? : શબ્દ અને અર્થ એની તો સંપૃક્તિ છે, પણ શબ્દ અને તેથી નિર્દિષ્ટ થતો પદાર્થ એ બે કેવળ

ભિન્ન છે. એ બેની વચ્ચેનો સંબન્ધ 'અધ્યાસ'નો છે. પદાર્થ એટલે વસ્તુ અથવા 'નામી' અને શબ્દ તે નામ છે. નામ અને નામી એ શબ્દો આ અર્થમાં આપણી ફિલસુફીમાં વપરાતા નથી. દેહ અને દેહીના જોડકાંને અનુસરી લેખકે આ જોડકું અહીં યોજ્યું છે. પરન્તુ એમાં મોટો વાંધો એ છે કે આત્મા નામી નથી પણ અનામી છે. આ વાંધો જતો કરીએ તો પછી મર્મ સરસ છે. લેખક કહે છે કે શબ્દબ્રહ્મના જ્ઞાનથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ભગવાનનું 'નામ' લેવાથી 'નામી' ભગવાન મળે છે. તેમ આપણે ચેવડો નામ પર, શબ્દ પર વિવેચન કરવા જતા હતા ત્યાં તો ચેવડા પરજ વિવેચન થઇ ગયું. અર્થાત્ વસ્તુતઃ આપણે ચેવડામાં ઝપટાઈ જ ગયા છીએ, આડા ચાલ્યા ગયા છીએ. ચેવડો શબ્દ બોલ્યાથી કંઇ ચેવડાની પ્રાપ્તિ થાય એમ નથી !

પૃ. ૧૮૫. રસરૂપ...ન થાઉં : જમાનાના રંગ એવા છે કે બ્રહ્મ જેવા ગંભીર વિષય પર વિવેચન કરતી વેળા પણ વિષયોચિત ગાંભીર્ય લોક ધારણ નથી કરતા. તરવરતી, સળવળાવે એવી; ઉપરતળે થઇએ એવી. ઉપમા : એક અલંકારનું નામ જેમાં બે પદાર્થ વચ્ચે ચમત્કારી સાદૃશ્ય વર્ણવ્યું હોય તે ઉપમા. ઉક્તિ, વાક્ચાતુર્ય. મદિરાક્ષી, મોહક આંખવાળી. પ્રકૃત, પ્રસ્તુત; જે વાત ચાલે છે તે. પ્રકૃતને...શકયા નથી : अणोरणीयान्महतो महीयान । એવી શ્રુતિ છે. બ્રહ્મ નાનામાં નાના પદાર્થથી નાનો છે ને મોટામાં મોટા પદાર્થથી મોટો છે, એવો એનો અર્થ છે. એ પરથી આ વાક્ય સ્ફુર્યું લાગે છે પણ ચેવડો મહતો મહીયાન્ શા માટે તે સ્ફુટ કરવું રહી ગયું છે. કાષ્ટમાં અગ્નિ પેઠે : काष्ठाविव हुताशन : । નો અનુવાદ. કાષ્ઠમાં અગ્નિ છે પણ અદૃશ્ય છે; કોશમાં ચેવડો છે જ નહિ એટલે અદૃશ્ય છે. એનું કારણ...નથી : લેખક અહિં અનેરી રસસૌરભ પ્રકટાવે છે. આ વાકયમાં બેવડો ધ્વનિ છે : એક આનંદમય છે ને બીજો કરુણામય. નવી વહુનું નામ કોઈ દેતું નથી; તેનો વિચાર સહુ કરે છે. આ એક ધ્વનિ. વહુ નવી હોય છે ત્યાંસુધી સહુનું ધ્યાન ખેંચે છે પણ પછી 'તેનું વિશિષ્ટ વ્યક્તિત્વ' એટલે પોતાની જાત તે બતાવે છે એટલે ધ્યાન ખેંચતી અટકી જાય છે. આ બીજો ધ્વનિ.

ચેવડા...વાત છે: ઉપરની કંડિકાના પહેલા જ વાક્યમાં જે વિચાર છે તેની એક રીતે પુનરુક્તિ છે. ત્યાં આ ભેદ પાડયો હોત તો તેનો મર્મ વધારે સ્પષ્ટ થાત. પદાર્થના વાચક છે: વસ્તુનું માત્ર સૂચન અથવા નિર્દેશ કરે છે. ભેદદષ્ટિ: બે પદાર્થ વચ્ચે ભેદ છે અર્થાત્ એકએકથી ભિન્ન, જુદા છે એમ માનવું તે. દષ્ટિભેદ: એકજ પદાર્થને બે જણ જુદી જુદી દષ્ટિએ જુએ તે. પહેલામા એક દ્રષ્ટા ને બે પદાર્થ હોય છે. બીજામાં બે દ્રષ્ટા ને એક પદાર્થ હોય છે.

મહારાષ્ટ્રનો ખાસ અક્ષર 'ચ': મરાઠીમાં છઠ્ઠીના પ્રત્યયોમાં ચ છે એટલે બહુજ વાર એ બોલાય છે. વળી ગુજરાતીઓ નથી કરી શકતા એવો એનો ખાસ ઉચ્ચાર છે માટે એને 'ખાસ અક્ષર' કહ્યો છે. પંચરાઉ, ચારપાંચ જાતના મિશ્રણવાળો. સંબધ, લગ્નસંબંધ. લેખકે ટનો ડ...ગયું: આરંભમાં કહ્યું હતું કે એ પર હું હમણાં આવીશ ને હવે કહે છે કે એ ચૂંથણામાં કોઈને રસ નહિ પડે! આની વ્યંજના એ છે કે વ્યુત્પત્તિશાસ્ત્રને અગત્ય આપવાની જરૂર નથી.

# લીલાવતી: હું મોડો કેમ જન્મ્યો?

## જીવન

સૌ. લીલાવતી મુનશીનો જન્મ અમદાવાદના એક જાણીતા જૈન કુટુમ્બમાં થયો હતો. શ્રીયુત લાલભાઈ શેઠ નામના એમની જ જ્ઞાતિના એક સદ્ગૃહસ્થ સાથે એમનું પ્રથમ લગ્ન થયું હતું. શ્રી. લીલાબહેને કોઈ પરીક્ષા પાસ કરી નથી પરન્તુ ખાનગી શિક્ષકોના એમના પર અનેક સંસ્કારો પડ્યા છે ખરા. અમદાવાદથી એઓ મુંબાઈ આવીને રહ્યાં ત્યાર પછી એમણે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ૧૯૨૬ માં શ્રી લાલભાઇ શેઠનું અવસાન થયું એટલે એમણે રા. કનૈયાલાલ મુનશી સાથે પુનર્લગ્ન કર્યું. ગયે વરસે મહાસભાની લડતમાં એમણે ભાગ લીધો ને દેશ ખાતર કેદ ભોગવી. રાજકીય ક્ષેત્રમાં હવે એમની તરફથી ગુજરાત બહુ બહુ આશા રાખે છે.

### ગ્રંથ

'રેખાચિત્રો અને બીજા લેખો'માં એમના લેખોનો સંગ્રહ છે.

## શૈલી

શ્રી લીલાબહેન હલકે હાથે લખે છે. એમની ભાષા ઘરગથ્થુ ને શૈલી રમતિયાળ છે. એનાં વહેણ હંમેશાં અનિશ્ચિત હોય છે. અનુભવના ઉદ્‌ગારો આવે છે ત્યારે એમના લેખોમાં ચેતન પ્રગટી ઊઠે છે. વિનયમન્દિરની તાલીમ એમણે લીધી નથી છતાં ભાષા ને વ્યાકરણના દોષ બહુ ઓછા હોય છે. અમુક વ્યક્તિ કે સંસ્થા પર દૃષ્ટિ રાખીને એઓ સાધારણ રીતે લખે છે એટલે તાત્કાલિક અસર પેદા થયા વિના રહેતી નથી. આપણાં સ્ત્રીલેખકોમાં એમનું સ્થાન આગલી હારમાં છે.

### પરિચય

'રેખાચિત્રો અને બીજા લેખો'માંનો આ એક લેખ છે. કોઈ શક્તિશાળી કામ કરે છે ત્યારે કોઈક અશક્ત માણસને એમ પણ લાગે છે કે 'એ હું કરી શક્યો હોત'. એક સાક્ષરે બીજા સાક્ષર પરત્વે આવી જ મનોદશા વ્યક્ત કરી હશે તેના પર આ લેખમાં કટાક્ષ છે. 'હું મોડો કેમ જન્મ્યો?' એમાં હું એટલે શ્રી લીલાવતી નહિ પણ કોઈ કાલ્પનિક પુરુષ. એ પ્રથમ વાચકને સંબોધે છે, પછી ઈશ્વરને પ્રાર્થે છે, પછી શ્રી લક્ષ્મીમાતાને વિનવે છે ને પછી પાછું વાચકને સંબોધન કરે છે. છેવટના એક વાક્યમાં પરમેશ્વરને યાદ કર્યો છે. એક જ વિચારને ઉદાહરણો વડે કેટલો પુષ્ટ કરી શકાય છે તે આમાં જોવાનું છે.

### ટિપ્પણ

પૃ. ૧૮૭. આર્ષ, ઋષિ ઉપરથી વિશેષણ. આર્ષદૃષ્ટિ: અંગ્રેજી 'વિઝન'નો પર્યાય.

પૃ. ૧૮૮. આર્ષદૃષ્ટિ ને દિવ્યદૃષ્ટિ એક નથી. ચાણક્ય: નંદવંશને નિર્મૂલ કરવાની પ્રતિજ્ઞા પાર પાડનાર, ચંદ્રગુપ્તને સમ્રાટ્ બનાવનાર, મહાન રાજનીતિજ્ઞ. એનું...નથી: 'અર્થશાસ્ત્ર': થોડાંક વરસ પર જ જડયું. યાવચ્ચંદ્રદિવાકરૌ: યાવત્ એટલે જ્યાંસુધી ચંદ્ર ને દિવાકર એટલે સૂર્ય છે ત્યાંસુધી; હમેશને માટે. બાણ: સંસ્કૃતનો મહાન ગદ્યલેખક. કાદમ્બરી એનો મુખ્ય ગ્રન્થ છે. ભવભૂતિ: સંસ્કૃત નાટયકાર, ઉત્તરરામચરિતનો લેખક. કાલિદાસનો સમોવડિયો છે. પછી જાણે...ગયો: ભવભૂતિ પછી જગન્નાથ પર એકદમ લેખક જાય છે તેથી આ વાકય લખ્યું છે.

પૃ. ૧૮૯. જગન્નાથભાઈ: સંસ્કૃતના છેલ્લા મહાકવિ જગન્નાથ. શાહજહાંના વખતમાં થઈ ગયા છે. કહે છે કે એથી: અહીં 'એથી' એટલે એકલા 'ગંગાલહરી'થી સમજવાનું છે. લક્ષ્મીમાતા!: ઈશ્વર એટલે નારાયણ એ અહીં સ્પષ્ટ થાય છે. હવે લક્ષ્મીને સંબોધન છે.

પૃ. ૧૯૦. દલપતરામના દીકરા: રા. ન્હાનાલાલ કવિ. અપદ્યાગદ્ય: નહિ પદ્ય ને નહિ ગદ્ય માટે અપદ્યાગદ્ય. પ્રોમીથિયસ: ગ્રીક પુરાણકથાનું એક પ્રસિદ્ધ પાત્ર. દેવલોકમાંથી એ પૃથ્વી પર અગ્નિ લાવ્યો હતો. ઓ ભાઈસાહેબો!: વાચકોને છોડીને અહીં લેખકો પ્રત્યે ઉક્તિ છે. ખરું જોતાં અહીં લેખ પૂરો થાય છે. બાકીનું લખાણ પાછળથી વધાર્યું હોય એવું લાગે છે. ભરુચનો ભાર્ગવ: રા. કનૈયાલાલ મુનશી. દાદા પરશુરામ: પરશુરામ ભૃગુવંશી જમદગ્નિના પુત્ર હતા માટે દાદા. બાકી એ કોઈના દાદા નહોતા.

પૃ. ૧૯૧. ખોળા પાથર્યા: આજીજી કરી. પાલવ પાથરીને સ્ત્રીઓ કરગરે છે ત્યારે આ શબ્દો વપરાય છે. ભૂચર, જમીન પર ફરનારાં પ્રાણી. ખેચર, આકાશમાં ફરનારાં. મંડનમિશ્ર: શંકરાચાર્યના પ્રતિસ્પર્ધી મહાન મીમાંસક. ભારતી એમની પત્નીનું નામ. વાદમાં શંકરાચાર્યથી હાર્યા પછી એઓ તેમના શિષ્ય થઈ શૃંગેરી મઠના પ્રથમ શંકરાચાર્ય થયા હતા. નવમા સૈકામાં એઓ થઈ ગયા.

# લેખકોનું યુગદર્શન

## નર્મદયુગ

### ૧૮૫૭–૧૮૮૭

| | | | |
|---|---|---|---|
| નર્મદાશંકર | ૧૮૩૩–૧૮૮૬ | સ્વદેશાભિમાન | ૧૮૫૬ |
| નંદશંકર | ૧૮૩૫–૧૯૦૫ | ઘેરાયલું શહેર | ૧૮૬૮ |
| નવલરામ | ૧૮૩૬–૧૮૮૮ | દુર્ગારામ મહેતાજી | ૧૮૮૭ |
| | | નર્મદની તુલના | ૧૮૮૭ |

## ગોવર્ધનયુગ

### ૧૮૮૭–૧૯૧૭

| | | | |
|---|---|---|---|
| ગોવર્ધનરામ | ૧૮૫૫–૧૯૦૭ | વાડામાં લીલા | ૧૮૮૭ |
| મણિલાલ | ૧૮૫૮–૧૮૯૮ | સદ્‌વૃત્તિ | ૧૮૯૩ |
| નરસિંહરાવ | જન્મ ૧૮૫૯ | સ્વ. ગોવર્ધનરામ | ૧૯૨૬ |
| રમણભાઈ | ૧૮૬૮–૧૯૨૭ | ભદ્રંભદ્ર | ૧૯૦૦ |
| | | રાઈનો પર્વત | ૧૯૧૪ |
| મણિશંકર | ૧૮૬૮–૧૯૨૩ | સમરસિંહ ને ચંદ | ૧૯૦૫ |
| આનન્દશંકર | જન્મ ૧૮૬૯ | સાહિત્ય પરિષદ | ૧૯૦૯ |

# ગાંધીયુગ

## ૧૯૧૭થી આરંભ

| | | | | |
|---|---|---|---|---|
| ગાંધીજી | જન્મ | ૧૮૬૯ | આત્મકથા | ૧૯૨૮ |
| જયેન્દ્રરાવ | જન્મ | ૧૮૮૧ | ચેવડાનું મૂળ | ૧૯૨૭ |
| અતિસુખશંકર | જન્મ | ૧૮૮૫ | મેં પૂછ્યું : શા માટે ? | ૧૯૨૮ |
| કાલેલકર | જન્મ | ૧૮૮૬ | નગાધિરાજ | ૧૯૨૩ |
| રામનારાયણ | જન્મ | ૧૮૮૭ | ખેમી | ૧૯૨૯ |
| | | | ખરાબ કરવાની કળા | ૧૯૩૧ |
| કનૈયાલાલ | જન્મ | ૧૮૮૭ | ગામદેવીનો મહાગુરુ | ૧૯૨૧ |
| | | | અગ્નિહોત્રી | ૧૯૧૭ |
| રમણલાલ | જન્મ | ૧૮૯૨ | સંયુક્તા | ૧૯૨૦ |
| | | | શંકિતહૃદય | ૧૯૨૫ |
| ગૌરીશંકર | જન્મ | ૧૮૯૨ | ભૈયાદાદા | ૧૯૨૬ |
| હંસા મહેતા | જન્મ | ૧૮૯૮ | અનારકળી | ૧૯૨૬ |